# સ્નેહ-સદન

વા

# અનુભવ રહસ્ય.

મ. ન. દ્વિવેદી.

# સ્નેહ—સદન

વા

# પ્રણય રહસ્ય.

૧૯૧૬

પ્રયોજક

મૂલ્ય. ૦—૧૨—૦

જ. ખો. દ્વિવેદી.

# બે બોલ.

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥

गीता अ. १० श्लो. १०

જગત્ શિરોમણી ભારતવર્ષ ! આજ તારી કેવી સ્થિતિ છે? તારા સંતાનોના ઘરે ઘરે દરિદ્રતા–રાક્ષસી પોતાનું હમ્મેશનું સ્થાન કરીને બેઠી છે! તારા પુત્રોની કર્મશકિત લુપ્ત થઇ ગઇ છે! જ્યાં જોઇએ ત્યાં એક શ્રેણીનાં માણુસો જોવામાં આવે છે. તેઓના ઘરની હીનદશા, સ્ત્રી, પુત્ર, આત્મીય, પરિજન વગેરે ઘણાજ કષ્ટોથી પોતાનું જીવન વ્યતીત કરે છે—આળસ, પ્રમાદ, નકામી વાતો વગેરેમાં પોતાના જીવનનો અમૂલ્ય વખત ગુમાવે છે! જો તેઓ જગતનાં કર્ત્તવ્ય કર્મોમાં પોતાનો મૂલ્યવાન વખત ગાળે તો નિઃસંશય તેમનો જીવનક્રમ બદલાતાં ઉન્નતિના પથ ઉપર ચ્હડી શકે. તેઓ પોતાના દેશ, સમાજ તથા આત્મીય પરિજનને પણ ઉપકાર કર્ત્તા થઇ પડે. કર્મશકિતનો લોપ થવાથી દેશની અંદર મોજમજાહ-વિલાસિતાનો પ્રવાહ વધવા સાથે માત્ર નોકરી–ગુલામગીરીનીજ સંખ્યા વધવા લાગી છે. વિદ્યા સંપાદન કરવી તે માત્ર ગુલામગીરીનેજ માટે—એવો તેમનો

સિદ્ધાંત થઇ ગયો છે. જ્ઞાન સંપાદન કરવાનો ઉદ્દેશ જીવનને ઉચ્ચ કોટીમાં લઇ જવાનો હોવો જોઈએ; પરંતુ હાલના માતા પિતા ક્યારે પોતાનો પુત્ર ભણી-ગણી પગાર લાવતો થાય, તેવાજ દૃષ્ટિબિંદુથી પોતાનું તેમજ પોતાની ભવિષ્યની ઓલાદનું નુકશાન કરે છે. તેમની કાર્યશકિતનો લોપ થયો નહોત--તેઓ આત્માપર વિશ્વાસ નહિ રાખી ડરપોક બન્યા ન હોત—તો તેમના સંતાનો આવી રીતે નોકરી-ગુલામગીરીને પરણી બેઠા ન હોત! વર્તમાન સમયના દરેક યુવાનો વિલાયતી બૂટ, કૉલર, નેકટાઈ, વગેરેથી અલંકૃત થઇ ૧૧ થી ૫ સુધી નીચી મુંડીએ કલમ ચલાવી સ્હાંજના વખતે નિસ્તેજ-બલહીન શરીરે પાછા ફરે છે! તેઓમાં ઉચ્ચ ચિંતા નથી, ઉદ્યોગ નથી, પરિશ્રમ નથી—ઉન્નત થયેલી જાતિઓની માફક ઉન્નત થવાની મહત્ત્વાકાંક્ષા નથી! પરિશ્રમની લાઘવતા; અર્થાત્ વગર શ્રમે જીવન વ્યતીત કરવા માટેજ તેઓ પરાધીનપણું પસંદ કરે છે! ભારતના યુવકો! શું આપણે આટલા માટે પ્રાતઃસ્મરણીય કર્મવીરોની જન્મભૂમિ આર્યાવર્તમાં જન્મ ધારણ કર્યો છે? શું ખાવું-પીવું મોજમજાહ કરવી તે સિવાય બીજું કોઇ પણ કર્ત્તવ્ય નથી? એકવાર ધ્યાનપૂર્વક વિચાર કરી પૂર્વના ભારતભૂમિના કર્મવીરોની કીર્ત્તિ તરફ દૃષ્ટિ દોડાવ. શું આપણે તેમના વંશજો નથી? આપણી નજર સામે તેમના કર્મરાશીના ઢગલે ઢગલા પડયા છે. સંસારની અંદર આપણે ડગલે ડગલે કર્ત્તવ્યકર્મની અંદર નોંધાયેલા છીએ. જે દૃઢચિત્ત વ્યકિતઓ પોતાના કર્ત્તવ્ય પાલનમાં બિલકુલ ડર નહિ રાખતાં આગળ વધે છે તેઓજ પોતાની સાથે આવા જનસમાજને પણ પોતાની પછવાડે ઉચ્ચ સ્થિતિએ લાવી મૂકે છે.

પરમ કૃપાળુ પરમેશ્વરે દરેક વ્યકિતની નજર સામે તેનું કર્ત્તવ્યકર્મ મૂકેલું છે. જે વ્યકિતઓ આ કર્ત્તવ્ય પાળવામાં અગ્રેસર થાય છે, તેઓજ ધર્મરાજ્યના વીરપુરૂષો ગણાય છે. ભારત આપણો ધર્મદેશ છે. ધર્મ સિવાય આપણાથી એક પગલું પણ આગળ ભરી શકાવાનું નથી. આપણે જેમના વંશજો છીએ તે પૂર્વના મહાત્માઓનાં જીવનને આપણે હૃદયમાં ધારણ કરવું જોઇએ—નહિ તો પછી વર્તમાન અવસ્થાના કરતાં પણ હીનદશા પ્રાપ્ત થવામાં વિલંબ નહિ રહે! આપણા પૂર્વજોએ જે ભારતમાં ધર્મરાજ્ય સ્થાપન કર્યું છે, તેનેજ આપણે હાલની અધમ સ્રષ્ટિ બનાવી દીધી છે. ત્યારે શું તેનો કોઈ પણ ઉપાય નથી? છે. માણસ શું નથી કરી શકતો? ઇશ્વરે માનવ હૃદયમાં અસંખ્ય શકિત પ્રદાન કરેલી છે. માત્ર આપણે તે શકિતનો આળસ અને ઉદાસીનપણામાં વ્યય કરીએ છીએ. કયાં છે આપણું પહેલાનું બ્રહ્મચર્ય? કયાં છે પૂર્વના મહાત્માઓ જેવું સંયમવ્રત? કયાં છે આપણી અમૂલ્ય વિદ્યા, કે જે વિદ્યાદ્વારા ધર્મ, અર્થ, કામ અને મોક્ષને સાધી શકતા હતા? અફસોસ! આર્ય સંતાનો પોતાના પિતૃ પિતામહોનાં કાર્યોને ભૂલી, ક્ષુદ્ર હૃદયના ભોગ-વિલાસી બની દુર્લભ અને નિસ્તેજ થઈ ગયા છે! ભારતના નવ-યુવકો! હજી પણ તે દિશા તરફ તમારૂં પ્રયાણ રાખો નહિ. એક-વાર પાછા ફરીને જુઓ. સ્થિર ચિત્તે સાંભળવા માગશો તો હજી પણ તમારા પૂર્વજોનાં યશોગાન સાંભળશો. સ્થિર ચિત્તે જોશો તો તેમના પવિત્ર ચરણોની રજ ઠેકાણે ઠેકાણે દ્રષ્ટિએ પડશે. તેઓના ચરણોની રજને માથે ચ્હડાવી ધર્મદેશ ભારતની અંદર હાથમાં ધર્મનો વાવટો લઈ કર્ત્તવ્યને માટે પ્રવૃત્ત થાઓ. ડરપોકની

માફક કર્ત્તવ્યપાલનમાં દુઃખના ડુંગરોને આલિંગન કરવામાં ડરો નહિ. ડગલે ડગલે વિઘ્ન આવે તો પણ નાહિમ્મત ન બનો. આગળ વધવામાં આડા આવતાં વિઘ્નોને પગ નીચે છૂંદી નાખી કર્ત્તવ્યકર્મ સંપાદન કરો. જ્યારથી આપણે માતાના ગર્ભમાંથી બહાર પડયા છીએ. ત્યારથીજ કર્ત્તવ્યકર્મો આપણી સામે ઉપસ્થિત થયેલાં છે—ત્યારથીજ આપણે જીવનના સંગ્રામમાં પ્રવૃત્ત થયા છીએ. આ સંગ્રામસ્થાન આપણું વિશ્રામસ્થાન નથી. લાડી વાડી અને ગાડીમાં મોજ મારવાનો હવે અવસર નથી. જેના ગર્ભમાં જન્મ ધારણ કર્યો છે, જેના સ્નેહદુગ્ધનું પાન કરી મનુષ્ય થયા છીએ-તે પરમારાધ્ય જનની તરફનું આપણું કર્ત્તવ્ય-સ્નેહમય પ્રેમમય પિતા પ્રતિનું કર્ત્તવ્ય-પિતાની માફક જયેષ્ઠ ભ્રાતા પ્રતિનું કર્ત્તવ્ય-આત્મીય બંધુઓ અને પાડોસીઓ પ્રતિનું કર્ત્તવ્ય-દીનદુઃખી નિઃસહાય અને નિરાશ્રય વ્યકિતઓ પ્રતિનું કર્ત્તવ્ય-જે ધર્મની સાથી છે, તે અર્ધાંગના પ્રતિનું કર્ત્તવ્ય-સમાજ તરફનું કર્ત્તવ્ય-અર્થાત્ સર્વોપરી સ્વદેશ અને જન્મભૂમી પ્રતિનું કર્ત્તવ્ય- વગેરે અસંખ્ય કર્ત્તવ્યો તમારી નજર સામે ખડાં થઈને ઉભાં છે. જીવનની અંદર એક ક્ષણ પણ નકામી ગાળવાનો તમારો હાલનો વખત નથી. તેથી નવયુવકો કર્ત્તવ્યમાં વિજય મેળવવા કર્મયોગમાં સતત્ મંડયા રહી કર્ત્તવ્ય પાલન કરે તેવોજ ઉદ્દેશ આ પુસ્તકમાં દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. ગ્રંથનાયકનો પોતાના દેશ પ્રત્યેનો પ્રેમ-તેમજ નિષ્કામ સકામ-સ્થૂલ-સૂક્ષ્મ-સગુણ-નિર્ગુણ જે કાંઇ કહો તે પ્રેમનું રહસ્ય દર્શાવવાનો પણ કાંઇક અંશે પ્રયત્ન કરવામાં આવ્યો છે.

થોડા વખત પહેલાં "ભારત ગૌરવ ગ્રંથમાળા" ના માલિક

શ્રીયુત પ્રભાકર શ્રીપત ભસેની કલમથી લખાયેલું 'પ્રેમ મંદિર' નામનું પુસ્તક મારા વાંચવામાં આવ્યું અને તેથી તે પુસ્તકના આધારે ગુજરાતી ભાષામાં પુસ્તક લખવા માટે તેમણે જે ઉદાર મનોભાવ દર્શાવી મને રજા આપી છે તે માટે હું તેમનો ઘણોજ આભારી છું.

વળી, પોતાના મિત્ર પ્રત્યે મિત્ર ધર્મ-કર્તવ્ય માની મારા મિત્ર શ્રીયુત વ્રજલાલ જાદવજી ઠક્કરે પણ આ પુસ્તકને માટે જે કિંમતી મદદ આપી છે તે માટે તેમનો પણ હું ઘણોજ આભારી છું.

ચૈત્રી પ્રતિપદા
૧૯૩૮.
મુંબાઇ.

જ. ખો. દ્વિવેદી.

શ્રીયુત્ ત્રિભુવનદાસ લાલચંદ જુવાવાળા.

આપના અને મારા
સ્નેહ-સંબંધના
એક
સ્મરણ ચિહ્‌ન
તરીકે
આ પુસ્તક
હું
આપને
અર્પણ કરૂં છું.

જ. એ. દ્વિવેદી.

# સ્નેહ-સદન

વા

# પ્રણય રહસ્ય.

---

## પ્રકરણ ૧ લું.

### ભૂગર્ભશાસ્ત્રી.

ખરેખર આ બધું હાલનાં અધૂરાં-એકતરફી-પરાવલંબન શિખડાવનાર શિક્ષણનુંજ પરિણામ છે! એકાદ માણસ કાંઇક મહત્વાકાંક્ષા રાખે અને તેજ દૃષ્ટિએ તે કદાચિત્ પોતાનો પ્રયત્ન આરંભે, તો તરતજ તે જનસ્વભાવની બત્રીશીએ ચ્હડી ટીકાને પાત્ર થઇ પડે છે! તેવીજ રીતે હું પણ મારા વિચારો કેટલાક મિત્રોને કહેવાથી ટીકાને પાત્ર થયો છું. તેઓને મારી કલ્પનાજ અશક્ય જણાય છે, અને તે અશક્ય જણાવવાનું કારણ પણ તે શક્તિની બહાર છે માટે! આ ઉપરથી આપણા આર્ય યુવકો પોતાના આત્મવિશ્વાસથી કેટલા બધા ભ્રષ્ટ થયા છે, તેની કલ્પના થઇ શકે છે. એકાદ ન્હાનું કામ પણ 'તે હું કરીશજ' એવું નિશ્ચયબળ તેઓમાં નથી. આ બળ ન હોવાનું કારણ માત્ર તેઓના મનનું દુર્બળપણુંજ છે. પરંતુ તેવોજ દાખલો સ્વતંત્ર સ્વર્ગભૂમિ અમેરિકાનો જુઓ! ત્યાંના એકાદ રખડતાં ન્હાના ભિખારી છોકરાને પણ પોતાનું પરાવલંબી જીવન

ગુજારવા કરતાં મૃત્યુ વધારે પસંદ છે! આ બધું ત્યાંની સંસ્કૃતિનુંજ પરિણામ છે. હું મનુષ્ય છું, ઇશ્વરે બુદ્ધિસામર્થ્ય દીધું છે, સુદ્રઢ હાથપગો પણ આપ્યા છે, છતાં પણ હું દુર્બળ છું, અમુક કામ કરવાને હું અસમર્થ છું, એવા વિચાર અમેરિકન યુવકોના મનમાં કદી પણ આવતા નથી અને કદાચિત્ આવે, તોપણ આપણે ઇશ્વરનો મહાન્ અપરાધ કીધો છે, એમ તેઓને જણાય છે.

અમેરિકા જેવી કર્મભૂમિમાં મારા વડિલ બંધુએ મને શિક્ષણને માટે મોકલ્યો, તે તેમનો મહદ્ ઉપકાર હું કદી પણ વિસરીશ નહિ. માતાપિતા ન્હાનપણમાંજ ગુજરી ગયાં હતાં. તેમનો આશ્રય નષ્ટ થવાથી મને ચિંતા થતી હતી કે, હવે આપણું મનોરાજ્ય ડગમગી ભાંગી જશે; પરંતુ વડિલ બંધુને મારા બધા વિચારો પસંદ પડ્યા અને જો કે તેમની શકિત નહોતી છતાં પણ મને અમેરિકા મોકલી તેમણે ઇચ્છિત શિક્ષણ અપાવ્યું. ઇશ્વર કૃપાથી શિક્ષણ સારી રીતે પૂર્ણ થયું. મારી ઇચ્છાઓ અને વિચારો સાંભળીને અમેરિકાના પ્રોફેસરોને ઘણીજ નવાઇ લાગતી હતી અને તેથી તેઓએ મને ખરા અંતઃકરણપૂર્વક શિક્ષણ આપ્યું. અત્યંત દૂર અને અજાણ્યા પરદેશમાં મારી શું સ્થિતિ થશે, તેની મને ઘણીજ ચિંતા હતી; પરંતુ ઇશ્વર કૃપાએ ત્યાંના મારા બધા દિવસો ઘણાજ સુખમાં ગયા. આ બધી બાબતોનો વિચાર કરતાં મારૂં ભાવિ જીવન યશસ્વી થશેજ એવી મારા મનમાં પક્કી ખાતરી થઇ હતી.

હિન્દુસ્થાનમાં આવ્યા પછી મારા કેટલાક ઇષ્ટમિત્રો તેમજ સ્નેહસંબંધીઓ મને નોકરી કરવાની સલાહ આપે છે. કેટલાકો તો અમુક સાહેબને મળી તને મોટા પગારની નોકરી મેળવી આપવાનો પ્રયત્ન કરૂં છું એમ પણ કહેવા લાગ્યા છે; પરંતુ આવી રીતે રૂપેરી

શૃંખલામાં હાથપગ બાંધી લઇ મારા ભાવિ જીવનના વિચારપર પાણી ફેરવવા હું કદી પણ તૈયાર થઇશ નહિ. મારૂં કાર્ય કષ્ટસાધ્ય છે, તે હું જાણું છું: પરંતુ તે હું કરીશજ એવી મારી પોતાની ખાતરી છે. કોઇ પણ રીતે પૈસો મેળવી આયુષ્યની પૂર્ણાહુતિ કરવી, એમાં કાંઇ જીંદગીનું સાર્થકય નથી. વખત પડશે તો હું દારિદ્રયાવસ્થામાં દિવસ કહાડીશ, ભીખ માગીશ; પરતું મારૂં જીવન જગત્‌ને થોડું ઘણું પણ ઉપયોગી થનાર છે, એવું હું બધાની નજર સામે લાવી દઇશ. મનુષ્યમાં માત્ર આત્મબળ જોઇયે; અને એ બળ મેળવવા માટે મજબૂત મન સિવાય બીજી કાંઇ પણ જરૂર પડતી નથી. આપણો ખરો વેદાંત ધર્મ પણ એજ પ્રમાણે કહે છે—હું દુર્બળ છું. પાપી છું, એવા ડરપોક વિચારો માણસને દરેક બાજુએથી બાંધી લે છે અને તેને લીધે ઘણા સારા સારા માણસો પણ સૃષ્ટિમાં આવી નિરૂપયોગી બની જાય છે; પરંતુ તેની જગ્યાએ એકાદ મનોનિગ્રહી સાધારણ માણસ પણ જગત્‌નું ઘણુંજ કલ્યાણ કરી શકે છે. મારી આર્થિક સ્થિતિ જો કે જોઇયે તેવી સારી નથી, તોપણ મારૂં મન-મારૂં મજબૂત મન-મને, તું દરિદ્રી છે એવો ભાસ કદી પણ ઉત્પન્ન કરતું નથી. ઉલટું મને તે ઉપદેશ કરે છે કે " તું પ્રયત્ન કર એટલે બધું થઇ રહેશે ! "

એક દિવસે સાંજના આશરે ચાર વાગે બળવંત પોતાના ઘરના વાંચનાલયમાં ફરતો ફરતો પોતાના મન સાથે કાંઇક ઉપર જણાવ્યા મુજબ બડબડતો હતો. તેના મ્હોટા ભાઇનું નામ વિષ્ણુપ્રસાદ હતું. બન્ને જો કે માતૃપિતૃવિહિન થયા હતા, છતાં પણ તે બન્ને સદુદ્યમશીલ સ્વભાવના હોવાને લીધે તેઓએ પોતાનો આયુષ્યક્રમ બગડવા ન દેતાં વિષ્ણુપ્રસાદે પ્રૌઢાવસ્થા તથા બળવંતરાયે તારૂણ્યાવસ્થા

પ્રાપ્ત કીધી હતી. તેમના પિતાના મૃત્યુ વખતે બળવંતની બાર વર્ષની તેમજ વિષ્ણુપ્રસાદની વીશ વર્ષની ઉમ્મર હતી. વિષ્ણુપ્રસાદનાં લગ્ન તેમના માતપિતાની હૈયાતીમાંજ થયાં હતાં. બળવંત હજુ અવિવાહિતજ હતો. બળવંતપર વિષ્ણુપ્રસાદનો વિલક્ષણ પ્રેમ હતો. માતપિતાના સ્વર્ગવાસ થવા પછી વિષ્ણુપ્રસાદે તેને જરા પણ ઓછપ આવે તેવું થવા દીધું નહોતું. બળવંત પણ પોતાના વડિલ બંધુને પિતા પ્રમાણે પૂજ્ય માનતો હતો તથા કદી પણ તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરતો નહોતો. આ બન્ને ભાઇઓનો બાપ સ્વતંત્ર વૃત્તિનો હતો. પોતાના પુત્રો એકતરફી શિક્ષણ મેળવી માનસિક પ્રવૃત્તિનો નાશ કરી લે નહિ માટે તે ઘણીજ કાળજી રાખતો હતો. બન્ને પુત્રોને પરોઢીએ ઉઠાડી તેઓની પાસે સ્નાન, સંધ્યા અને નમસ્કાર કરાવી તેમને દૂધ પીવાને આપતો હતો અને ત્યાર પછી પોતાની સાથે બહાર માઇલ બે માઇલ ફરવા જઇ જુદા જુદા દેશોની અનેક ક્રાંતિની વાતો સમજાવી તેઓની જીજ્ઞાસાવૃત્તિ હંમેશ જાગૃત રાખતો હતો. એના પરિણામની અસર બન્ને પુત્રોપર ઘણીજ સારી રીતે થઇ હતી. પરંતુ વડિલના સ્વર્ગવાસ પછી આખા કુટુંબનો ભાર એકલા વિષ્ણુપ્રસાદ ઉપરજ પડવા લાગ્યો તેથી તેમને પોતાની સંસારનૌકાને જુદીજ દિશા તરફ ગતિ આપવાને ફરજ પડી.

તેઓની થોડીક વડિલોપાર્જિત મિલકત ભાવનગરમાં હતી, તેમજ મુંબઇમાં પણ એક કાંદાવાડીમાં ઘર હતું. પોતાના પુત્રોને ઉત્તમ પ્રકારનું શિક્ષણ મળે એટલા માટે તેમના બાપે રહેવાનું મુંબઇમાંજ રાખ્યું હતું. વિષ્ણુપ્રસાદે કૉલેજમાં અભ્યાસ કરવાનો હમણાંજ આરંભ કર્યો હતો; પરંતુ વડિલના મૃત્યુ પછી બધી મિલકતની વ્યવસ્થા સંભાળવા માટે તેમને તરતજ કૉલેજનો

અભ્યાસ છોડી દેવો પડયો. તોપણ પોતાના ભાઈનો શિક્ષણક્રમ અવ્યાહત ચાલુ રહે તેટલા માટે તેમણે એક સૉલીસીટરને ત્યાં નોકરી શોધી કહાડી મુંબઈમાંજ રહેવાનું રાખ્યું હતું.

વિષ્ણુપ્રસાદનો એક કાકો પણ મુંબઈમાંજ રહેતો હતો. તેનું નામ જશવંતરાય હતું. તે આ બન્ને ભાઈઓ કરતાં ઘણોજ શ્રીમંત હતો. તે પુત્ર વગરનો હોવાથી તેનો બળવંતપર ઘણોજ પ્રેમ હતો અને વિષ્ણુપ્રસાદ જ્યારે ભાવનગરમાં પોતાની મિલકતની વ્યવસ્થાની તપાસ કરવા જતા હતા ત્યારે બળવંત જશવંતરાયને ત્યાંજ જઈને રહેતો હતો. જશવંતરાયની પહેલી સ્ત્રી ગુજરી જવાથી ઘણાજ દિવસ સુધી તે વિધૂર હતા; પરંતુ આગળ જતાં કેટલાક લોકોના આગ્રહથી તેમણે બીજું લગ્ન કર્યું હતું. લગ્ન કર્યા પછી થોડાજ દિવસમાં જશવંતરાય નિપુત્રિક ગુજરી જવાથી બળવંત અને વિષ્ણુપ્રસાદનો તેમના ઘર સાથેનો સંબંધ પણ તૂટી ગયો અને તેથી વિષ્ણુપ્રસાદ કાયમને માટે મુંબઈમાંજ રહેવા લાગ્યા.

બળવંત બાવીસમા વર્ષેજ એમ. એ. થયો હતો. એમ. એ. થયા પછી તરતજ ભુસ્તરશાસ્ત્ર અને ખનિજશાસ્ત્રના અભ્યાસ માટે તે અમેરિકા ઉપડી ગયો. ત્યાંનો ચાર વર્ષનો અભ્યાસ પૂર્ણ કરી—ત્યાંના વિશ્વવિદ્યાલયની અનેક પદ્વિઓ મેળવીને તે હમણાંજ મુંબઈ પાછો આવ્યો હતો. આ વખતે, ખનિજશાસ્ત્રનો વિશેષ અભ્યાસ કરનાર ગૃહસ્થ શું કરે છે તે તરફ લોકોનું ધ્યાન ખેંચાયું હતું; તેમજ ખુદ બળવંતને પણ ભવિષ્યમાં શું કરવું તેની કાળજી થતી હતી. બળવંતની ઉમ્મર આ વખતે છવ્વીશ વર્ષની હતી તેમજ વિષ્ણુપ્રસાદની ઉમ્મર ચોત્રીશ વર્ષની હતી.



# પ્રકરણ ૨ જું.

## અકસ્માત !

બળવંતના મુંબઈ પાછા આવવાથી વિષ્ણુપ્રસાદને ઘણોજ આનંદ થયો, અને ભવિષ્યમાં હવે તે શું કરે છે, તે તરફ તેમનું ધ્યાન દોરાવા લાગ્યું. બળવંત પોતાની સાથે ઘણી જાતના ન્હાના મ્હોટા પત્થરો તેમજ પુસ્તકો લાવ્યો હતો; જેથી તે બધી ચીજોની વ્યવસ્થા માટે વિષ્ણુપ્રસાદે બળવંતને એક દિવાનખાના જેવી મ્હોટી ઓરડી કહાડી આપી હતી. તે ઓરડીમાં પુસ્તકોથી ભરેલા બે-ચાર કબાટો તથા મધ્ય ભાગમાં બે ટેબલો રાખવામાં આવ્યાં હતાં. તે ટેબલો-પર બળવંતે પોતાની સાથે લાવેલ તથા અહિંયાંથી એકઠા કીધેલા અનેક જાતના પત્થરો તથા માટીના નમુનાઓ વ્યવસ્થાપૂર્વક રાખ્યા હતા. ભીંતોએ અનેક દેશોના નકશાઓ ટાંગ્યા હતા અને તેમાં એક ભારત માતાની તસવીર પણ રાખવામાં આવી હતી. બળવંત હમેશાં આ ઓરડીમાં બેસી વાંચતો હતો, કિંવા એકઠા કરેલ પત્થ-રોની પરીક્ષા કરતો હતો. ભવિષ્યમાં શું કરવું તેની બળવંતને કાળજી હતી, તોપણ તેનો ઉપાય તો તેણે અમેરિકા જવાની પૂર્વેજ પોતાના મનમાં કરી રાખ્યો હતો.

જીર્ણદુર્ગમાં અમૃતપ્રસાદ નામના એક શ્રીમંત અને જાગીરદાર ગૃહસ્થ રહેતા હતા. તેમના પૂર્વજોએ દેશી રાજ્યોમાં દિવાનગીરી કરી ઘણુંજ દ્રવ્ય મેળવ્યું હતું, તેમજ નવાબના રાજ્ય તરફથી

તેમને કેશોદ પાસેની ગીરમાં અમુક ગામ ઇનામ દાખલ પણ મળ્યાં હતાં. ત્યાંના લોકો તેમને દિવાન સાહેબ તરીકેજ ઓળખતા હતા. ત્યાંની ઘણીખરી જમીન ડુંગરાળ હોવાથી એમની એમ ખેડાયા વિનાજ પડી રહી હતી. તે જમીન તરફ બળવંતનું ધ્યાન ખેંચાયું. કારણ કે, તે જમીનમાં ઘણીજ મૂલ્યવાન ધાતુઓ હોવાથી આગળ જતાં ઘણોજ નફો થશે એવી આશાથી તેણે તે જમીન પટાથી લેવાને માટે ખટપટ કરવા માંડી. દિવાન સાહેબનો ગુલાબરાય નામનો એક ખાનગી કારભારી હતો. તેનો અને બળવંતનો કાંઇક સગપણનો સંબંધ હોવાથી તેણે તે જમીન દિવાન સાહેબ પાસેથી મેળવી આપવાનું બળવંતને અભિવચન પણ આપ્યું હતું. દિવાન સાહેબ હંમેશાં શ્રીમંતાઇનાજ ઠાઠમાં મુંબઇમાંજ રહેતા હતા. તેમણે મુંબઇના પ્રખ્યાત શ્રીમંતોના નિવાસસ્થાનરૂપ નેપીયનસી રોડપર પોતાનો બંગલો બંધાવ્યો હતો અને તેમાં તે પૂરતા એશઆરામથી રહેતા હતા. દિવાન સાહેબનો તેમજ બળવંતનો થોડોઘણો સગપણનો પણ સંબંધ હતો; પરંતુ દિવાન સાહેબ શ્રીમંત અને બળવંત સાધારણ સ્થિતિનો—તેથી તે વિષે વધારે ઉલ્લેખ કરવાની જરૂર નથી.

શરૂઆતમાં આપણે જોઇ ગયા તેમ બળવંત વિચારોમાં નિમગ્ન થઇ, પોતાની ઓરડીમાં બેઠો હતો એટલામાં ઓરડીનું બારણું જરા ઉઘડ્યું અને એક સત્તાવીશ અઠ્ઠાવીશ વર્ષની અત્યંત ખુબસુરત સ્ત્રી અંદર દાખલ થઇ. તેની રહેણીકરણી સાદી હતી. તેણીએ શરીરપર વિશેષ દાગીના પણ પહેર્યા નહોતા, છતાં પણ તે ઘણીજ મોહક દેખાતી હતી. તેના ચ્હેરાપર સુશીલતાનું તેજ પ્રકાશી રહ્યું હતું. અંદર આવી કિંચિત્ હસમુખું મ્હોડું કરીને તે બોલીઃ—

"દિયરજી, ખરૂં કહો; હંમેશાં આ પત્થરો અને માટીના સામું જોઇ તમે શું વિચાર કરો છો?"

આવેલ સ્ત્રીનું નામ વસુમતી હતું. તે વિષ્ણુપ્રસાદની પત્નિ થતી હતી. સ્વભાવની ઘણીજ પ્રેમાળ તથા ભોળી હોવાથી તે બળવંતને પોતાના ભાઇ તરીકેજ રાખતી હતી. બળવંતે તેને ગંભીર સ્વરે ઉત્તર આપ્યો, "ભાભી, તમોને આ પત્થરો જણાય છે, પરંતુ ખરી રીતે જોતાં તો આપણી આ ભારતભૂમિનાં ભૂષણો છે. 'બહુરત્ના વસુંધરા' એમ જે કહેવામાં આવે છે, તે અક્ષરશઃ ખરૂં છે; પરંતુ આ રત્નો વસુંધરાના ઉપર નથી પણ તેના પેટમાં છે. તે રત્નોને માતૃભૂમિના પેટમાંથી શોધી કાઢીને તેની સેવા દરેક આર્ય પુત્રોએ કરવીજ જોઇએ. વિશેષતઃ હિન્દુસ્થાન જેવી પૂણ્યભૂમિમાં અમૂલ્ય અદૃષ્ય સંપત્તિ છે, તેટલી બીજી કોઇ પણ ભૂમિમાં નથી; પરંતુ ખેદ કરવા જેવી વાત તો એ છે કે, કેટલાક સારા સારા સુશિક્ષિત લોકો પણ આ સંપત્તિની કાંઈ પણ દાદ ન લેતાં, જુદીજ સુધારણા તરફ ઉતરી પડયા છે! સ્ત્રીઓએ સપાટ પહેરવી કે ઉંચી એડીના બૂટ પહેરવા, છત્રીઓ સાદી વાપરવી કે ઉંચી રેશમી વાપરવી, સાદી ચોળીઓ પહેરવી કે મોરનાં પીછાં જેવાં પવનમાં ફરફર થતાં લાંબી બાંયનાં પોલકાં વાપરવાં, તેનોજ આજકાલ આપણા સુશિક્ષિતોમાં પૂર જોરથી વાદવિવાદ ચાલી રહ્યો છે. એટલુંજ નહિ પણ કેટલાક નરશાર્દૂલો તો સ્ત્રી પૂજા કરવા યોગ્ય છે, એવું પણ ઠરાવવા નીકળ્યા છે! જેઓએ પોતાનું સર્વ સામર્થ્ય નારીપૂજામાંજ ખર્ચવાનું વ્રત સ્વીકાર્યું છે, તે આ દરિદ્રી હિન્દુસ્થાનની ભૂમિમાં શું શું ભર્યું છે, તે તરફ શા માટે ધ્યાન આપે?"

બળવંતના આવા ગંભીર વિચાર સાંભળી વસુમતી થોડો વખત

સ્તબ્ધ ઉભી રહી. ત્યાર પછી હળવેથી સ્મિત કરી તેણીએ પૂછ્યું, "દિયરજી, તમારો બોલવાનો અર્થ તમોને ફેશનેબલ સ્ત્રી પસંદ નથી એટલોજ કરવાનો, કે હાલના કેટલાક યુવાનો પ્રમાણે—નહિ ભૂલી—સુશિક્ષિત યુવાનો પ્રમાણે—અવિવાહિતજ રહેવાનો ?"

"નહિ, ભાભી; હું અવિવાહિત રહીશ નહિ. પ્રસંગ આવશે ત્યારે લગ્નને માટે હું કોઈ પણ વખતે કબૂલજ છું. સ્ત્રીનું પેટ ભરવાનું સામર્થ્ય હજી સુધી આપણામાં નહિ હોવાને લીધેજ આપણે વિવાહ કરતા નથી, એમ જે નવયુવાનો કહે છે; તે પરથીજ તે નવયુવાનો કેટલા બધા દુર્બળ મનના હોય છે તેની તમેજ કલ્પના કરી લ્યો. ખરેખર, આપણી માતૃભૂમિ એટલી બધી કૃપણ નથી. એક ઝુંપડીમાં રહી મહેનત-મજુરી કરનાર જોડાંને પણ તે જાર-બાજરીનો રોટલો અને જાડાં-પાતળાં વસ્ત્રો આપે છે, તો શું તે આ નવયુવાનોની કાળજી નહિ રાખે? વસ્તુતઃ એમ નથી; પરંતુ તેઓમાં જેટલી શ્રમસહિષ્ણુતા જોઇએ તેટલી નથી તેમજ સુધારાના પ્રવાહમાં તણાઇ તેઓએ પોતાની હંમેશની ગરજો પણ વધારી દીધી છે. સ્ત્રીને માટે સોનેરી ચશ્મા, હાથનાં કાંડાનું ઘડિયાલ, ઉંચી એડીના બૂટ વગેરે લઇ આપવાના સામર્થ્ય સિવાય લગ્ન કરવાંજ નહિ એવા એવા વિચારો તેઓ નિર્લજપણે કર્યા કરે છે! એટલુંજ પણ બ્રહ્મચર્યની દૃષ્ટિએ જોતાં પણ તેઓ ઘણીજ હલકી પંક્તિએ ઉતરી પડેલા હોય છે કે તેની કોઇ કહેવાની વાતજ નહિ! તેઓ નથી ગૃહસ્થ કે નથી બ્રહ્મચારી, એવી આપણા આ નવયુવાનોની સ્થિતિ થયેલી છે. ખરી રીતે જોતાં ભારતભૂમિ જેવી પૂણ્યભૂમિ આખા જગત્માં બીજે કયાંઇ પણ નથી. થોડા ખર્ચમાં સુખથી માત્ર આ દેશમાંજ રહી શકાય છે."

બળવંતની બોલવાની પદ્ધતિ એવી તો કાંઇક વિલક્ષણ થઇ ગઇ હતી, કે તેને એકાદ સાદો પ્રશ્ન પૂછવામાં આવે, તોપણ તેના તરફથી તો ઉત્તરમાં આવું લાંબુલચક ભાષણજ સાંભળવું પડતું હતું. વાંચકને ક્વચિત્ બળવંતની આ ટેવ પસંદ નહિ હોય, પણ વસુમતીને તો પોતાના દિયરજીના વિચારો હંમેશાં સાંભળવાનું મન થતું હતું અને તેથી તે પણ તેવાજ ખૂબીદાર પ્રશ્નો પૂછતી હતી. તેણીએ પૂછયું, "દિયરજી, આટલા બધા લોકો જે સુધારાની પછવાડે લાગ્યા છે, તે બધા શું ગાંડા છે?"

"ભાભી, તેઓ ગાંડા નથી તેની મને પણ ખબર છે; પરંતુ તેઓ જો ગાંડા હોત, તો આપણી ભારતીય પૂર્વસંસ્કૃતિનું આટલું બધું નુકશાન થયું નહોત. તેઓ જો શાણા હોત તો ભારતીય સંસ્કૃતિ અધિક ઉજવલ થઇ હોત; પરંતુ તેઓ તો પૂરતા ગાંડા નથી, તેમ પૂરતા શાણા પણ નથી! એકાદ સુશિક્ષિત સૌભાગ્યવતી પોતાના કપાળપરથી કંકુનો ચાંડલો લુછી નાખી છડેચોક ફરવાનું મનોધૈર્ય બતાવે, કિંવા એકાદ તરૂણ પુરૂષ પોતાની જનોઇ તોડી નાખવાનું અપૂર્વ સાહસ કરે, તો તેઓને પોતાની સુધારણા સો માઇલ આગળ વધેલી જણાય છે! તેવીજ રીતે એકાદ લીલાબાઈ પોતાની લીલા બતાવી પલાયન કરી જાય, કિંવા એકાદ સુશિક્ષિત તરફથી પુનર્વિવાહના મંડપમાં શુભં ભવતુ થવા પૂર્વે જો પોતાનો પગ સમાજમાંથી કાઢી લેવામાં આવે તો તરતજ તેઓની સુધારણા ૨૦૦ માઇલ પછવાડે પડે છે!! આ સુધારણા શકટ બરાબર ભાંગીને તેનો નાશ ન થાય ત્યાં સુધી ભારતીય પૂર્વસંસ્કૃતિની ખરી ખુબી સમજાશે નહિ. હું તો ધારૂં છું કે, આ સુધારણા શકટનો પ્રકૃતિ તરફથીજ નાશ થશે, એ પણ નિશ્ચિત છે."

વસુમતી અને બળવંતનું આ સંભાષણ કેટલેક વખત ચાલ્યું હોત, પણ એટલામાંજ દિવાન સાહેબના ખાનગી કારભારી ગુલાબરાયના આવવાથી આ સંભાષણ ત્યાંજ અટક્યું અને વસુમતી તરતજ ઘરમાં ચાલી ગઇ. બળવંતે ગુલાબરાયનો યથોચિત સત્કાર કર્યો અને તેમને એક આરામ ખુરશી પર બેસાડી તેણે પૂછ્યું, “ દિવાન સાહેબ તરફના શું ખબર છે ? ”

ગુલાબરાય સ્મિત વદને ઉત્તર આપ્યો, “સારી ખબર છે. દિવાન સાહેબે આપને ઘણીજ થોડી રકમથી પોતાની જમીન પટે આપવાને કબૂલ્યું છે. તે વિષેના કાગળ પત્રો તે અહિં મુંબઇમાંજ છે, ત્યાં સુધીમાં થઇ જાય તો ઠીક. તે જમીન ડુંગરાળ તેમજ પડતર હોવાથી આટલી થોડી કિંમતમાં મળી ગઇ છે. એ બધી જમીન જીર્ણદુર્ગ પાસેની ગીરમાં રત્નપુરના નામથી ઓળખાતી હોવાથી આપને તે નામથીજ ખતપત્ર કરી આપવામાં આવનાર છે. ”

“ તે પડતર જમીન છે, એ તો ખરૂં, પણ તેના ગર્ભમાં અનેક બહુમૂલ્ય વસ્તુઓનો ભંડાર છે, એ આપે દિવાન સાહેબને કહ્યું છે કે શું ? ”

“ હા કહ્યું છે; પણ તે વાતમાં તેમને વિશ્વાસ નથી. ત્યાંથી તમે જે પત્થરો લાવ્યા છો તે મને બતાવશો ? ”

“ હા, ઘણીજ ખુશીથી. ” એમ કહી બળવંત ગુલાબરાયને એક મોટા ટેબલની પાસે લઇ ગયો અને તેપરનો એક પછી એક પત્થર ઉચકીને તે બોલ્યો, “ આ જાતનો પત્થર રત્નપૂરના એક ભાગમાંથી ઘણોજ મળી શકે એમ છે, તેમ મને જણાય છે ખનિજ શાસ્ત્રમાં આ પત્થરનું નામ ‘ બ્હેસલ્ટ ’ કહેવામાં આવે છે. આ પત્થરમાંથી લોઢું, નિકલ અને તાંબુ કાઢી શકાય છે. આ બીજી

જાતનો પત્થર જુઓ. તેનું નામ 'મૅલેચાઈટ' છે. આ પણ રત્નપુરની દક્ષિણમાંથી ઘણોજ મળી શકે તેમ છે. આ પત્થરમાંથી માત્ર તાંબુજ નીકળી શકે તેમ છે. આ એક ત્રીજી જાતનો પત્થર છે. તેનું નામ 'ફ્રૅંકલિનાઈટ' છે. આ પત્થરમાંથી જસત ઉત્પન્ન કરી શકાય છે. લોઢું, તાંબુ, જસત તેમજ નિકલ; આ ધાતુઓ જો ભરતખંડમાં વિપુલ મળી શકે, તો આપણા દેશનું ઘણુંજ કલ્યાણ થઈ શકે તેમ છે. પિત્તળ અને કાંસુ પણ આજ ધાતુમાંથી તૈયાર કરી શકાય છે. આ પત્થરોમાંથી આ બધી ધાતુઓ કાઢવા માટે જે યંત્રોની આવશ્યકતા છે, તેમાંથી કેટલાક યંત્રોના નમુના મેં તૈયાર કરી રાખ્યા છે, તે આપને બતાવું છું." એમ કહી બળવંત ગુલાબરાયને એક કબાટ પાસે લઇ ગયો. તે કબાટમાં ગોઠવેલાં યંત્રો જોઇને ગુલાબરાય બળવંતના બુદ્ધિસામર્થ્યથી ઘણાજ આશ્ચર્યચકિત્ થઇ ગયા. ત્યાર પછી બળવંત તેમને બીજા ટેબલ પાસે લઇ ગયો અને તે પરના 'ગ્રેનાઇટ,' 'કૅલડિન,' 'ફેલસ્પૅર' વગેરે વગેરે પત્થરો બતાવી તે વિષેની પુષ્કળ સમજણ તેમને આપી. એટલામાં બત્તીનો વખત થયો અને દિવાનખાનામાં કિંચિત્ અંધારૂં પણ થયું તેથી ગુલાબરાયે બળવંતે જે દરેક જાતની સમજણ આપી તે માટે તેનો આભાર માન્યો અને પછી જવાની રજા લીધી.

ગુલાબરાયના જવા પછી બળવંત પાછો એક આરામ ખુરશીપર બેઠો અને પોતાના વ્યવસાયના વિચારમાં પડી ગયો. પરંતુ ખુરશીપર બેસવાને પાંચ–દશ મીનીટ થઇ હશે એટલામાં એકદમ દોડવાથી હાંફતો હાંફતો એક માણસ બળવંતના દિવાનખાનામાં ઘણીજ ઉતાવળથી દાખલ થયો અને ગભરાતા સ્વરે પૂછવા લાગ્યો, "શું બળવંતરાય આપનું નામ?"

બળવંતે ભયચકિત થઈ ઉત્તર આપ્યો, "હા, શું કામ છે?"

"ઉઠો, ઉઠો; મારી સાથે જલદી ચાલો. તમારાપર મોટું સંકટ આવી પડયું છે."

"આ હું ઉઠયો, પણ હકીકત શું છે, તે તો કહો?"

"આપ અહિં એક પણ ક્ષણ ગુમાવતા નહિ, રસ્તામાં હું તમને બધું કહીશ. જલદી ચાલો, બહાર ગાડી ઉભી છે."

બળવંતે ઉતાવળમાં એકદમ કપડાં પહેરી લીધાં અને પૂછયું, "આપનું નામ શું? આપ આટલા બધા કેમ ગભરાઇ ગયા છો? મારાપર એવું તે કયું સંકટ આવ્યું છે?"

આવનાર અપરિચિત માણસે ઉત્તર આપ્યો, "હું તમને બધું કહું છું. તમે પહેલાં મારી સાથે ચાલો. એક વિકટોરિયા ગાડીને ટ્રામનો ધકકો લાગવાથી આપના ભાઇ વિષ્ણુપ્રસાદ ગાડીમાંથી પડી બેશુદ્ધ થઇ ગયા છે. મારૂં નામ કૃષ્ણલાલ છે. શામળદાસ નામના એક ગૃહસ્થનો હું નોકર છું. તે અને હું રસ્તામાંથી જતા હતા એટલામાં આ બનાવ બનવાથી તેમણે મને આપને બોલાવવા માટે મોકલ્યો છે."

કૃષ્ણલાલના શબ્દો સાંભળી બળવંતના અંતઃકરણમાં ઘણોજ ધકકો લાગ્યો અને તેજ પળે તે ઘરમાંથી બહાર નીકળ્યો. જતાં જતાં ભાભીને આ વાત કહેતા જવી એમ તેને જણાયું; પરંતુ આવેલ માણસે બહુજ ઉતાવળ કરવાથી અને ખુદ બળવંત પણ તે દુઃખકારક ખબરથી હતબુદ્ધ થયો હોવાથી વધારે વિચાર ન કરતાં એકદમ તે માણસની સાથે જઇ ગાડીમાં બેઠો અને તરતજ ગાડી પૂરતા વેગમાં ચાલવા માંડી.

## પ્રકરણ ૩ જું.

### મૃત્યુપત્ર !

રાત્રી કાંઇ વધારે ગઇ નહોતી. માત્ર આઠથી સાડા આઠનો વખત હતો. મુંબઇ જેવા વિસ્તીર્ણ શહેરના રસ્તાઓમાં પણ હજી સુધી માણસોની દોડધામ ચાલુ હતી. બળવંતની વિક્ટોરિયા પણ આવી ગર્દીમાંથી આસ્તે આસ્તે પોતાનો રસ્તો કાપતી હતી. બળવંતને તે વખતે જેમ બને તેમ જલ્દી પોતાના ભાઇ પાસે પહોંચવાનું હતું; પરંતુ કયા જવું છે, તેની તેને બિલકુલ ખબર નહિ હોવાથી તેનો જીવ તળપાપડ થઇ ગયો હતો. ગાડીમાં તે માત્ર શાંત બેસી રહ્યો. કોઈ કોઇ વખત બળવંત પોતાના ભાઇ વિષેના સમાચાર પૂછતો, પરંતુ કૃષ્ણલાલ તરફથી મળતી ખબર ઉલટી વધારે ચિંતા કરાવનાર જણાયાથી તે તેને વધારે કાંઈ પણ પૂછતો નહિ. ગાડી ગીરગામ બૅક રોડ વટાવી ખેતવાડી ૧૦ મી ગલીમાંથી સીધી પ્લે હાઉસપર આવી, સામેની આરબ ગલ્લીમાં આવેલા એક બે માળના ન્હાના બંગલા પાસે આવીને ઉભી રહી. ગાડી ઉભી રહેતાંજ બળવંતે ગાડીવાળાને “ ભાડું શું ? ” કહી પૂછ્યું; પણ તેનો જવાબ મળે તે પહેલાંજ કૃષ્ણલાલે ગાડીવાળાને પૈસા આપીને વિદાય કર્યો અને બળવંતને પોતાની પાછળ આવવા માટે ઇશારત કીધી. બળવંત પણ ઘણીજ ઝડપથી તેની પછવાડે બંગલામાં ચાલ્યો.

આ બંગલો જો કે ન્હાનો હતો, તોપણ ઘણીજ સુંદર બાંધ-

ણીનો હતો અને તેની આસપાસ એક મનોહર બાગ પણ હતો. બાગના દરવાજામાંજ એક રામોશી પહેરો ભરતો હતો અને તે સિવાય બે રખવાળો પણ તે બંગલાના પ્રવેશદ્વાર પાસે બેઠેલા હતા. માત્ર ત્રણુજ માણસને નીચે બેઠેલા જોઇ બંગલો જરા ઉજ્જડ લાગતો હતો. આ વખતે બંગલામાં દરેક ઠેકાણે વિજળીની બત્તીઓનો પ્રકાશ ઝળકી રહ્યો હતો, તેમજ વિજળીના પંખાઓ પણ પૂર ઝડપમાં પોતાનું કામ કરી રહ્યા હતા. કૃષ્ણુલાલ બળવંતને એક પછી એક એમ બે-ચાર ઓરડીઓમાંથી પસાર કરી એક પ્રશસ્થ દિવાનખાનામાં લઇ ગયો અને ત્યાં તેને એક આરામ ખુરશીપર બેસાડયો. કૃષ્ણુલાલ બળવંત તરફ ચમત્કારિક દૃષ્ટિથી જોવા લાગ્યો એટલામાં બળવંતે "ભાઇ કયાં છે?" કહી પ્રશ્ન પૂછ્યો. બળવંતના મનમાં તો એમજ હતું કે, ભાઇને કોઇ બીજા દિવાનખાનામાં સુવાડયા હશે અને ત્યાં ડૉકટરના ઉપચારો પણ ચાલુ હશે; એવી મતલબથીજ તેણે કૃષ્ણુલાલને પ્રશ્ન પૂછ્યો હતો. આ પ્રશ્નનો ઉત્તર આપતાંજ કૃષ્ણુલાલના ચ્હેરા પર હર્ષની રેશાઓ ઉપસી આવી અને તેણે કહ્યું, "સબુર કરો, આપ નિરાંતે બેસો. આ પ્રશ્નનો ઉત્તર આપને શામળદાસ દેશે" એમ કહી તરતજ તે ત્યાંથી ચાલી ગયો. એટલુંજ નહિ, પણ જતી વખતે તે દિવાનખાનાનું બારણું પણ બરાબર બંધ કરતો ગયો. આવી સ્થિતિ જોઇ બળવંતની સ્થિતિ જરા ગભરાયા જેવી થઇ ગઇ. આ શેનો ઘોટાળો છે, તેની તેને ખબર પડી નહિ. તે આવી રીતે વિચાર કરે છે, એટલામાં દિવાનખાનાનું બારણું ઉઘડયું અને બે માણસો અંદર આવ્યા. આવનારાઓમાંનો એક પૂર્વપરિચિત કૃષ્ણુલાલ હતો, અને બીજો શામળદાસ હતો અંદર આવતાંજ શામળદાસે બારણું બંધ કરવાની ખબરદારી

લીધીજ હતી. બળવંત આ વખતે ચિંતાથી ગ્રસ્ત અને ઉદ્વિગ્ન થયેલો હોવાથી શામળદાસના અંદર આવતાંજ તેણે કિંચિત્ ગુસ્સાથી પૂછ્યું, "મારા ભાઇ ક્યાં છે? તેમની અને મારી મુલાકાત તમે કેમ થવા દેતા નથી?"

શામળદાસ એક સાદી ખુરશી ખેંચી લઇ બળવંત પાસે બેઠો, અને હસતાં હસતાં કહ્યું કે, "આ કૃષ્ણલાલે આપને કાંઇ જુદીજ થાપ આપી છે, તે માટે મને ક્ષમા કરો. તમારા ભાઇ બિલકુલ આજારી નથી. તેણે તે બધી બનાવટી વાત તમોને કહી તે માટે મને ઘણુંજ ખરાબ લાગે છે. મેં તો માત્ર તેને તમોને બોલાવી લાવવાનેજ કહ્યું હતું. ઠીક છે. ગમે તેમ પણ તમે મારે ત્યાં આવ્યા તે માટે હું આપનો ઘણોજ ઉપકાર માનું છું."

શામળદાસના તે શબ્દો સાંભળી બળવંતને તે બન્ને ઉપર ઘણો ગુસ્સો આવ્યો હતો, પરંતુ ભાઇની અશુભ વાતથી તેનું મન જે વિલક્ષણ ચિંતાગ્રસ્ત થયું હતું તે—હકીકત ખોટી સાંભળી ઘણુંજ આનંદિત થયું અને તે આનંદના આવેશને લઇ તેણે પોતાનો ક્રોધ પણ દબાવી રાખ્યો. તોપણ તેણે કિંચિત્ તિરસ્કારથી પૂછ્યું, "આવી રીતે મને ફસાવીને અહિં લાવવામાં તમારો ઉદ્દેશ શું છે?"

શામળદાસે કપાળે કરચલીઓ વાળી અને માથું ખંજવાળી કહ્યું, "અમારો બીજો ઉદ્દેશ કાંઇ નથી, માત્ર એક નજીવા કામ માટેજ તમોને અહિં બોલાવવામાં આવ્યા છે. મારી પાસે એક કાગળ છે, અને તે કાગળપર માત્ર તમારી સહી જોઇએ છે."

બળવંતે આશ્ચર્ય અને ક્રોધથી પૂછ્યું, "શું મારી સહી? તે શા માટે? કાગળ જોયા સિવાય હું સહી કરીશ નહિ"

"ઘણી ખુશીની વાત છે. આપ કાગળ જુઓ તે માટે મને કાંઇ

હરકત નથી. કોઇ પણ જાતના ખરાબ ઉદ્દેશથી હું આપની પાસે સહી માગું છું એવું કાંઇ પણ નથી." એમ કહી શામળદાસે પોતાના ગજવામાંથી એક સોનેરી ફ્રેમનો ચસ્મો બહાર કહાડયો અને પોતાની આંખો ઉપર ચ્હડાવી કૃષ્ણલાલના હાથમાંના કાગળની ઘડી ઉખાડી તે કાગળનું થોડાક વખત સુધી પોતેજ નીરિક્ષણ કરવા લાગ્યો. ત્યાર પછી બળવંતના હાથમાં આપી કહ્યું, "લ્યો આ કાગળ, આપ બરાબર વાંચી જુઓ અને પછી જોઇએ તો સહી કરો."

પહેલાં કાગળ વાંચી પછી શું કરવું તેનો વિચાર બળવંતે કર્યો હતો, પરંતુ થોડા વખતમાં તેનો વિચાર બદલાયો અને તેણે નિશ્ચય કર્યો કે, કાગળ ગમે તેવો હોય, પરંતુ આપણને તે વાંચવાનું તેમજ તેપર સહી કરવાનું કાંઇ પ્રયોજન નથી. આ વિચાર તેજ વખતે તેના મનમાં ઉદ્દભવેલો હોવાથી તેણે તે કાગળ શામળદાસના હાથમાં પાછો આપ્યો અને કહ્યું કે, "કાગળમાં ગમે તે હકીકત હોય, હું તે વાંચી જોતો નથી, તેમ તે પર સહી પણ કરતો નથી."

"આ શું બળવંતરાય!" શામળદાસે પ્રેમનો કૃત્રિમ ઉમળકો દર્શાવતાં કહ્યું. "તમે પોતાને આટલા બધા સુશિક્ષિત માનો છો, અને તમારામાં આટલું પણ મનોધૈર્ય નથી? પહેલાં તે કાગળ વાંચી તો જુઓ?" એમ કહી શામળદાસે પાછો ફરીથી તે કાગળ બળવંતના હાથમાં આપ્યો.

આ કાગળ ઉપર સહી તો કરવીજ નહિ, એવો બળવંતનો નિશ્ચય તો થયેલોજ હતો, તોપણ તે કાગળમાં શું લખેલું છે, તે જાણવાની તેને સહેજ ઇચ્છા થઇ અને તેથી તે કાગળ તેણે હાથમાં લઇ વાંચવાનો આરંભ કર્યો. તેણે બે–ચાર લીટીઓ વાંચી કે તરતજ તેનો ગૌરવર્ણ ચ્હેરો લાલ લાલ થઇ ગયો. હાથમાંનો કાગળ દૂર

ફેંકી દઇ તેણે ઘણાજ સંતાપથી કહ્યું "આ શું ? આ તો બનાવટી મૃત્યુપત્ર છે ! શું આના ઉપર હું સહી કરૂં ?"

બળવંતનો આવી રીતનો ગુસ્સો જોઇને બન્ને જણા ખડખડ હસવા લાગ્યા. થોડો વખત રહી જરા ગંભીર સ્વરે શામળદાસે કહ્યું, "બળવંતરાય, કુશિક્ષણ અને સુશિક્ષણમાં ફરક કેવી રીતે ઓળખવો એજ હાલમાં મુખ્ય પ્રશ્ન થઇ પડયો છે. નારી, નરની ખાણ હોવા છતાં, આપણે તેની જે ઉપેક્ષા કરીએ છીએ, તે દૃષ્ટિથી જોતાં તમારૂં—સુશિક્ષિતોનું શું કર્ત્તવ્ય છે, તે તમે બરાબર જાણતા નથી એમ જણાય છે. તે મૃત્યુપત્ર બનાવટી છે, એ તો ખુલ્લી વાત છે અને એટલા માટેજ અમો તમારી પાસે સહી માગીએ છીએ. તમારી સહીને લીધે એક અનાથ સ્ત્રી પર તમારો કેટલો બધો ઉપકાર થનાર છે તેનો તમે વિચાર કર્યો છે? તે સ્ત્રી યુવાન અને વિધવા છે. તેના આયુષ્યની ધુળધાણી થાય છે. આવી સ્ત્રીના સંરક્ષણ માટે ખોટું મૃત્યુપત્ર બનાવવું, તેમાં ખરેખર પાપ ન હોઇ થોડોક પુણ્યાંશજ છે. આવા એક પરોપકારના કામમાંજ જો તમે સહી કરવાને બીહો છો, તો પછી ભવિષ્યમાં તમે કેવો દીવો લગાડશો અને દેશનું કઇ રીતે હીત સાધશો તે ખુલ્લેખુલ્લું જણાઇ આવે છે !"

શામળદાસની આવી પરોપકારની અને પુણ્યકૃત્યની વિલક્ષણ વ્યાખ્યા સાંભળી બળવંતનું મન વધારે દુઃખી થયું, અને આપણે નીચ લોકોના સપાટામાં સપડાયા છીએ એમ તેને જણાવા લાગ્યું. તે પાછો પૂર્વવત્ ક્રોધથી બોલ્યો, "તે સ્ત્રીના ઉદરનિર્વાહ માટે અનેક સદુદ્યોગ હોવા છતાં તમને આવા નિંદ્ય પ્રકારની ગરજ શા માટે પડી તેની મને કાંઇ સમજણ પડતી નથી ! ઠીક. મને તેનું કાંઇ નથી. તમો નિષ્કારણ ત્રાસ દઇ મને અહીં લાવ્યા છો, તો

મહેરબાની કરી મને અહિંથી ઘરે જવા દો." એમ કહી બળવંત ખુરશી પરથી ઉઠીને ઉભો થયો અને જે દરવાજેથી તે અંદર આવ્યો હતો, તે દરવાજેથી બહાર જવા માટે બારણા પાસે ગયો; પરંતુ બારણું બંધ જોઈને અને શામળદાસ તેમજ કૃષ્ણલાલને સ્વસ્થ રીતે પોતાની ખુરશી પર બેઠેલા જોઇને બળવંત એકદમ ગુસ્સે થઇ ગયો અને બોલ્યો, "શામળદાસ, બારણું ઉઘાડો. મને જવા દો. આ ઘર સુશિક્ષિત દગલબાજોના કેંદ્રસ્થાન જેવું જણાય છે! મને પહેલાંથીજ જો આવી ખબર પડી હોત, તો હું અહિં બિલકુલ આવ્યોજ નહોત."

"જે પ્રમાણે તમે અહિં આવ્યા છો, તેજ પ્રમાણે તમારે અહિંથી જવાનું પણ અમારી ઇચ્છાને આધીન છે." એમ કહી શામળદાસ હસતાં હસતાં પોતાની ખુરશી પરથી ઉઠયો અને બળવંત પાસે જઇને બોલ્યો, "બળવંતરાય, આપને જો જવાનીજ ઇચ્છા હોય, તો તે કાગળ પર મુંગા મુંગા સહી કરો અને પછી ઘરે જાવ. સહી કર્યા સિવાય આપનો અહિંથી છુટકારો થશેજ નહિ, એ બરાબર ધ્યાનમાં રાખશો. એક અનાથ સ્ત્રીને માટે પૈસા આપવાના તો બાજુએ રહ્યા, પણ માત્ર સહી કરવામાંએ તમોને પાપ જણાય છે—આવા કાગળ પર સહી માગનારા તમોને દગલબાજ જણાય છે! તમો જેવા ગ્રેજ્યુએટ છો, તેવો હું પણ છું અને તેથી તમોએ મને દગલબાજ કહેવો એ અન્યાયયુકત."

"એક વખત નહિ પણ દસ વખત કહીશ," બળવંતે ક્રોધથી લાલ લાલ થઇને કહ્યું. "ગ્રેજ્યુએટોને દગલબાજપણું કરવાની કાંઇ કોઇએ સનદ આપેલી નથી! અથવા તેઓએ કરેલાં દરેક નિંદ્ય કૃત્યને સારૂંજ કહેવું જોઇએ એવી કાંઇ ઇશ્વરની આજ્ઞા નથી.

બનાવટી મૃત્યુપત્ર બનાવવું એ જો પુણ્યકૃત્ય હોય, તો પછી કાલથી પુણ્ય સંચયને માટે ભરરસ્તામાં ખૂનો પણ થશે ! ”

શામળદાસ બળવંતનું બોલવું શાંતપણે સાંભળતો હતો અને તેને ઉત્તર પણ તેવીજ રીતે આપતો હતો; પરંતુ આટલા પરથી આ મૂર્ત્તિ શાંત છે, એમ માનવાનું કાંઇ કારણ નથી. પોતે ‘ ગ્રેજ્યુએટ છે ’ એવી કાંઇ ભૂલથાપ તેણે આપી નહોતી. તે કાયદાનો અભ્યાસ કરી એલએલ. બી. થયો હતો અને એક કૉર્ટમાં તે વકીલનો ધંધો પણ કરતો હતો; પરંતુ થોડા શ્રમમાં ઘણો પૈસો મેળવવાની ઇચ્છાથી તેને આવાં પુણ્ય (!) કર્મો વધારે પસંદ હોવાથી—તેણે એક વખત આવોજ પરોપકાર કરવા માટે ખોટા કાગળપત્રો પણ તૈયાર કર્યા હતા. તે વખતે ન્યાયાધિશ બરાબર જુના વિચારનો હોવાથી તેણે આ ‘ સુશિક્ષિત ગ્રેજ્યુએટ ’ ને બ્રિટિશ હદમાંની કોઇ પણ કૉર્ટમાં વકીલાત નહિ કરવાને પણ હુકમ કર્યો હતો. આથી શામળદાસની બુદ્ધિ અધિક પ્રગલ્ભ થઇ અને તેથી તે પોતાનો વ્યવસાય કૉર્ટની બહાર રહીને પણ ચલાવવા લાગ્યો. બળવંતના બોલવાથી શામળદાસને ક્રોધને બદલે હસવું આવ્યું અને તેણે કહ્યું, “ બળવંતરાય, ખૂન કરવું એ પાપ છે, એ સિદ્ધાંત મને પણ કબૂલ છે; પરંતુ લડાઇમાં મનુષ્યવધ કરવો એને પાપ ગણવામાં આવતું નથી, એ ધ્યાનમાં રાખવા જેવી વાત છે. જુદા જુદા દેશોમાં જેમ લડાઈઓ ચાલુ હોય છે, તેમજ સમાજમાં પણ જીવનાર્થ કલહ ચાલતાજ હોય છે. અર્થાત્ આવા વખતમાં ખોટા કાગળપત્ર તૈયાર કરવા કિંવા કવચિત ખુન કરવું, એ ખરેખર પાપ નથી. ઠીક. એ વિષે વાદવિવાદ કરવાને મારી ઇચ્છા નથી, તેમજ મને વખત પણ નથી. આપને જો ઘરે જવું હોય તો સહી કરો. સહી ન

કરવી હોય તો પછી જેમ અમે કોઈ કોઇ વખત બ્રિટિશ સરકારના પરોણા થઇએ છીએ તેમ તમારે પણ અમારા પરોણા થઇ અહિં રહેવું જોઇએ. ”

શામળદાસના આ પ્રમાણે બોલવાથી બળવંતને જેટલો ગુસ્સો ઉપજ્યો, તેટલીજ તેને ભીતિ પણ જણાવા લાગી. તેણે ઉદ્વેગથી કહ્યું, “ તમે મને અહિં આવી રીતે કેટલા દિવસ અટકાવી રાખશો ? કોઈ પણ વખતે મારો અહિંથી છૂટકારો તો થશેજ, અને તે પ્રમાણે થયા પછી તેનું પ્રતિફળ પણ હું તમને અવશ્ય આપીશ. ”

શામળદાસ અને કૃષ્ણલાલ પાછા ફરીથી ખડખડ હસ્યા. શામળદાસે કહ્યું, “ બળવંતરાય, તમોને આ પ્રસંગ ચમત્કારિક લાગવાથી તમારૂં મન કદાચિત્ અસ્વસ્થ થાય એ સ્વાભાવિક છે. તમે આજની રાત અહિં વિસામો લ્યો, અને કાલે પછી મને આ બાબતનો જવાબ આપજો. ” એમ કહી શામળદાસ કૃષ્ણલાલને પોતાની સાથે લઈ બીજા દરવાજેથી બહાર જવા લાગ્યો. જતાં જતાં તેણે કહ્યું, “ બળવંતરાય, આપ બિલકુલ ચિંતા કરશો નહિ. આપને માટે જમવાનું અહિંજ મોકલાવી દઉં છું. અહિં પલંગ વગેરે દરેક સામગ્રી તૈયાર છે. ” એમ કહી શામળદાસ ત્યાંથી ચાલી ગયો અને જતી વખતે બારણું પણ બરાબર બંધ કરતો ગયો.

શામળદાસના જવા પછી બળવંત એકલો પડયો અને બનેલા બનાવ માટે તે વિચાર કરવા લાગ્યો. કોઇ વખત પોતાનાજ બુદ્ધિદોષને લીધે પોતે સંકટમાં આવી પડયો છે, એમ તેને જણાતું અને તેથી તે પોતાની બુદ્ધિને દોષ આપતો હતો, તો કોઇ વખત શામળદાસ પર ક્રોધે ભરાઇ જતો હતો. કોઇ કોઇ વખત તેને આ કુદરતનો ચમત્કાર હોય એમ પણ જણાતું હતું. ઘરે ભાઇ અને

ભાભી મારી રાહ જોતાં હશે, તેમજ પોતે કાંઇ પણ કહી આવ્યો ન હોવાથી કદાચિત્ મારો શોધ કરવાને જ્યાં ત્યાં ફરતા હશે, વગેરે અનેક વિચારો બળવંતના મગજમાં આવવા લાગ્યા. વિશેષતઃ કેવી રીતે આપણો અહિંથી છુટકારો થશે, એ વિચાર તેના અંતઃકરણમાં ખૂબ ઘોળાવા લાગ્યો. તે આમ વિચાર કરે છે એટલામાં બારણું ઉઘડયું અને એક માણસ અંદર આવી ભોજનની થાળી તથા પીવાનું પાણી મૂકી તરતજ ચાલ્યો ગયો. બળવંતને ભૂખ તો ઘણીજ લાગેલી હતી, પરંતુ તે આ સંકટથી હેરાન થઇ ગયેલો હોવાથી આવેલ અન્નનો સ્પર્શ પણ ન કરતાં એકદમ પલંગ ઉપર જઇને પડયો. વિજળીનો દીવો હજી પણ પ્રકાશમાન હતો અને પંખો પણ ગરગર તેના માથા ઉપર ફરતો હતો. બળવંત પલંગ ઉપર પડી પોતાના અદૃષ્ટનો વિચાર કરતો હતો એટલામાં તેની આંખ મીંચાઇ ગઇ અને તેને નિદ્રા આવવા લાગી. નિદ્રામાં તેને સ્વાભાવિક પણ કાંઇક ચમત્કારિક સ્વપ્નો જણાવા લાગ્યાં. નિદ્રાભંગ થવાના વખતે તેને—એક અત્યંત સુંદર સ્ત્રી આપણા તરફ આવી છે અને " ઉઠ, પ્રયત્ન કર એટલે મુક્ત થઇશ, " એમ કહે છે-—એવું ચમત્કારિક સ્વપ્ન આવ્યું. સ્વપ્ન ખલાસ થયું કે તરતજ તે જાગૃત થયો અને આંખો ઉઘાડી જુએ છે તો એક સુંદર શુભ્ર વસ્ત્ર પરિધાન કરેલી યુવાન સ્ત્રી તેની નજરે પડી.



## પ્રકરણ ૪ થું.

### વનલતાનું આત્મકથન.

આવનાર સ્ત્રી ઘણીજ સુસ્વરૂપ હતી. તેની ઉમ્મર માત્ર સોળ વર્ષની હતી. તેણીએ મલમલનું સફેદ છાયલ પહેર્યું હતું. તેના શરીર પર વિશેષ અલંકારો પણ નહોતા. આવી સુંદર સ્ત્રીના અચાનક આગમનથી બળવંતને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું; પરંતુ પાછો તરતજ તે ગંભીર બની ગયો. તેના મનમાં કોઇ જુદીજ જાતની ભીતિ ઉત્પન્ન થઇ અને તેથી તે આવનાર સ્ત્રીના તરફ પીઠ ફેરવી પાછો પલંગમાં પડયો. તેના મનમાં કલ્પનાના તરંગો ઉછળવા લાગ્યા. તેને જણાયું કે આ કોઇ વિશ્વયોષિતા હોવી જોઇએ. શામળદાસ પોતે પ્રયત્ન કરી થાકયો અને હવે આ સ્ત્રી તરફથી પ્રયત્નો કરાવી મારી પાસેથી સહી લેવા માંગે છે, પરંતુ ગમે તે થાય તોપણ હું તે ખોટા મૃત્યુપત્ર પર સહી કરીશ નહિ, એવો તેણે નિશ્ચય કર્યો. થોડો વખત તે વિષેજ વિચાર કરતો હતો તેટલામાં પાછું તેનું મન સાશંક થયું અને આવેલ સ્ત્રીને જોતાંજ તેના પર વિશ્વયોષિતાનો આરોપ મૂકયો એ સારૂં કર્યું નહિ એમ તેને જણાવા લાગ્યું. તેણે પોતાની પીઠ ફેરવી અને તે સ્ત્રીને ન જણાય તેમ તેનું નિરિક્ષણ કરવા લાગ્યો. થોડો વખત જોવા પછી બળવંતની ખાત્રી થઇ કે, આ સ્ત્રી વિશ્વયોષિતા ન હોઇ કોઇ કુલીન સ્ત્રી જણાય છે. તેના મનની આવી ખાત્રી થતાંજ તે સ્ત્રી પર મૂકેલા આરોપ માટે

તેને પસ્તાવો થયો; પરંતુ આવા વખતે પરપુરૂષના દિવાનખાનામાં જવું એ વિસંગત હોવાથી, તે કયા ઉદ્દેશથી આવી હોવી જોઇએ, તે જાણવાની બળવંતને જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. તે સ્ત્રી જો કે કુલીન હોય તોપણ આવી મધ્યરાત્રીએ તેણીએ પરપુરૂષના આગળ આવીને ઉભું રહેવું એ અયોગ્ય હોવાથી તેનો હેતુ ખરાબજ હોવો જોઇએ — ખાસ કરીને મૃત્યુપત્રની સહીનોજ હોવો જોઇએ, એમ બળવંતની મનોધારણા થવા લાગી. પરંતુ એટલામાં તરતજ તેને થોડા વખત પહેલાંના સ્વપ્નની યાદ થવા લાગી, અને એક સ્ત્રીએ "ઉઠ, પ્રયત્ન કર એટલે મુક્ત થઈશ" એમ કહ્યું તેનો અર્થ શું હોવો જોઇએ એવો વિચાર તેના મનમાં ઉત્પન્ન થવા લાગ્યો, સ્વપ્ન પર તેને વિશ્વાસ નહોતો; પરંતુ સ્વપ્નમાં અનુભવેલી બાબત જાગૃત થતાંજ દેખાય, તેનું તેને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું અને તેથી આવનાર સ્ત્રીને પૂછી સંશયનિવૃત્તિ કરી લેવી એમ તેને જણાયું. ઘણો વખત પસાર થવા છતાં તે સ્ત્રીને કાંઈ પણ ન બોલતાં માથું નમાવી વિનયથી ઉભી રહેલી જોઇને બળવંતે પૂછયું, "તમે કોણ છો?"

વીણાવિનિન્દિત મધુર સ્વરે અને સલજ્જપણે તે તરૂણ સ્ત્રી બોલી, "મારૂં નામ વનલતા છે."

વાસ્તવિક રીતે જોતાં વનલતાનો આ સ્વર સ્વાભાવિક હતો, પરંતુ બળવંતને તો તે વખતે પોતે આપત્તિમાં હોવાથી, દરેક જણ આપણને ફસાવવાનોજ પ્રયત્ન કરે છે, એમ જણાતું હતું અને તેથી તેવીજ રીતે તે સ્ત્રીને માટે પણ તેને લાગ્યું. આ સ્ત્રી, પોતાના મધુર સ્વરથી અને મૃદુ ભાષણથી મને ફસાવવાનું કરશે, પણ ગમે તે થાય તો પણ ફસાવું નહિ એવો નિશ્ચય કરી તેણે વનલતાને પાછું ફરીથી પૂછયું, "શામળદાસનો અને તમારો શું સંબંધ છે? અને

આટલી મોડી રાત્રીએ તમે અહિં કેમ આવ્યાં છો?"

વનલતાએ ગંભીર પણ કિંચિત્ ખેદકારક સ્વરે ઉત્તર આપ્યો, "હું શામળદાસની પુત્રી છું, અને આપના હિત માટેજ અહિં આવી છું."

બળવંત આ વખતે જો કે ઘણોજ સાવધ હતો, છતાં વનલતા આપણા માટે આવી છે, તે સાંભળી તેને થોડુંક હસવું આવ્યું. તેણે કહ્યું, "બીજા પર ઉપકાર કરવો એ આપના કુટુંબનો સિદ્ધાંતજ જણાય છે! આપના પિતા શામળદાસે પણ મારા પર ઉપકાર કરવા માટેજ અહિં લાવી મને કેદમાં નાખ્યો છે! તમે હવે મારા પર ઉપકાર કરીને આથી પણ વધારે ખરાબ જગ્યાએ લઇ જઈને મને રાખશો એમ જણાય છે!"

બળવંતનું ઉપરોકત ભાષણ સાંભળી વનલતા થોડો વખત કાંઇ પણ બોલી નહિ. ત્યાર પછી પોતાના સ્વાભાવિક મધુર સ્વરે તેણીએ કહ્યું, "આપને તેમ જણાય છે, તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. અહિં આવનાર દરેક માણસ આપને ફસાવવા માટેજ કિંવા આપને હેરાન કરવા માટેજ આવે છે એમ આપની ધારણા હોય એ સ્વાભાવિક છે; પરંતુ બધા મનુષ્યોના સ્વભાવ કાંઇ સરખા હોતા નથી. મારો અહિંયાં આવવાનો હેતુ કાંઇ જુદોજ છે."

વનલતાના આવા ખેદકારક શબ્દો સાંભળીને બળવંત થોડો વખત સ્તબ્ધ બેસીને વિચાર કરવા લાગ્યો. અર્ધ રાત્રીએ તેનો અહિં આવવાનો હેતુ શો? એ વિષે શું અનુમાન બાંધવું તેની બળવંતના મનમાં ઘણી ઘડમથલ થવા લાગી. વનલતાને પહેલાં તેજ પ્રશ્ન કરી જોવો એમ બળવંતને લાગ્યું હતું; પરંતુ તેમ પૂછવાનું પણ તેને જરા અનુચિત લાગવા માંડયું. આખરે થોડુંક

ચારણ કરી તેણે પૂછયું, " આપનો અહિં આવવાનો હેતુ કાંઇ
ર છે, એ વિષે મને જરા પણ સમજણ પડતી નથી. કદાચિત્
નો હેતુ સારો હોય, તો પણ અર્ધી રાતે અજાણ્યા પુરૂષ પાસે
। જવું એ શું આપને અનુચિત નથી જણાતું ?"
નલતાએ નીચું મ્હોડું રાખી કરૂણાજનક સ્વરે ઉત્તર આપ્યો,
જણાય છે; પણ ઇલાજ શું ? કોઇ કોઇ વખત માણસ એવી
ત્તમાં ફસાય છે, કે જેથી તે ઘણીખરી બાબતોમાં નાઇલાજ
ાય છે. હું મારી પોતાની બુદ્ધિથી આવી નથી, પણ પિતા-
કહેવાથી આવી છું."
' કોની શામળદાસની ? અને તમે તમારા પિતાની આજ્ઞા
કીધી ?" બળવંતે આશ્ચર્ય પામી પૂછયું.
' જો હું સારી પરિસ્થિતિમાં હોત, તો આ આજ્ઞા બિલકુલ
ન કરત. મારા પિતા તો શું પણ ખુદ ઇશ્વરે પણ કરી હોત
ન માનત. પરંતુ લાચાર! હું કોઇ જુદીજ પરિસ્થિતિ
છું. આપ જેવા બંદીવાન છો, તેવીજ હું પણ અહિં
ાન છું !"
ઘણી આશ્ચર્યની વાત ! બાપના ઘરમાં પુત્રી કેદ ? આપ
કત છો કે અવિવાહિત ?" બળવંતે પૂછયું.
ળવંતનો આ પ્રશ્ન સાંભળી વનલતાનું શરીર થરથરવા લાગ્યું.
ખાંખોમાં આંસુ આવી ગયાં અને કંપિત સ્વરે તે કહેવા લાગી,
। પણ મને ખબર નથી. હું વિવાહિત છું કે અવિવાહિત,
છું કે વિધવા, તેની મને કાંઇ પણ ખબર નથી."
નલતાના આ શબ્દો સાંભળી બળવંતની ચિત્તવૃત્તિમાં જે ફેર
ચો તેની કલ્પના કરવી પણ અશકય હતી. તેણે સખેદાશ્ચર્યથી

કહ્યું, "આપ આ શું કહો છો?"

"હું બરાબર ખરૂં કહું છું. આપને મારા પર વિશ્વાસ રાખવામાં કાંઇ પણ હરકત નથી. હું જે કાંઇ કહું, તે સાંભળવા જો આપ થોડી મહેરબાની કરશો તો મારા પર ઘણોજ ઉપકાર થશે. મારા પિતા તથા કૃષ્ણલાલ મને અહિં મોકલી ક્યાંઇ બહાર ગયા છે. તેઓ ત્રણ કિંવા ચાર વાગે બહારથી અહિં આવશે તેથી મારે મારી હકીકત તેઓ આવે તે પહેલાંજ આપને કહેવી જોઇએ."

આટલા વખત સુધી વનલતા ઉભી રહીનેજ બોલતી હતી. તેણીએ પોતાનો વૃત્તાંત કહેવાની વાત કાઢવાથી પલંગથી દૂર પડેલી એક ખુરશી તરફ આંગળી બતાવી બળવંતને કહ્યું, "તમે પહેલાં પેલી ખુરશી ઉપર બેસો અને પછી જે કહેવાનું હોય તે કહો."

બળવંતે આવી રીતે સહાનુભૂતિ દર્શાવવાથી વનલતા શરમાતાં શરમાતાં ખુરશી ઉપર જઇને બેઠી અને થોડો વખત સ્તબ્ધ બેસી રહેવા પછી તેણીએ પોતાનો વૃત્તાંત કહેવાનો આરંભ કર્યો:—

"હું ન્હાનપણથીજ માતૃસુખથી વિમુખ છું. ત્યારથી તે આજ સુધી હું મારા પિતાજીનાજ સહવાસમાં છું. કૃષ્ણલાલને હું મારા પિતાશ્રીની સાથે જોઉં છું, પણ તે કોણ છે અને શું ધંધો કરે છે, તેની મને હજી સુધી ખબર નથી. મને માત્ર એટલુંજ યાદ છે કે મારા પિતાશ્રી પહેલાં હિન્દુ ધર્મી—"

વનલતા આગળ કાંઈ બોલવા જાય છે એટલામાં વચ્ચેજ આશ્ચર્યથી બળવંતે પૂછ્યું, "અને હવે શું ખ્રીસ્તધર્મી છે?"

"નહિ." વનલતાએ પહેલાંની માફક ખેદકારક સ્વરે કહ્યું. "આ મુંબઇ શહેરમાં 'ભક્તિ સમાજ' નામની એક સંસ્થા છે, તેનાં જઇને તે સમાજીસ્ટ થયા છે. તમને કદાચ એમ જણાતું હશે કે,

પિતાજી સમાજીસ્ટ થવાથી હું પણ સમાજીસ્ટ થઇ હોઈશ; પણ તેમ થયું નથી. મારો તો નિરાકાર તેમજ સાકાર બન્નેમાં વિશ્વાસ છે."

"તમારૂં કહેવું બરાબર છે. પ્રત્યક્ષને છોડી અપ્રત્યક્ષની પછવાડે અધિકાર વગર શા માટે દોડવું જોઇએ?" બાગવંતે સ્મિત વદને કહ્યું.

"તેમ કહો અથવા મનની ભાવના કહો," વનલતા સાધારણ રીતે બોલી. "હું પિતાજીની સાથે ઘણી વાર સમાજમાં ગઇ છું; પરંતુ ત્યાંની ધર્મચર્ચાનું કાંઇ પણ સુપરિણામ મારા મન પર થયું નથી. કદાચિત્ મારા સાંકડા વિચારોનું તે પરિણામ હોય તો કોણ જાણે, પણ મારા કરતાં ઉમ્મરમાં મ્હોટી એવી કેટલીક સ્ત્રીઓને—સમાજીસ્ટ સ્ત્રીઓને—મેં ઘણી વખત પૂછ્યું છે—પણ ગમ્મત એવી છે કે, તેમાંની કેટલીક સ્ત્રીઓ તો કાને હાથ દઇને કહે છે કે 'કોને ખબરે સમાજમાં તે શું છે! પુરૂષો જાય છે માટે અમે પણ જઇએ છીએ!" કેટલીક તો વળી કહે છે કે, 'તને છોકરીને શું ખબર પડે?' એમ કહી પોતાનો છૂટકો કરી લે છે; તો વળી બીજી બે-ચાર પુસ્તકો આપીને કહે છે કે, 'આ વાંચી જો એટલે બધી ખબર પડશે.' મને ઘરમાં કામ ધંધો નહિ હોવાથી મેં તે પુસ્તકો ધ્યાનપૂર્વક વાંચી જોયાં; પરંતુ આ લોકો આપણા ઋષિમુનિઓના વેદાંત ધર્મ કરતાં વધુ શું કહે છે, તેની મને તો સમજણુજ પડતી નથી. તે વેદાંતનાં સૂત્રો તેમને પસંદ છે, એમ જો કહીએ, તો તેઓ તે ધર્મથી પોતાને જુદાજ સમજે છે! તેઓનાં કેટલાંક તત્વો તો તદ્દન ભ્રામક સમજુતીના પાયા પર ટેકાવેલાં હોય છે અને તેથી મને તો જણાય છે કે તે આંખો બંધ કરીનેજ બોલવામાં આવે છે. તેઓનાં કેટલાંક તત્વો ઘણાંજ સારાં છે; પણ ખરી રીતે જોતાં તે તેઓની

માલેકીનાં નથી, એટલુંજ માત્ર ગૌણુત્વ છે. ”

બળવંત પોતાથી થોડા અંતરે દૂર બેઠેલી વનલતાને જોતો હોવાથી તે કેટલી સૌંદર્યવાન છે, તે વિષે તેને પૂછવાનું કારણ નથી; પરંતુ તેનું અંતઃકરણ કેવું છે તેની પણ તેને કલ્પના નહોતી. પહેલાં તો તેને જણાયું કે, બીજી સાધારણ બે-ચાર ચોપડીઓ શીખેલી સ્ત્રીઓની માફક આ પણ થોડું ઘણું શીખી હોવી જોઇએ; પરંતુ વનલતાના વિચારો જેમ તેની જાણમાં આવતા ગયા તેમ તેના વિચારો પણ બદલાવા લાગ્યા અને આ એક પ્રતિભાવાન, તેજસ્વી પરંતુ કિંચિત્ મહત્વાકાંક્ષી સ્ત્રી છે, એમ તેને જણાવા લાગ્યું. તેના કેટલાક વિચારો સાંભળીને તો તેની પક્કી ખાત્રી થઇ કે, આ યુવાન સ્ત્રીની બુદ્ધિ ઘણીજ ઉત્તમ છે અને તેણીએ ઘણાંજ સારાં પુસ્તકો મનનપૂર્વક વાંચ્યાં હોવાં જોઇએ. તેણે જરાક હસીને કહ્યું, “ તમારૂં કહેવું લગભગ ખરૂં છે, પણ હવે વિપર્યાંતર થતું જાય છે, એ તમારા ધ્યાનમાં આવેલું જણાતું નથી. તમે તમારી હકીકત જેમ બને તેમ જલદી કહો તો સારૂં, એમ મને જણાય છે. ”

વનલતા કાંઇ જુદીજ આકાંક્ષાથી કપાળે કરચલીઓ વાળી બોલી, “તમે ભક્તિધર્મ સમાજીસ્ટ નથી, એ હું સમજી છું; પણ હમણાના તમારા બોલવા પરથી તે સમાજને માટે તમને સહાનુભૂતિ હોય એમ તો જણાય છે ! ”

“સહાનુભૂતિ તો નહિ, પણ તે સમાજની મને દયા આવે છે; એમાં કાંઇ પણ શંકા જેવું નથી. સારા સારા વિદ્વાનો માત્ર અભી-માનને વશ થઇ જુદાંજ તત્વોને વળગી રહી પોતાના આયુષ્યનો નિરર્થક વ્યય કરે છે, એ દેશહિતની દૃષ્ટિએ જોતાં ઘણુંજ નુકસાન-કારક છે. તમે કહો છો તે સમાજના કેટલાક લોકો તો ખરેખર

ઘણુાજ વિદ્વાન છે. સત્યશોધન માટે આપણે જુદીજ દિશાએ દોડીએ છીએ, એ પણ તેમને જણાઇ ચૂકયું છે; પરંતુ તેઓમાં ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવાનું મનોધૈર્ય નથી. પોતાની ભૂલ કબૂલ કરવા કરતાં તેઓને લોકોના હસવાની ઘણી બ્હીક લાગે છે. તેઓ અહિંજ ભૂલે છે. પોતાની ભૂલ જણાવા છતાં પણ તેના માટે દુરાગ્રહ ધરવો એ ખરેખર અંધ અભીમાન રાખવા જેવું છે."

વનલતા થોડો વખત સ્તબ્ધ રહ્યા પછી બોલી, "સાકાર અને નિરાકારનો વૃથા વાદવિવાદ ચલાવવામાંજ તેઓએ પોતાનાં બધાં વાક્ચાતુર્યનો ઉપયોગ કર્યો છે. ધર્મ એ કાંઇ શબ્દાવડંબરનો વિષય નથી; તેને માટે અનુભવજ જોઇએ. શરીર, આત્મા અને પરમાત્મા વિષેનો ભેદ જાણી ખરા નિરાકાર પરમાત્માને માટે યોગસામર્થ્ય જોઇએ, તેનો તો તેઓમાં અભાવજ છે. જે સ્વરૂપ ઓળખવાને માટે મહાન્ ઋષિમુનિઓ **નેતિ નેતિ** કહીને પોકારતા હતા, તેજ નિર્ગુણની પ્રાપ્તિ આ સમાજનો કોઇ પણ સમાજીસ્ટ કરી આપે છે! કૃષ્ણલાલ કેવી જાતનો માણસ છે, તેની તમને થોડા વખતના અનુભવ ઉપરથીજ ખબર પડી હશે. આશ્ચર્યની વાત તો એ છે કે કૃષ્ણલાલ સમાજની વેદી ઉપર ઉભો રહી કોઇ કોઇ વખત આચાર્ય પણ બને છે અને ખુશીથી 'હે ઇશ્વર, તું આવો છે-તેવો છે' કહી પહેલેથી મ્હોડે યાદ કરી રાખેલ વેદાંતતત્વો ફોનોગ્રાફના મશીનની માફક બોલી જાય છે! શું આ નિરાકાર તત્વની મશ્કરી કરવા જેવું નથી? લોકોને બ્રહ્મજ્ઞાન સંભળાવી પોતે 'પોથી માંહેલાં રીંગણાં' જેવું નથી કરતા?"

વનલતાનું આ પ્રમાણે ભાષણ સાંભળી બળવંતને તેની બુદ્ધિ માટે ઘણુંજ આશ્ચર્ય લાગવા માંડયું. તેણે કહ્યું, "તમારા પિતાશ્રી

શામળદાસે તમોને બંદીવાસમાં રાખવાને લીધે તમો તે સમાજનો દ્વેષ કરતાં હોત એમ જણાય છે. તે સમાજના સિદ્ધાંતો કોઈ કોઈ વખત મારા વાંચવામાં આવ્યા છે અને તે પરથી આ માત્ર શંભુ-મેળા જેવું મંડળ છે એમ હું ધારતો હતો અને ત્યાં માત્ર મ્હોડેથીજ દેશોન્નતી કરવાવાળા માણસો જાય છે એવી મારી સમજણ હતી; પરંતુ શામળદાસ અને કૃષ્ણલાલ જેવા કારસ્થાની પુરૂષો પણ તે સમાજના વ્યાસપીઠ પર ઉભા રહી આચાર્ય બને છે, એ તો ઘણીજ ચમત્કારિક વાત જણાય છે. વારૂ, હવે આપણે મુદ્દાની વાતથી બહાર જઈએ છીએ. પહેલાં તમે તમારી પોતાની હકીકત કહો તો સારૂં, નહિ તો પછી હું વધારે સંકટમાં પડીશ એમ મને ધાસ્તી રહે છે."

"તે વિષે તમે બિલકુલ ધાસ્તી રાખશો નહિ," વનલતાએ જરાક હસીને કહ્યું. "તે લોકો ત્રણ કિંવા ચાર વાગે આવશે. હમણા માત્ર બારજ વાગ્યા છે. પિતાશ્રીની સાથે હું સમાજમાં જતી હતી તે તો મેં પહેલાંજ તમોને કહ્યું છે. ત્યાં અને બીજે ઠેકાણે હું તેમની સાથે ફરેલી હોવાથી સ્ત્રીઓનો સ્વાભાવિક ધર્મ જે લજ્જા, તે તો મારામાંથી ચાલીજ ગઇ છે. મારી બોલવાની પદ્ધતિમાં પણ ફરક પડયો છે અને તેથી કુલીન કુટુંબની સ્ત્રીઓ જેમ નમ્રતાથી વર્તે છે, તેમ વર્તવાની મારી ઇચ્છા હોવા છતાં હું વર્તી શકતી નથી. મારા જેવી ઘણી સ્ત્રીઓ છે અને તેઓનું કેટલું બધું નુકસાન થયું છે, તે કેટલાકો સમજતા પણ નથી. એટલુંજ નહિ, પણ સ્ત્રીઓ પુરૂષો બરાબર—લગભગ પુરૂષજ થઇ છે, તે માટે તો કેટલાકોને સુધારાની મહાન્ ફત્તેહ થઇ છે, એમ જણાય છે! જાણે કે ઇશ્વર—સ્ત્રી અને પુરૂષ એમ બે વર્ગ નિર્માણ કરી ફસાઇ ગયેલ છે—તેથી

તે ભૂલ સુધારવાનું કામ હાલના સુધારકોનાં નસીબમાં આવ્યું હોય ! મને તો તે સુધારો નહિ પણ કુધારો જણાય છે. કુલીન સ્ત્રીની સંસ્કૃતિનો નાશ કરી તેનાં શિલસંવર્ધનનો રસ્તો કંટકમય કરવો, એનેજ જો સુધારો કહેવામાં આવતો હોય, તો પછી વિષને અમૃત કેમ ન કહેવું, એવો પણ પ્રશ્ન ઉદ્ભવે છે. જે સ્ત્રીઓ આવા પુરૂષોના બહુજનસમાજમાં દસ પંદર વર્ષો સુધી એક સરખી પળોટાઇ ગઇ છે, તેઓને સૃષ્ટિનાં કેટલાંક શાસનો પણ ભોગવવાંજ પડયાં છે. હ્રદયના કોમળ વિકારોનો નાશ, મૃદુતાહિન શરીર, રક્તની લાલાશ ઉડી જવી, ગાલ પર ન્હાના ન્હાના ખીલ થવા વગેરે બાબતો અનુભવથી સિદ્ધ થઇ છે. મને આ બાબત માટે ઘણીજ ધાસ્તી રહે છે, અને તેથી હું તો વેળાસરજ ચેતી ગઇ છું. તરતજ મેં આપણાં પુરાણો માંહેલી સતી સ્ત્રીઓનાં જીવન વાંચવાનો આરંભ કર્યો. મહાભારત અને રામાયણ પર મેં વિશેષ પ્રેમ રાખવા માંડયો. તેમાં આવતી સાધવી સ્ત્રીઓના જેવી હું પણ થઇશ, એવી ઇચ્છા રાખી અને તેજ ધોરણે વર્તી સ્ત્રીઓના પ્રાકૃતિક ધર્મનું રક્ષણ કર્યું; તોપણ વાણી અને લજ્જાને માટે જે કુપરિણામ ન્હાનપણથીજ મારા પર થયું છે, તેનો હજી સુધી પણ નાશ થયો નથી. ઘરમાં જો બે-ચાર સ્ત્રીઓ હોત, તો હું મારા આ દોષોમાં સુધારો કરી શકત. આ બધું કહેવાનું કારણ એટલુંજ કે, મારા બોલવામાં કાંઇ પણ ભૂલ ચુક હોય તો તેનું કારણ તમને સમજાય. મારા પિતાને થોડા દિવસ વિધૂર રહેવા પછી વિવાહ—નહિ પુનર્વિવાહ—કરવાની ઇચ્છા થઇ અને તે માટે પોતે પ્રયત્ન કરવા લાગ્યા. એક વિધવાની સાથે લગ્ન કરવાની ખટપટ પણ થવા માંડી. મારા પિતા તે વિધવાને લઇને સમાજીસ્ટ થયા કે પછી તે સમાજીસ્ટ હોવાને લીધે તે સ્ત્રી તેમના

સાથે વિવાહ કરવા તૈયાર થઇ તેની કાંઇ બરાબર ખબર મને નથી. જે સ્ત્રી લગ્ન કરવાને કબૂલ હતી તેનું નામ ચંચળગૌરી હતું. આ બાઇના સિદ્ધાંતો ઘણાજ વિલક્ષણ હતા. સમાજીસ્ટ, અવિવાહિત સ્ત્રીઓએ યૂરોપિયન યુવાનો સાથે વિવાહ કરવો અને સમાજીસ્ટ યુવાનોએ આંગ્લ તરૂણીઓ સાથે વિવાહ કરવો એવો તે બાઇનો ખાસ સિદ્ધાંત હતો! તેનાં કારણ તરીકે તે માત્ર એટલુંજ કહેતી કે, તેને લીધે ભવિષ્યની સમાજીસ્ટ પ્રજા આ વર્ણશંકર જોડાણને લઇને ગૌરવર્ણની ઉત્પન્ન થશે અને તેથી સમાજીસ્ટો કુદરતી રીતેજ હિન્દુસમાજથી જુદા જણાઇ આવશે! ચંચળબાઇના આવા સિદ્ધાંતનું પરિણામ શું આવ્યું તેની મને ખબર નથી; પરંતુ એટલું તો ખરૂં કે, તે વિષયમાં તે બાઇએ ઘણીજ ખટપટ કરી જોઇ અને આખરે નિરાશ થવાથીજ તેણીએ મારા પિતાની સાથે લગ્ન કરવાનું કબૂલ કર્યું. મારા પિતાશ્રી ગૌરવર્ણના છે, તેમજ તેમનો પોષાક પણ હમેશાં યૂરોપિયન પદ્ધતિનો રાખે છે તેથીજ આ બાઇ સાહેબે લગ્ન કરવાને 'હા' પાડી હતી પણ નસીબ જોગે પિતાજીની વકીલ તરીકેની સનદ રદ થવાથી આ તેમના લગ્નના કોલકરારો પણ રદ થયા અને લગ્નવિચાર પડી ભાંગ્યો. મારા પિતાજીનો કાંઇ પણ સાહસિક કામ કરી પુષ્કળ ધન એકઠું કરવું એ મુખ્ય સિદ્ધાંત છે. આજ સુધીમાં તેમણે અનેક કૃષ્ણકારસ્થાનો કર્યાં છે, પરંતુ તેમાંનું એક પણ તેમને ફલપ્રદ થયું નથી પણ તેથી ઉલટું કોઇ કોઇ વખત તેનું પ્રતિકૂલ ફલ પણ તેમને ભોગવવું પડ્યું છે. તમે હાલમાં જે બંદીવાસમાં છો તે પણ તેમનાં કારસ્થાનોમાંનો એક ભાગ છે," એમ કહી વનલતા જરા વિસામો ખાવા લાગી.



## પ્રકરણ ૫ મું.

### વનલતાનું આત્મકથન (ચાલુ.)

થોડો વખત રહી વનલતાએ પાછું પોતાનું આત્મકથન શરૂ કર્યું. "આ શહેરમાં જશવંતરાય નામના એક શ્રીમંત ગૃહસ્થ રહેતા હતા. તેમનો અને અમારો કાંઇક સગપણ સંબંધ હતો એ હું જાણું છું. તેમની સંપત્તિ ઉપર મારા પિતાજીની નજર પડી, અને કોઇ પણ રીતે તે મેળવવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો. જશવંતરાય વૃદ્ધાવસ્થાને લીધે લગ્ન કરવાને બિલકુલ ખુશી નહોતા; પરંતુ પિતાજીએ બે–ચાર માણસોને વચ્ચે નાંખ્યા અને તેને લીધે તે લગ્ન કરવાને કબૂલ થયા. આ લગ્ન મારી સાથેજ થનાર હતાં તેથી અમારા પહેલાંનાં રહેઠાણપર મને જોવાને માટે તે આવ્યા હતા ત્યાં સુધી મને મારા લગ્ન વિષેની કાંઈ પણ ખબર પડી નહોતી. જશવંતરાયના અમારે ઘેરથી જવા પછી મને પિતાજીએ લગ્નની ખબર આપી. મેં આવા વૃદ્ધ ગૃહસ્થ સાથે પરણવાને ચોકખી ના પાડી. પરંતુ લાચાર. બળવંતરાય, જન્મદાતા પિતાની નિંદા કરતાં મને ઘણુંજ ખરાબ લાગે છે, પણ શું કરૂં? તેમ કર્યા સિવાય રહેવાતું નથી. પિતાજીએ તે વખતે મને જે સલાહ આપી તે યાદ આવતાંજ મારા શરીરનાં રોમાંચ ઉભાં થઇ જાય છે. પિતાજીએ કહ્યું કે, "આ કાંઈ ખરૂં લગ્ન નથી. તારે માત્ર શુકલ મહારાજના લગ્નના મંત્રો ખલાસ થાય ત્યાં સુધીજ બેસવાનું છે. તે તેને ઘેર

જાય તેટલો વખત તારે પણ તેની સાથે જવું પડશે; પરંતુ તરતજ એક બે કલાકમાં હું તને તેના ઘરેથી પાછો અહિં લઇ આવીશ. માત્ર આટલુંજ કામ આ વખતે તારે કરવાનું છે. પછી ફરીથી તને તેને ત્યાં કદી પણ જવું પડશે નહિ, અને તે પણ અહિં આવશે નહિ. આ લગ્ન કાંઇ ખરૂં લગ્ન નથી, એ તો ખુલ્લીજ વાત છે. આટલું મારૂં કામ ખલાસ થવા પછી કોઈ એકાદ સુશિક્ષિત યુવાનને શોધી કહાડી તારૂં ખરૂં લગ્ન પૂર ઠાઠમાઠથી કરી આપીશ. ”

પિતાજીના આ વિચારો સાંભળી મારા મનમાં તે વખતે શું થતું હતું તેની તો ઇશ્વરનેજ ખબર છે. મેં આ વિષે તેમને કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ, અને હું તરતજ ગુસ્સામાં ત્યાંથી બીજી બાજુ ચાલી ગઈ; તોપણ પિતાજીએ લગ્નની તો તૈયારી ચાલૂજ રાખી હતી. પિતાજીનું સગુંવ્હાલું કોઇ પણ નહોતું. વળી આપ્તજનોને કહેવાથી પણ કદાચિત્ લગ્નમાં વિઘ્ન ઉત્પન્ન થશે એમ ધારી જશવંતરાય પણ એક ચાકર અને એક તેમના સ્નેહીને લઇનેજ લગ્ન મુહૂર્તના વખતે આવી પહોંચ્યા. પરંતુ કન્યાનો પત્તો ક્યાં હતો ? પિતાજીએ તે દિવસે મારાપર સખ્ત નજર રાખી; તેવીજ મને પણ મારા આયુષ્યની કાંઇક કિંમત હોવાથી હું પણ કોઇને ખબર ન પડે તેમ યુક્તિ કરી ઘરની બહાર નીકળી અને મારી એક વ્હેનપણીને હાથે પગે લાગી તેને ત્યાં ચાર દિવસ રહી. હું ધારતી હતી કે જશવંતરાયનું લગ્ન નહિ થતાં તે આવ્યા તેવાજ પાછા જશે; પણ તેમ થયું નહિ ! તે તો ચતુર્ભુજ થઇનેજ પોતાને ત્યાં ગયા. મારા ગુમ થવાની વાત જાણતાંજ પિતાજીની એક રાખેલી નાયકણ હતી તેની પંદર સોળ વર્ષની એક વ્હેન હતી તેને પૈસાની લાલચ આપી પોતાને ત્યાં લઇ આવ્યા અને જશવંતરાય સાથે તેનું લગ્ન કરી

દીધું! લગ્ન થયા પછી બે કલાકમાંજ કન્યાને મારા પિતાજીએ જશવંતરાયને ત્યાંથી બોલાવી લીધી. આવી રીતે કૃત્રિમ વનલતા સાથે જશવંતરાયનું લગ્ન થયું ખરૂં; પણ તેનું બધું પ્રાયશ્ચિત આજ ખરી વનલતાને ભોગવવું પડે છે. પંદર વીસ દિવસ વીત્યા પછી જશવંતરાય તરફથી મને તેડવાને માટે માણસ મોકલવામાં આવ્યો, પરંતુ પિતાજીએ મારી તબીયત ઠીક નથી એમ કહી આવનાર માણસને પાછો મોકલ્યો. પિતાજીએ આ લગ્નને માટે જશવંતરાય પાસેથી પાંચ હજાર રૂપિયા રોકડા લીધા હતા તેમજ અઢી હજારનો દાગીનો પણ લીધો હતો. આટલાથી પણ પિતાજીના મનનું સમાધાન થયું નહિ. જશવંતરાયની બધી સંપત્તિ મેળવવાની તેમની ઉમેદ હતી. થોડા દિવસ પછી હું, પિતાજી અને કૃષ્ણલાલ ડુમસમાં દરીયા કીનારે આવેલા એક બંગલામાં જઇ રહ્યાં. ત્યાં જઇ રહેવાનો હેતુ શું હતો તેની મને બિલકુલ ખબર નહોતી. ત્યાં જવા પછી પિતાજીએ એક દિવસે 'વનલતા ઘડી–પળ છે' એવો તાર કરી જશવંતરાયને પણ ડુમસ બોલાવ્યા. જશવંતરાયના ત્યાં આવવા પછી વનલતાના નામનું મૃત્યુપત્ર બનાવવા માટે તેમનાપર તેમણે ઘણોજ ભયંકર જુલમ ગુજારવો શરૂ કર્યો; પરંતુ ગમે તેમ હોય પણ જશવંતરાય તે મૃત્યુપત્ર માટે બિલકુલ કબૂલ થયા નહિ. બળવંતરાય—"

આ છેવટના શબ્દો ઘણાજ દુઃખિત સ્વરે ઉચ્ચારી વનલતાએ પોતાની આંખો પોતાના બન્ને હાથોથી ઢાંકી દીધી. હવે તે શું કહે છે તે સાંભળવા માટે બળવંતનું ધ્યાન તેની તરફ લાગી રહ્યું હતું. તેણે પૂછ્યું, "પછી આગળ શું થયું ?"

વનલતાએ આંખો લૂછતાં કહ્યું, "બળવંતરાય—પછી શું થયું ?

તે હકીકત મારાથી કહી પણ નથી શકાતી. પિતાજી અને કૃષ્ણલાલે મળી જશવંતરાયને ઝેર આપ્યું અને તે પ્લેગને લીધે ગુજરી ગયા એમ કહી ત્યાંથી તેઓએ પોતાનો મુકામ ઉઠાવ્યો. આગળ જતાં તેમણે એક બનાવટી મૃત્યુપત્ર તૈયાર કર્યું અને તે હવે ખરૂં કરી લેવા માટે તેઓ હમણાં જીવસટોસટનો પ્રયત્ન કરે છે. બળવંતરાય, આ મારી ખરી હકીકત છે. તે ઉપરથી તમે હવે વિચાર કરી લેશો કે હું વિવાહિત છું કે કુમારિકા, કિંવા સધવા છું કે વિધવા. મારે બદલે જો એકાદ દુર્બળ મનની છોકરી મારા પિતાજીના હાથમાં હોત તો કયારનીયે તેના જીવનની પૂર્ણાહૂતિ થઇ ગઇ હોત; પરંતુ આ બધા પ્રસંગોની સામે હું ધૈર્યથી થઇ, તો હજી સુધી પણ મારૂં શીલ સાચવી શકી છું. હું ધારૂં છું કે જન્મદાતા પિતાનો પોતાની એકની એક છોકરી સાથેનો આવી રીતે નિષ્ઠુરપણાના વર્તનનો નમૂનો આ જગતમાં ભાગ્યેજ મળી શકશે !"

વનલતાએ છેવટનાં એ બે વાકયો કિંચિત્ ગુસ્સાથી ઉચ્ચાર્યાં, અને તે સાથે તેની આંખોમાં પણ અશ્રુ ભરાઇ આવી, પડવા લાગ્યાં. વનલતાનું આ બધું ભાષણ બળવંત તટસ્થ બેસી રહી સાંભળતો હતો. તેણીએ કહેલી હકીકતોનો વિચાર કરતાં કરતાં તેણે કહ્યું, "હા, હવે મને સમજ પડે છે. જશવંતરાયનાં જેમ બને તેમ ઉતાવળાં લગ્ન થવા વિષે પહેલાં મેં સાંભળ્યું હતું; પરંતુ તે વિષેની વધારે ખબર મને કાંઇ પણ નહોતી. લગ્ન પછી તરતજ જશવંતરાય ડુમસ ગયા અને ત્યાં ગુજરી ગયા તેની પણ મને ખબર પડી હતી; પરંતુ તેમના મૃત્યુમાં આવો ગુપ્ત ભેદ હશે તેનો તો મને જરા પણ સંશય આવ્યો નહોતો. જશવંતરાય મારા કાકા થતા હતા તેથીજ આ મૃત્યુપત્રપર મારી સાક્ષી હોય તો શામળદાસને ઘણોજ

ફાયદો થાય એમાં કાંઇ પણ શક જેવું નથી. ઠીક, પરંતુ તમે હમણાં કહ્યું કે, 'તમારી માફક હું પણ બંદીવાસમાં છું,' તેનું કારણ શું ?"

"આ બનાવટી મૃત્યુપત્ર મારા નામનું છે. આ બાબત મને પસંદ નહિ હોવાથી તેઓએ મને પણ પ્રતિબંધમાંજ રાખી છે. તેઓને બ્હીક રહે છે કે, કદાચિત્ હું મારૂં અને જશવંતરાયનું લગ્ન થયુંજ નથી એમ કહી દઉં તો પછી તેઓનો બધો ભેદ ખુલ્લો થઇ જાય. તે બ્હીકથીજ તેઓએ મને પણ અહિં કેદ રાખી છે. તમારા આ દિવાનખાનાની બાજુમાંજ એક ઓરડી છે અને તેમાંજ મને રાખી છે. બહાર જતી વખતે તે બન્ને જણ બારણું બંધ કરીનેજ જાય છે."

"ત્યારે પછી તમે અહિં કેમ આવી શકયાં ?"

"તેઓએજ વચમાંનું બારણું ઉઘાડું રાખવાથી અહિં આવી છું. આ બારણું તેમની ઉતાવળથી ઉઘાડું રહી ગયું છે એમ નથી, પણ ખાસ મતલબથીજ તે ઉઘાડું રાખ્યું છે. તમારી પાસેથી સહી લેવાનું કામ પણ મનેજ સોંપ્યું છે, અને તેના ઇનામ તરીકે બળવંતરાય પાસેથી તે મૃત્યુપત્રપર જો સહી લઇશ તો તેમનીજ સાથે તારાં લગ્ન પણ કરી આપીશ એવી લાલચ પણ તેમણે આપી છે."

"ત્યારે શું તમે મારી પાસે સહી લેવાને માટે આવ્યાં છો ?"

"નહિ. આપ તે મૃત્યુપત્રપર સહી કરશો એવી મને યત્કિંચિત્ પણ આશા નથી અને કરો એવી મારી ઇચ્છા પણ નથી. આપજ વિચાર કરી જુઓ કે, આ મૃત્યુપત્રપર સહી કરવાથી તે ખરૂં થઇ પિતાજીને જશવંતરાયની બધી સંપત્તિ મળે તો મારા જીવનની કેટલી બધી દુર્દશા થઇ જાય ? આપનો અહિંથી છૂટકારો થાય એ ઉદ્દેશથી જો આપ કાંઇ પણ પ્રયત્ન કરો તો યથાશકિત હું

આપને મદદ કરીશ. એ સિવાય આપની પાસે આવવામાં મારો બીજો કોઇ પણ હેતુ નથી."

વનલતાના આ શબ્દો સાંભળી, બળવંતને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું તે ઘણાજ ઉદાર અંતઃકરણની અને ઉચ્ચ વિચારની છે એવો તેનો મત થતો હતો, તેને આથી જરા વધારે પુષ્ટિ મળી તે પોતે પોતાની સ્થિતિ ભૂલી ગયો અને ઉલટી વનલતાની તેને દયા આવવા લાગી. તેણે મધુર પણ દુઃખિત સ્વરે કહ્યું, "તમે હજી સુધી અવિવાહિત છો, એ આ ઉપરથી ખુલ્લેખુલ્લું જણાઇ આવે છે. તમારા પિતાશ્રીના આ કેદખાનામાંથી છૂટકારો થવા પછી તમારો લગ્ન કરવા વિચાર છે કે નહિ?"

"યોગ્ય પતિ સાથે વિવાહ થાય, તે કઇ સ્ત્રીને પસંદ ન હોય? પરંતુ મને તે બાબતમાં કાંઇ પણ આશા નથી. કારણ કે, મારા અંતઃકરણમાં જેની રમ્યમૂર્તિ અધિષ્ઠિત થયેલી છે, તે મારી સાથે વિવાહ કરવા કબૂલ થશે નહિ એવી મારી પક્કી ખાતરી છે."

"તેનું નામ જો તમે મને કહેશો, તો હું મારો છૂટકારો થવા પછી બને તેટલી ખટપટ કરી તમારા બન્નેનાં લગ્ન થાય તેવો પ્રયત્ન કરીશ."

વનલતા સ્ત્રીસુલભ લજ્જિત ભાવથી બોલી, "તેમનું નામ કહેવાની કાંઇ વિશેષ અગત્ય નથી. હું તેમને ઘણા દિવસથી ઓળખું છું. તેમની સાથે મારાં લગ્ન થાય એવી મારી ઘણા દિવસ થયાં ઇચ્છા છે. હું જ્યારે પૂર્ણ નિર્દોષ સ્થિતિમાં હતી તે વખતે એક ગૃહસ્થે મારાં લગ્ન તેમની સાથે કરી આપવા માટે ઘણીજ ખટપટ કરી, પરંતુ તે સમાજીસ્ટ ન હોવાના કારણને લઇને મારા પિતાજીએ તે વાતનો સ્વીકાર કર્યો નહિ. તે વખતે તેમને આ વાતની ખબર હતી કે નહિ,

તેની મને ખબર નથી; પરંતુ મને તો તે વખતેજ ખબર પડી ગઇ હતી અને તે વખતથીજ તે રમ્યમૂર્તિનાં ઘણીજ વખત દર્શન થવાથી તેમની સાથેજ મારા વિવાહ થાય તેવી ઇચ્છા બળવતી થતી ગઇ. તેમના પ્રતિ મારૂં મન અધિકાધિક ખેંચાય એવી તેમના વિષેની અનેક વાતો મારા સાંભળવામાં આવી છે. તે ઘણાજ સદ્‌ગુણી, સુશીલ અને ઉદાર અંતઃકરણના છે. તેમની સાથેજ મારા વિવાહ થાય એવી ઇચ્છા છે; તોપણ મારા જેવી ચમત્કારિક પરિસ્થિતિવાળી સ્ત્રી સાથે તેમના વિવાહ થાય તે તેમનાં ગૌરવને હાનિકર્તા હોવાથી વિવાહ ન થાય તેમાંજ બન્નેનું શ્રેય છે. મારો તેમનાપર અનન્ય પ્રેમ છે. હું તેમને મનથી વરી ચુકેલીજ છું, અને તેથી તેમનાંજ મંગળમય ચિંતનમાં આયુષ્ય વ્યતિત કરવાનો મેં નિશ્ચય કીધો છે. તેમનું નામ કહેવું, તે તેમની પવિત્રતા ઓછી કરવા જેવું છે. માટેજ હું આપને તેમનું નામ કહી શકતી નથી તે માટે મને ક્ષમા કરશો. ”

બળવંતનાં મનમાં વનલતા માટે હવે ઘણું માન તથા આદર ઉત્પન્ન થયો હતો. તેણે હજી સુધી તેના તરફ પૂર્ણ દૃષ્ટિથી જોયું નહોતું; પરંતુ તેના ઉદાત્ત વિચારો સાંભળી તેણે પોતાની નિર્મળ દૃષ્ટિથી વનલતા તરફ જોઇ સહાનુભૂતિસૂચક એક દુઃખનો નિઃશ્વાસ છોડયો. એટલામાં તેને પોતાના બંદીવાસની યાદ થઇ અને તેણે વનલતાને કહ્યું, “ આપની સ્થિતિ અત્યંત અનુકંપનીય છે એમાં કોઇ પણ જાતની શંકા જેવું નથી. મારો અહિંથી છૂટકારો થયા પછી જેમ બનશે તેમ જલદી તમારો અહિંથી છૂટકારો થવા માટે હું પ્રયત્ન કરીશ. ” એમ કહી બળવંતે ઘડિયાળ તરફ દૃષ્ટિ ફેરવી. તેમાં એક વાગેલો જોઇ તેણે કહ્યું, “ એક વાગ્યો છે. આપ મારો

અહિંથી છૂટકારો થાય તે માટે શું કરી શકશો ? ”

“ આપ કહેશો તે કરીશ. ”

“ મારો છૂટકારો થવાથી આપના પિતાશ્રી ભયમાં આવી પડવાનો સંભવ છે, તે તરફ આપનું લક્ષ છે કે નહિ ? ”

“ હા, હું જાણું છું. તેની બધી જવાબદારી મારા પર છે. આપને તે માટે ચિંતા કરવાનું કાંઇ કારણ નથી. ”

“ આ દિવાનખાનું તો બધી રીતે બંધ છે તેથી આપની ઓરડી જોવાની મારી ઇચ્છા છે. તે ઓરડીમાં જો એકાદ બારી જેવું કાંઇ પણ હોય તો ન્હાસી જવાને ઠીક પડશે. ”

“ નહિ. મારી ઓરડીને બારી જેવું કાંઇ પણ નથી. તે પણ આ દિવાનખાનાની માફક બધી બાજુથી બંધ છે. બે દરવાજા છે, તે પણ જતી વખતે મારા પિતાજીએ બંધ કીધા છે. આપ મારી સાથે આવો, એટલે તે ઓરડી જોઇને પછી શું યોજના કરવી તેની ખબર પડશે. ” એમ કહી વનલતા તેને પોતાની ઓરડીમાં લઇ જવા માટે ખુરશીપરથી ઉઠી આગળ ચાલવા લાગી.

## પ્રકરણ ૬ ઠું.

### છૂટકારો.

બળવંત વનલતાની પછવાડે જવાને માટે પલંગપરથી ઉઠીને ઉભો થયો. આ વખતે તેને તૃષા ઘણીજ લાગેલી હતી તેમજ ભૂખ પણ કકડીને લાગી હતી; પરંતુ કાંઇ પણ ખાવાની તેને ઇચ્છા થતી નહોતી. તેને માટે જમવાની થાળી તેમજ પાણીનો લોટો ત્યાંજ પડેલાં હતાં. ગળું સૂકાઇ ગયેલું હોવાથી તેણે પ્યાલો ઉંચક્યો અને તેમાં થોડું પાણી રેડી પોતાને મ્હોડે લગાડયો. એટલામાં વનલતા અંદરથી દોડતી દોડતી આવી અને બૂમ પાડી બોલી ઉઠી, "હાં, હાં, પાણી પીતા નહિ; તેમાં ઘેન આવવાની દવા મેળવવામાં આવી છે!" પરંતુ વનલતા આટલું કહે તે પહેલાં તો બળવંત બે ત્રણ ઘુંટડા પાણી પી ગયો હતો. તેના એ શબ્દો સાંભળી તેણે પ્યાલો તરતજ નીચે મૂકયો અને ગભરાઇ જઇ બોલી ઉઠયો, "શું ખરેખર આમાં ઘેનની દવા છે? આનું પરિણામ મારાપર શું થશે?"

વનલતાએ કહ્યું, "આપને આટલા બધા ગભરાઇ જવાની કાંઇ જરૂર નથી. અંદર ખાળ છે ત્યાં જઇ તે પાણી ઓકી નાંખવાનો પ્રયત્ન કરો."

બળવંત તરતજ ખાળ પાસે ગયો અને મ્હોડામાં આંગળાં ખોસી ઉલટી કરી બધું પાણી કહાડી નાંખ્યું. પછી મ્હોડું ધોઇ તે વનલતા પાસે આવ્યો અને કહ્યું, "તે પાણી ઝેરી છે, તે વિષે તમે મને

પહેલાં કેમ કહ્યું નહિ? નોકર અહિં લાવ્યો તે વખતેજ જો મેં તે પીધું હોત તો કેટલો બધો અનર્થ થઈ જાત? મને આવું ઝેરી પાણી પાવામાં તેઓનો કયો હેતુ સમાયેલો છે?"

વનલતાએ કહ્યું, "તે પાણી માત્ર એક જાતનું બેભાનપણું લાવનારૂં છે. તેથી બેશુદ્ધિમાં માણસ હોય ત્યારે તેને જેમ કહીએ તેમ તે કરેછે. તેથીજ મારા પિતાજીએ તમોને તે પાણી પાઇને તમારી પાસેથી સહી કરાવી લેવાનો વિચાર રાખ્યો છે. આ પાણીથી માણસ લગભગ બાર કલાક સુધી ઘેનમાં પડી રહે છે. તમોને હવે ઘેન આવશે નહિ, અને કદાચ આવશે તો તે માત્ર થોડોજ વખત રહેશે. આ પાણી તમે પીઓ નહિ એટલા માટે મેં પહેલાંથીજ તમારા પર નજર રાખી હતી. તમે જમવાને માટે બેસો તે વખતેજ હું તમને તે માટે વાકેફ કરવાની હતી; પરંતુ તમે જમ્યા વિનાજ સૂઇ ગયા તેથી મારાથી કહી શકાયું નહિ. વારૂ, તે માટે હવે વધારે ચિંતા કરતા નહિ. આવો, મારી ઓરડી જુઓ એટલે આપણું કામ થાય."

બળવંત આ બનાવનો વિચાર કરતો કરતો તેણીની ઓરડીમાં ગયો અને તેનું બરાબર નિરીક્ષણ કરવા લાગ્યો. આ ઓરડીમાં માત્ર એકજ વિજળીનો દીવો હતો. પંખો બિલકુલ નહોતો. ઓરડી દરેક બાજુએથી બંધ હતી. તેમાં એક પણ બારી નહોતી. પરંતુ આ ઓરડીનું છાપરૂં ઉતરતું હોવાથી કાંઇ પણ રસ્તો મળશે તેવી આશા તેને ઉત્પન્ન થઇ, અને તેથી તેણે ઉપર જોઈ "છાપરાં ઉપર કેવાં નળીયાં છે?" તેમજ બાજુમાં શું આવેલું છે? એમ વનલતાને પ્રશ્ન કર્યો. ઉપર "વિલાયતી નળીયાં છે!" તેમજ તે અગાસીમાં પડે છે

એમ વનલતાના કહેવાથી બળવંતને વધારે આશા ઉત્પન્ન થઇ. સીલીંગ તોડી કઇ રીતે નળીયાં કહાડી નાંખવાં તેનો તે વિચાર કરવા લાગ્યો. પહેલાં દેવદારની સીલીંગ લગાડેલી હતી તેની પટીઓ તોડવા તથા તેના સ્ક્રુ કાઢવા માટે તેણે વનલતા પાસે એક છરી માંગી. વનલતાએ તરતજ પોતાના પલંગપરના ગાદલા નીચે છુપાવી રાખેલ ચકચકીત તિક્ષ્ણ ધારવાળી એક છરી કહાડી આપી. છરી જોતાંજ બળવંતના મગજમાં વિલક્ષણ તર્ક વિતર્કો થવા લાગ્યા. તેણે આશ્ચર્યથી પૂછ્યું, "આપે આપનાં ગાદલાં નીચે આવી તિક્ષ્ણ ધારવાળી છરી કેમ રાખી છે?" પ્રશ્નનો જવાબ વનલતાએ બિલકુલ આપ્યો નહિ. તે મૌનજ રહી અને પોતાના પાલવના છેડાથી હુવા ખાવા લાગી. બળવંત આથી વિશેષ સંદેહમાં પડયો. તેણે ઘણાજ આગ્રહથી કહ્યું, "તમે જ્યાં સુધી આ ખુલાસો નહિ કરો ત્યાં સુધી છૂટકારાનો હું એક પણ પ્રયત્ન કરીશ નહિ."

વનલતા હવે તદ્દન નાઇલાજ થઇ. તેણીએ ખિન્ન વદને કહ્યું, "બળવંતરાય, આવી ચમત્કારિક સ્થિતિમાં મારી આબરૂનો નાશ થવાનો પ્રસંગ કયારે આવશે તે હું કહી શકતી નથી. યદા કદાચિત્ આવો પ્રસંગ આવી પડે તો પોતાના જીવનું ભલું-બુરૂં કરી લેવાને આ પ્રિય સખી સિવાય બીજું કોઇ ઉપયોગી થઇ શકે એમ છે?"

"વનલતા, તમે આ શું કહો છો? આત્મહત્યા જેવું આ જગતમાં બીજું એક પણ પાપ નથી. તમે તમારૂં મન મજબૂત અને પવિત્ર રાખો એટલે બસ છે. જેનું માનસિક સામર્થ્ય ઘણુંજ ઉજ્વળ હોય, તેનાપર ગમે તેવો જુલમ કોઇ કરે છતાં પણ

હિમ્મતવાન મનુષ્ય તરફથી બીજું કોઇ પણ જાતનું અઘટિત કામ થતું નથી. વળી તમે એટલું પણ યાદ રાખજો કે મનની પ્રવૃત્તિ એક સરખી જો સન્માર્ગ તરફજ હોય તો ગમે તેવા સંકટમાંથી પણ પરમેશ્વર મુક્ત કરે છે. મનુષ્ય મૃત્યુના નિમંત્રણ માટે હંમેશ તૈયારજ હોય છે, તો પછી તેણે આત્મહત્યા શા માટે કરવી જોઇયે? તમે તમારો શીલસંવર્ધનનો પ્રયત્ન એક સરખો ચાલુ રાખો અને પૂર્વકાળથી થઇ ગયેલી સાધ્વી સ્ત્રીઓનાં ચરિત્રો નજર સામે રાખી માનસિક દૌર્બલ્યનો વિચાર કદિ પણ તમારાં મનમાં લાવો નહિ." એમ કહી બળવંત થોડોક વખત થોભી પાછો પોતાના છૂટકારાનું કામ કરવા લાગ્યો. તેણે પલંગ ઉપર એક ખુરશી ગોઠવી અને તે ઉપર ચ્હડી સીલીંગના સ્ક્રુ કહાડવા માંડયા. દેવદારની ચાર પાંચ પટીઓ કહાડતાં ઉપર વિલાયતી નળીયાં દેખાયાં. તરતજ હાથનો ધક્કો મારી બે નળીયાં ખસેડી નાખ્યા. એટલામાં દાદરપર જોડા ખડખડવાનો અવાજ સંભળાયો. બળવંતે તરતજ જોરથી ધકકો મારી જે પટ્ટીઓ ઉપર નળીયાં ગોઠવેલાં હતાં તે તોડી નાંખી બહાર નીકળવા પ્રયત્ન કર્યો. બહાર મ્હોડું કહાડી જોતાં તારાગણોનાં દર્શન થવાથી તે એકદમ આનંદમાં આવી ગયો. એટલામાં દોઢ વાગવાનો ઘડીયાળનો ટકોરો સંભળાયો. બળવંતે વનલતાનો છરી પાછી આપતાં કહ્યું, "વનલતા, આપની કૃપાથીજ આજે મારો છૂટકારો થાય છે, તે માટે હું આપનો જેટલો આભાર માનું તેટલો થોડો છે. મારાં આ કૃત્યથી તમોને તમારા પિતા તરફથી ઘણોજ ત્રાસ પહોંચે એવો સંભવ જણાય છે તેને માટે હું તમારી પાસે પહેલાંથીજ ક્ષમા માંગી લઉં છું. અને તમોને

સોગંદ આપી—તમો જેનાપર અનન્ય પ્રેમ રાખો છો—તેનાજ સોગંદ આપી કહું છું કે તમે આત્મહત્યા કરતાં નહિ!"

એટલું કહી બળવંતે પોતાની નિર્મળ અને પ્રેમાળ દૃષ્ટિ વનલતા તરફ ફેંકી અને જાણે કે તે દૃષ્ટિથીજ તે તેની કરૂણાજનક દૃષ્ટિનો સંદેશો લેતો હોય તેમ પલંગપરથી ખુરશીપર ચ્હડી બાકોરામાંથી છાપરાં ઉપર ચ્હડી ગયો. ત્યાંથી આસ્તે રહીને તે અગાશીમાં ઉતર્યો. અગાશીના દાદર ઉપરથી નીચે બાગમાં આવી બહાર જવાનો રસ્તો શોધવા લાગ્યો.

આ બાજુ શામળદાસ અને કૃષ્ણલાલ બહારથી આવ્યા અને પોતાનો અંગ્રેજી પોશાક ઉતારવાને માટે પોતાના દિવાનખાનામાં ગયા. બળવંત હવે બેભાનાવસ્થામાં હશે તેથી આપણે આપણું કામ સહેલાઇથી કરી શકીશું એવી આશાથી શામળદાસે તે મૃત્યુપત્રને પાછું પોતાના ખીસામાં નાંખ્યું અને કૃષ્ણલાલને પોતાની સાથે લઈ બળવંતના દિવાનખાનામાં જવા લાગ્યો. ત્યાં જઇને જુએ છે તો બળવંત પલંગપર મળે નહિ! બન્ને જણા હતાશ થઇ ગયા. તરતજ તેઓ વનલતાની ઓરડીમાં ગયા. ત્યાં જઇ જુએ છે તો માત્ર વનલતા પલંગપર સૂતી હતી. તેને ઉઠાડી શામળદાસે પૂછ્યું, "વનલતા, બળવંત ક્યાં છે?"

આ વખતે વનલતાના આખા શરીરમાં કંપ છૂટ્યો. તેણીએ ભયભીત સ્વરે ઉત્તર આપ્યો, "મને શું ખબર કે તે ક્યાં છે. થોડા વખત પહેલાં હું તેમના દિવાનખાનામાં ગઇ હતી; પણ ત્યાં જતાંજ તેમણે મારા નાકપર એક સફેદ રૂમાલ ધર્યો કે તરતજ હું બેશુદ્ધ થઇ ગઇ. પછી શું થયું તેની મને કાંઇ પણ ખબર નથી. હું દિવાનખાનામાં હતી ત્યાંથી લાવી અહિં મને કોણ જાણે કોણે

સત્વરાવી!" એમ કહી થોડો વખત વનલતા સ્તબ્ધ બની, ઉભી રહી.

થોડો વખત વિચાર કર્યા પછી વનલતાએ આશ્ચર્યચકિત મુદ્રાએ પૂછ્યું, "પિતાજી, આ ઉપર કાણું શેનું છે?"

વનલતાના આ શબ્દો તરફ દરેકની દૃષ્ટિ ગઇ અને બળવંત કયે રસ્તે ન્હાસી ગયો હોવો જોઇએ તેની તેમને ખબર પડી. શામળદાસ તરતજ પછવાડેનું બારણું ઉઘાડી બાગમાં આવ્યો. એટલામાં બાગની ભીંતના લાઢાના કઠેરાપર બળવંત ન્હુડે છે એવું તેને જણાયું. તરતજ તેણે પોતાના બે રખવાળોને બળવંતની પછવાડે દોડી પકડવાનો હુકમ કર્યો. બળવંતને આ હુકમની ખબર પડી તેથી તરતજ તેણે કઠેરાપરથી બહાર કૂદકો મારી દોડવા માંડ્યું. બન્ને રખવાળો પણ કઠેરાપરથી કૂદકો મારી તેની પછવાડે દોડવા લાગ્યા. અત્યાર સુધી બળવંતની પ્રકૃતિ ઘણીજ સારી હતી—તેનાપર વિષમય પાણીની અસર બિલકુલ થઇ નહોતી. પરંતુ રસ્તા ઉપર દોડતાં દોડતાં તેને થોડાં થોડાં ઘેનનાં ચિહ્નો જણાવા લાગ્યાં અને થોડુંક વધારે આગળ દોડતાં રસ્તા ઉપર પડી જઇશ કે શું એવી તેને બ્હીક લાગવા માંડી; પરંતુ પોતાને પકડવા બે માણસો આવે છે એ તે જાણતો હોવાથી જેમ બને તેમ ધીરજ રાખી દોડતો દોડતો ફોરાસ રોડ ઉપર થઇ તારદેવ જંકશન પસાર કરી સીધો ટ્રામને રસ્તે તે વળ્યો અને ત્યાંથી ચર્ની રોડ જંકશનપર થઇ જમણી બાજુ ગ્રાન્ટ રોડના પૂલ તરફ તેણે દોડવા માંડ્યું. તેની દોડવાની ઝડપ આસ્તે આસ્તે ઓછી થવા લાગી, અને તેને લીધે પેલા બે રખવાળો પણ તેની ઘણીજ નજીક આવી પહોંચ્યા. બળવંતના નસીબે જો તે વખતે એક ચમત્કાર બન્યો ન હોત તો બળવંત ખરેખર તે રખવાળોના હાથમાં પકડાઇ પાછો શામળદાસના દિવાનખાનામાં ગયો

હોત; પરંતુ એટલામાં એક મૉટર ગાડી પૂર્ણ પ્રકાશથી દોડી આવતી દૂરથી તેણે જોતાંજ તે "બચાવો! બચાવો!" એમ બૂમ પાડી પૂલના મધ્ય ભાગમાં બેભાન થઈ પડી ગયો. મૉટરમાં બે સુંદર કુલીન યુવતીઓ બેઠેલી હતી. તેમણે સૉફરને મૉટર એકદમ ઉભી રાખવા કહી રસ્તા વચ્ચે પડેલા માણસને ગાડીમાં લેવાની આજ્ઞા કરી. સૉફર ઘણોજ ભલો હતો. તરતજ તેણે મૉટરને ઉભી રાખી અને બળવંતને મૉટરમાં લઇ પાછી તેણે મૉટર ગોવાળિયા ટૅંક રોડ તરફ હાંકી મૂકી. પેલા બન્ને રખવાળો ઘણાજ નજીક આવી પહોંચ્યા હતા અને લુચ્ચાઇ કરી બળવંતને તેઓનો લઇ જવા વિચાર હતો, પરંતુ પછવાડે બીજી બે મૉટર આવતી જોઇને તેઓ ત્યાંથી ન્હાસી ગયા અને તેઓના હાથમાંથી દૈવી કૃપાથીજ બળવંતનો છૂટકારો થયો!



## પ્રકરણ ૭ મું.

### પ્રથમ પરીચય.

બળવંતને લેવા માટે મૅાટર થોડો વખત થોભવાથી પછવાડેની બે મૅાટર પણ તેની પાસે આવી પહોંચી અને પછી ત્રણે મૅાટરે. એક પછી એક પૂર્ણ વેગે ખંબાલા હીલ ઉપર થઇ ડાબા હાથે નેપીયન સી રોડપર વળી. એક ભવ્ય અને ઘણાજ સુંદર બંગલા પાસે જેવી તે મૅાટરો આવીને ઉભી રહી કે તરતજ તે બંગલો વીજળીના દીવાઓથી એકદમ પ્રકાશિત થઇ ગયો અને બંગલાની સામેના વિશાળ બાગનો બહારનો એક દરવાજો ઉઘાડી ચાર પાંચ રક્ષકો મૅાટરમાં બેસીને આવેલ માણસોને લેવાને દોડી આવ્યા. આગલી મૅાટર આસ્તે આસ્તે તે સુંદર બાગની અંદર થઇ બંગલાની નજીક આવીને ઉભી રહી. મૅાટરમાં બેઠેલી બે સ્ત્રીઓએ નોકરોને બોલાવી બળવંતને એક જુદાજ બંગલામાં લઈ જઇ સુવરાવવાની આજ્ઞા કરી અને તેજ મૅાટરને ડૅાકટરને બોલાવવા માટે મોકલાવી દીધી. ત્યાર પછી મૅાટરનાં બધાં માણસો પોત પોતાને સ્થાને ન જતાં બળવંતને જે દિવાનખાનામાં સુવરાવ્યો હતો તે દિવાનખાના તરફ ગયાં અને બળવંતનું નિરીક્ષણ કરવા લાગ્યાં. આ માણસોમાં બે સ્ત્રીઓ અને બે પુરૂષો—પોષાક ઉપરથી જોતાં ઐશ્વર્યસંપન્ન જણાતાં હતાં. આથી તે આ રજવાડાના જેવા ભવ્ય બંગલાના માલેક હોવા જોઇયે અને બાકીનાં માણસો તેમના નોકરો હોવા જોઇયે એમ કલ્પી શકાતું હતું.

બળવંત હજી પણ બેશુદ્ધ હતો. તેને એક ઉત્કૃષ્ટ પલંગપર સુવરાવ્યો હતો. બળવંતના શરીરનો રંગ ગોરો હોઇ તેમાં કાંઇક લાલીની છટા પણ મારતી હતી. તેનાં નાક, આંખો, કપાળ, હડપચી વગેરે અવયવો સંપૂર્ણ ભરાવદાર હોવાથી તે ઘણોજ મનોહર લાગતો હતો. તેનું કપાળ પ્હોળું હોઇ બુદ્ધિમતાની સાક્ષી આપતું હતું. આ વખતે માથા ઉપરની બાબરીના વાળ અસ્તવ્યસ્ત થઇ કપાળપર પવનથી ફરકતા હતા તેથી તેની સુંદરતામાં કાંઇ વિશેષજ વધારો થતો હતો. જેવો તે મનોહર હતો, તેવાજ તેના બીજા ગુણો પણ સારા હતા. શક્તિ, તેજ, સૌજન્ય અને સુશીલતાની છાયા તેના મ્હોડા ઉપર ઝળકી રહ્યાં હતાં. તેણે એક ખમ્મીસ, જાકીટ અને કોટ પહેર્યાં હતાં. જાકીટના ખીસામાંની ઘડિયાળનો છેડો સફેદ જાકીટ ઉપર ખુલ્લો જણાઇ આવતો હતો. ડાબા હાથની છેલ્લી આંગળીમાં તેણે એક ન્હાની પણ પૂર્ણ તેજસ્વી હીરાની વીંટી પહેરેલી હતી. વીજળીની બત્તીના ત્રણ ચાર દીવાઓ તે દિવાનખાનામાં પ્રકાશિત થવાથી વીંટીમાંના હીરામાંથી ન્હાનાં ન્હાનાં કિરણો ચમકી રહ્યાં હતાં. બળવંતનો આ પોશાક જોકે ઘણોજ સાદો હતો તોપણ તેને તે ઘણોજ સુંદર લાગતો હતો. હજી સુધી જોકે તે બેશુદ્ધિમાં હતો, છતાં મુગ્ધાવસ્થામાં મ્હોડાપરની તેજોમય ગાંભિર્યાવસ્થાને લીધે બધાના આદરને પાત્ર થયો હતો. થોડા વખતમાં ડૉકટર આવી પહોંચ્યો. તેણે બળવંતની પ્રકૃતિ જોઇ તેને દવા પાઇ. તેના વિષે કાંઇ પણ ગભરાવાનું કારણ નથી એમ કહી તે ચાલી ગયો. ડૉકટરના જવા પછી દરેક જણ પોત પોતાના દિવાનખાનામાં જઇને સુઇ ગયાં.

આસ્તે આસ્તે તે રાત્રી ખલાસ થઇ અને પૂર્વ દિશા તરફ આરકતતા આવવા લાગી. ' પ્રભાતનો મંદ, શીતળ અને ઉત્સાહક

વાયુ ફરકવા માંડયો. પક્ષિઓ પોતાના માળામાંથી વસુધરાનું નિરીક્ષણ કરતાં મધુર આલાપથી કલરવ કરવા લાગ્યાં. મુંબઇ જેવા વિસ્તીર્ણ શહેરમાં પરોઢિયામાં માણુસોની આવજા થવા લાગી. પૃથ્વિ આસ્તે આસ્તે અધિક પ્રકાશમાન થવા લાગી. તરતજ બાલરવિનું આગમન થયું અને કોમળ સોનેરી . કિરણોને લીધે આખી મુંબઇ નગરી સફેદ જરિયાની સાડીથી અલંકૃત થઇ હોય એમ દેખાવા લાગી. હજી સુધી બળવંત સફેદ સ્વચ્છ મૃદુ શય્યાપર નિદ્રિત હતો. એટલામાં બંગલામાંના વિશાળ ઘડિયાળમાં આઠ વાગ્યા અને તેથી તે ઘડિયાળમાંથી જલતરંગની માફક મધુર સ્વરો નીકળી આખો બંગલો ગાજી રહ્યો. તે સુસ્વર બળવંતની નિદ્રા ભંગ કરવાને સમર્થ હતો એમ કાંઇ નહોતું, તોપણ તેની નિદ્રા તેજ વખતે પૂરી થવાથી તે મધુર સ્વરો તેની નિદ્રાનો ભંગ કરવાને કારણભુત થયા. તે સ્વરો તેના કાનમાં જતાંજ તે એકદમ પલંગ પરથી ઉઠીને બેઠો થયો અને અહિં તહિં ગાંડા ઘેલાની માફક જોવા લાગ્યો. પોતે કયાં છે, તેમજ પોતાની કેવી અવસ્થા છે તેની પહેલાં તે તેનાથી બિલકુલ કલ્પનાજ થઇ શકી નહિ. આ વખતે દિવાનખાનામાં બારણાં ઉઘાડાં હોવાથી તેમાંથી ઘણોજ પ્રકાશ અંદર આવેલો હતો અને બારીઓમાંથી નીચેના બાગમાં ફળ ફુલનાં ઝાડો વધારે સ્પષ્ટ રીતે દેખાતાં હતાં. આ પ્રમાણે જોઇ બળવંતની ખાતરી થઇ કે હવે હું બંદીખાનામાં નથી, અને તેથી પોતે કયાં છે તેની આલોચના કરવા લાગ્યો. શામળદાસને ત્યાંથી ન્હાસી જવા પછીના દરેક બનાવો તે યાદ કરવા લાગ્યો અને બરાબર ધ્યાનપૂર્વક યાદ કરી જોતાં પોતાનું મૂર્છાવશ થઇ પડવું અને મોટરનું આવી પુગવું તેની તેને યાદ આવી.

હવે તેની ખાતરી થઇ કે મને તે મૉટર ગાડીનાં માલિકેજ પોતાને ત્યાં લાવી રાખ્યો હોવો જોઇએ. તે આંખો ચોળતો ચોળતો પોતાની બદલાયેલી પરિસ્થિતિનો વિચાર કરે છે એટલામાં તેના કરતાં ઉમરમાં બે-ચાર વર્ષ મ્હોટા એક ગૃહસ્થે આવી નિઃસંકોચ વૃત્તિએ પલંગપર બેસી કિંચિત્ હાસ્યમુદ્રાથી તેની પ્રકૃતિ વિષે પ્રશ્ન કર્યો. આ ગૃહસ્થનો ચ્હેરો સૌજન્યથી ઓતપ્રોત ભરેલો હતો. તેણે સ્હવારનો પોતાનો હમેશનો ઘરમાં પહેરવાનો પોષાક પહેર્યો હતો. જમણા અને ડાબા હાથની આંગળીઓમાં હીરાની બે વીંટીઓ પહેરી હતી, માથાપરના વાળમાં ઉંચું સુવાસિક તેલ નાંખી આવા સ્હવારના પહોરમાં પણ સેંથો પાડી બરાબર ઓળ્યા હતા. પ્રકૃતિ સંબંધી તે બન્ને જણા કાંઇક વાત કરે છે એટલામાં બે યુવાન સ્ત્રીઓએ તે દિવાનખાનામાં પ્રવેશ કર્યો. તે બન્ને સુસ્વરૂપ હતી અને તેમના ચ્હેરાપર સુશીલતાની મુદ્રા પ્રસરી રહી હતી. બન્ને સ્ત્રીઓ જો કે ગુજરાતી હતી, છતાં પણ તેમના પોષાકમાં પારસી તેમજ યૂરોપિયન પદ્ધતિનું સંમિશ્રણ થયેલું દેખાતું હતું. એક સ્ત્રીની ઉમર ચૌદ પંદર વર્ષની હતી અને બીજીની ઉમર વીસ એકવીસ વર્ષની હતી. બન્ને જોકે ખુબસુરત હતી, છતાં પણ તેમાંની ન્હાની સ્ત્રી અપ્રતિમ સૌંદર્યવાન્ હતી અને તેનો પોષાક પણ મ્હોટીના કરતાં ઘણોજ સાદો હતો. મ્હોટી સ્ત્રીએ સોનેરી ચોકઠામાં બેસાડેલાં ચશ્માં પહેર્યાં હતાં અને પગમાં મખમલની સપાટ પહેરી હતી. પારસી સ્ત્રીઓની માફક તેણીએ એક રેશમી સાડી પહેરેલી હતી અને બે નેણોની વચમાં એક ન્હાની કંકુની ટીલી કરી હતી. માથાપરનો કેશકલાપ ઉઘાડોજ હતો પણ તેને ઘણોજ સારી રીતે ગુંથ્યો હતો. બાલિકાનો પોષાક

આ તરૂણ સ્ત્રી જેવો નહોતો. તેણીએ માત્ર એક મલમલની છાપેલી સફેદ ઓઢણીજ પહેરી હતી તેમજ પગમાં મખમલની ભરેલી સ્લીપર પહેરેલી હતી. તેણીએ પોતાના વિશાળ ભાલ પ્રદેશમાં વચ્ચોવચ્ચ કંકુનો ચાંડલો કર્યો હતો અને વાળ પણ ઘણીજ સાદાઇથી ઓળ્યા હતા. આ બન્ને સ્ત્રીઓ દિવાનખાનામાં આવતાંજ એક નોકર દોડી આવ્યો અને તેમને બેસવા માટે બે ખુરશીઓ પલંગ પાસે મૂકી ત્યાંથી ચાલી ગયો. બન્ને જણીઓ ખુરશીપર બેઠી. બળવંત પાસે બેઠેલા ગૃહસ્થે આજકાલની નવિન રીત મુજબ બળવંતને બન્નેની ઓળખાણ કરાવી દીધી. મોટી યુવાન સ્ત્રી તરફ આંગળી બતાવી તેણે કહ્યું, "આ મારી ગૃહિણી છે. તેમનું નામ ભાનુમતી છે." ત્યાર પછી બાલિકા તરફ આંગળી બતાવી કહ્યું, "આ મારી બ્હેન છે અને તેનું નામ રમા છે." આ યુવાન ગૃહસ્થના મ્હોડામાંથી ઉપર પ્રમાણે શબ્દો નીકળે–ન નીકળે એટલામાં તો ભાનુમતીએ પોતાનો હાથ બળવંતની સ્હામે ધર્યો. બળવંતે પણ તરતજ પોતાનો હાથ આગળ કર્યો અને સસ્મિત વદને હસ્તાંદોલન કીધું. રમાએ પણ તેજ નકલ કરી. બળવંત અમેરિકામાં રહેલો હોવાથી આ પદ્ધતિમાં તેને નવાઇ લાગે એવું તો નહોતું, તોપણ આપણા દેશના રીતરિવાજ પ્રમાણે તેને તે માટે જરા આશ્ચર્ય તો લાગ્યું. બળવંતની પાસે બેઠેલા ગૃહસ્થનું નામ રામમોહન હતું. બળવંતની પ્રકૃતિના સમાચાર આ બન્ને સ્ત્રીઓ તરફથી પૂછાયા પછી તેણે પોતાના સ્વાભાવિક મધુર સ્વરે સાભાર પૂર્વક પ્રકૃતિ સારી હોવાનું જણાવ્યું. પછી રામમોહને એક માણસને બોલાવી પ્રાતર્વિધિ માટે બળવંતને લઇ જવાનું કહ્યું અને બીજા માણસને ચહા લાવવાનો હુકમ કર્યો. બળવંત મુખમાર્જન

કરી આવે એટલામાંજ એક માણસે આવી તે ચારે જણાની વચમાં એક ગોળ ટેબલ લાવીને મૂક્યું અને તરતજ એક બીજા માણસે તેનીપર ચહાદાની વગેરે લાવીને મૂક્યાં. ચહાની તાસક લાંબી ચારખુણી ચાંદીની હતી. તેમાં ચાર ચીનાઇ માટીના પ્યાલા અને રકાબી ગોઠવવામાંજ આવ્યાં હતાં. ચહા પીવાની સગવડને માટે સાકર અને દૂધની બે જુદીજ કીટલીઓ હતી અને એક બીજી કીટલીમાં ચહા રાખવામાં આવી હતી. ચાંદીની ચાર ન્હાની ન્હાની રકાબીઓમાં કાંઇક ખાવાને માટે પણ મૂકવામાં આવ્યું હતું. આ બધો સામાન એક માણસ મૂકી ગયા પછી ભાનુમતીએ રમાને કાંઈક ઇશારત કીધી. ઈશારત મળતાં, તરતજ રમા ઉઠીને ઉભી થઇ અને તેણીએ બધાને માટે ચહા તૈયાર કરી. ચહા પીતાં પીતાં પોતાની પરિસ્થિતિ કરતાં વધારે "આદર સત્કાર થાય છે" એમ બળવંતે નમ્રપણે જણાવ્યું. ચહા વગેરે લીધા પછી ભાનુમતી અને રમાએ મધ્યરાત્રીના બનાવ વિષે પ્રશ્ન કર્યો, તેથી બળવંતે ટુંકમાંજ પોતાની બધી હકીકત તેઓને કહી સંભળાવી. રામમોહન, ભાનુમતી અને રમાનો પરિચય તેને હમણાંજ થયેલો હોવાથી અને તેઓનો દરજ્જો બળવંતના કરતાં વૈભવમાં ઉચ્ચ હોવાથી બળવંત પોતાની હકીકત ઘણીજ અદબથી કહેતો હતો. હકીકત કહેતાં કહેતાં તેને થોડોક પોતાનો પરિચય કરી આપવાની પણ જરૂર પડી. બળવંતનો મધુર સ્વર, સાદો પણ ઉત્તમ પોષાક અને ઇશ્વરદત્ત સૌંદર્ય, આ ત્રણેને લીધે તે બધાને તેને માટે થોડુંક માન પહેલાંથીજ ઉત્પન્ન થયું હતું. હવે બળવંતની ઓળખાણ થવા પછી તેણે જે પોતાની વિલક્ષણ હકીકત કહી સંભળાવી તેથી બધાને બળવંત માટે સાદરપૂર્વક કૌતુકજ જણાવા લાગ્યું. તે ત્રણે જણાં વચમાં વચમાં કાંઇક પ્રશ્નો

પૂછતાં હતાં. બળવંત તેનો ઉત્તર દઇ પોતાની હકીકત આગળ કહેતો જતો હતો. હકીકત પુરેપુરી સાંભળ્યા પછી તે ત્રણે જણમાં રમાના મન ઉપર બળવંત વિષે ઘણીજ અસર ઉત્પન્ન થઈ; અને આવા સંકટમાંથી સુરક્ષિત્ બહાર પડેલ યુવાનને તે કોઇ જુદીજ દૃષ્ટિથી જોવા લાગી. તેના મનમાં વનલતા વિષે ખુબ ચટપટી થવા લાગી. તે બિચારીને બંદીવાસમાંથી છોડાવવા માટે શું કરવું તે વિચારો તેના મનમાં ઘોળાવા લાગ્યા. તેના છુટકારા માટે બળવંતને વિનંતિ કરવી, એમ તેને જણાવા લાગ્યું, પરંતુ તે માટે તેટલા બે શબ્દો પણ આ પારકા માણસ પાસે બોલવાને તેની હિમ્મત ચાલી નહિ. હકીકત પૂરી થયા પછી બળવંતને રામમોહનનો—વિશેષતઃ રમા અને ભાનુમતીનો આભાર માનવો પડયો; અને તે પ્રમાણે તેઓના ઉપકારને માટે અંતઃકરણપૂર્વક કૃતજ્ઞતા વ્યકત કીધી. તેણે કહ્યું, " કાલ રાત્રે જો આવી આકસ્મિક રીતે આપનો અને મારો મેળાપ થયો ન હોત, તો હું શામળદાસની તુરંગમાં પાછો જઇને પડત; અને તેણે મને વધારે સખત બંદોબસ્તમાં રાખ્યો હોત તેમજ વનલતાને પણ ખૂબ હેરાન કીધી હોત. હજી પણ તેઓ તેને હેરાન કરવામાં બાકી રાખશે નહિ. વળી હું તેનીજ સહાયતાથી ન્હાસી ગયો એવી જો તેમની ખાતરી થશે તોખરેખર તેઓ તેને શું કરશે તે કહી શકાતું નથી. "

બળવંતના આ શબ્દો સાંભળી રમાથી બિલકુલ બેસી રહેવાયું નહિ. તેણીએ કહ્યું, " તેને તે રાક્ષસના પંજામાંથી છોડાવવા માટે જે કાંઇ ઉપાય હોય તે તમે જલદી કરો. અમે અમારા કુટુંબમાં તેનું સારી રીતે સંરક્ષણ કરીશું. આવી સદ્‌ગુણસંપન્ન છોકરી—કસાઇ જેવા બાપને લીધે શું કરશે અને શું

નહિ—તેની મને હવે કલ્પના પણ થઈ શકતી નથી. " રમાના આ પ્રમાણેના કથનમાં બધાંએ સહાનુભૂતિ દર્શાવી.

થોડો વખત બધા સ્તબ્ધ રહ્યા પછી બળવંતે રામમોહનને ઉદ્દેશી કહ્યું, " મને ઘરે જવાની રજા આપશો તો આપનો ઘણોજ ઉપકાર થશે. ભાઇ અને ભાભી મારી રાહ જોતાં હજી સુધી બેઠી રહ્યાં હશે. ભાભીએ તો આખી રાત્રી રડી રડીને કહાડી હશે, કારણ કે મારા માટે તે પ્રાણ આપે તેવી છે." આમ કહેતાં કહેતાં બળવંતની આંખો સામે વસુમતીની પ્રશાંત અને પવિત્ર મૂર્તિ દેખાવા લાગી અને તેથી તેની આંખો કિંચિત્ આર્દ્ર પણ થઇ.

રામમોહને કહ્યું, " તમે તે વિષે બિલકુલ ફીકર કરશો નહિ, હું હમણાંજ તમારા ઘરે માણસ મોકલીને તમારા કુશળ વર્ત્તમાન કહેવરાવું છું; હમણા થોડી વખતમાંજ ડૉકટર આવશે અને તે તમને જવા માટે પરવાનગી આપશે પછી તે વિષે વિચાર કરીશું."

ભાનુમતી હજી સુધી સ્તબ્ધ બેસી રહી હતી પરંતુ હવે તેનાથી બોલ્યા વિના રહેવાયું નહિ. તેણીએ કહ્યું " અને જો ડૉકટર તેમને જવા માટે હરકત ન જણાવે તોપણ આપણે તો આજ અહિંથી જવા દેવાજ નથી. આવતી કાલે ભલે જવું હોય તો જાય. કેમ રમા બ્હેન, ખરૂં કે નહિ ? "

રમાએ હસતાં હસતાં રામમોહન તરફ જોઈ કહ્યું, " હા, મારા મનમાં પણ તેમજ હતું પણ તેમ કહેવાનું પહેલું માન ભાભી ખાટી ગયાં છે ! ભાઈ, પહેલાં તમે તેમના ઘરે સમાચાર કહેવરાવો એટલે તેઓની તેટલી ફીકર ઓછી થાય. " રમાના આ પ્રમાણે કહેવા સાથેજ રામમોહન ત્યાંથી ઉઠયો અને એક ચીઠ્ઠી લખી બળવંતના ભાઈપર માણસ સાથે તેણે મોકલાવી આપી.

## પ્રકરણ ૮ મું.

### આકર્ષણ.

માત્ર વિલક્ષણ અદૃષ્ટ ચમત્કૃતિને લીધે બળવંત આ મ્હોટા શ્રીમંતના બંગલામાં કેવી રીતે આવી પહોંચ્યો હતો એ તો આપણે આગળ જોઇ ગયા છીએ. જે બંગલામાં જવા માટે બળવંત આજ કેટલાક દિવસ થયા પ્રસંગ શોધતો હતો, તેજ બંગલામાં આજ તેનો અનાયાસે પ્રવેશ થયેલો જોઇને આ ઇશ્વરી યોજનાની તેને નવાઇ લાગવા માંડી; તેણે મનમાં ને મનમાં ઇશ્વરને હજારો પ્રણામ કીધા. જે બંગલામાં હાલ બળવંતનો પ્રવેશ થયો હતો, તે જીર્ણદુર્ગના પ્રસિદ્ધ દિવાન અમૃતરાયનો હતો. આ બંગલો પુષ્કળ પૈસા ખરચી બંધાવ્યો હતો. બંગલાની આસપાસ ચારે બાજુએ એક સુંદર બાગ હતો અને તેની બધી બાજુએ અડધી પત્થરની ભીંત ઉપર લોઢાંનો મજબૂત કઠેરો બાંધવામાં આવ્યો હતો. આ ભીંતના દર્શનીય ભાગમાં બન્ને બાજુએ બે ભવ્ય દરવાજા હતા અને તેનાપર બબ્બે વિજળીના દીવા ગોઠવેલા હતા. બાગમાં પણ વિપુલ પ્રકાશ પાડનારા વિજળીના દીવા ગોઠવેલા હતા. બંગલામાં પણ જ્યાં ત્યાં પંખા અને ન્હાની મ્હોટી બત્તીઓ બેશુમાર ગોઠવી દીધી હતી. આ બંગલો પાંચ માળનો હતો અને તે જુદા જુદા દેશોના પત્થરોથી બાંધેલો હોવાથી અંદર તેમજ બહારથી ઘણોજ મનોહર લાગતો હતો. બંગલાનાં પ્રવેશદ્વારની પાસે સંગેમરમર પત્થરોનો મંડપ

હતો તેમજ પ્રવેશ દ્વારની અંદર એક મ્હોટું દિવાનખાનું હતું. આ દિવાનખાનામાંથી ઉપર જવાને માટે રાતા રંગના પત્થરનો એક પ્હોળો દાદર હતો અને તેને નીચેથી તે ઠેઠ ઉપર સુધી એક પિત્તળનો કઠેરો જડી લેવામાં આવ્યો હતો. બંગલાનાં ઘણાં ખરાં દિવાનખાનાં પાશ્ચાત્ય પદ્ધતિથી શણગારેલાં હતાં. કેટલેક ઠેકાણે તો ઇટાલી અને ફ્રાન્સ દેશમાં તૈયાર કરેલ ન્હાની ન્હાની અર્ધનગ્ન મૂર્તિઓ પણ ગોઠવવામાં આવી હતી.

દિવાન સાહેબ ઘણાજ સજ્જન ગૃહસ્થ હતા, એમાં તો કાંઇ પણ શંકા જેવું નહોતું. તેમની પાસે વડિલોપાર્જિત ઘણીજ સંપત્તિ હતી; અને તેમાં તેમણે પણ પોતાની સ્વકમાઇથી ઉમેરો કર્યો હતો. તેમણે કૉલેજની પરીક્ષા જો કે એક પણ આપી નહોતી તોપણ અંગ્રેજી ભાષાપર તેમનો ઘણોજ સારો કાબુ હતો. તેમને વાંચવાનો ઘણોજ શૉખ હતો, પરંતુ જે કાંઇ વાંચવું તે માત્ર આનંદને ખાતર વાંચવું એવો તેમનો ઉદ્દેશ નહોતો. વિશેષતઃ પાશ્ચાત્ય સંસ્કૃતિની તેમના મનપર વધારે અસર થઇ હતી. ઘરમાં, બહાર, બોલવામાં, ચાલવામાં જ્યાં ત્યાં તેમને સુધારો પસંદ હતો અને તેથી તેનું અનુકરણ કરતી વખતે શકયાશકય અને યોગ્યાયોગ્ય તરફ પણ તે કોઇ વખત દુર્લક્ષ કરી જતા. સુધારાનો શૉખ હોવાથી જીર્ણદુર્ગમાં રહેવું તેમને અયોગ્ય જણાયું અને તેથી તેમણે મુંબઇ જેવા સુધરેલાં શહેરમાંજ પોતાનો બંગલો બંધાવ્યો હતો. તેમને રામમોહન નામનો એક પુત્ર હતો. પુત્રના શિક્ષણ માટે તેમણે ઘણી કાળજી રાખી હતી. પુત્રને મુંબઇમાં થોડુંક શિક્ષણ અપાવ્યા પછી તેને વિલાયત શિક્ષણને માટે મોકલ્યો હતો, અને તે વખતે તે પોતે પણ સપરિવાર ઇંગ્લંડ ગયા હતા. રામમોહન કૅમ્બ્રીજ વિશ્વ-

વિદ્યાલયની બી. એ. ની પરીક્ષામાં પસાર થયા પછી દિવાન સાહેબ અમૃતરાય પાછા ફરીથી સપરિવાર રામમોહનને તેડવા માટે ઇંગ્લંડ ગયા હતા. અમૃતરાય પહેલી વખતે વિલાયત ગયા ત્યારે તેમની સાથે તેમની સ્ત્રી પણ હતી; પરંતુ બીજી વખત ગયા ત્યારે તે સ્વર્ગવાસી થઇ હતી તેથી પોતાની પુત્રી રમા અને પુત્રવધુ ભાનુમતીને સાથે લઇ ગયા હતા. શ્રીમંતાઇને લીધે રામમોહનનું લગ્ન ન્હાનપણમાંજ થયું હતું. તેની સ્ત્રી પણ સારા ઉચ્ચ કુટુંબની અને શ્રીમંતની કન્યા હતી. અમૃતરાયની પત્નિના ગુજરી જવા પછી તેમને પાછાં ફરીથી લગ્ન કરવા માટે ઘણા સારા સારા શ્રીમાનોએ ખટપટ કીધી; પરંતુ લગ્ન ન કરવાનો નિશ્ચય તેઓ તેમની પાસેથી ફેરવાવી શકયા નહિ. અમૃતરાયના ઘરમાં દરેક ઠેકાણે સુધારણા વ્યાપી રહી હતી, તોપણ તેનો પ્રભાવ કાંઇ ઘરનાં બધાં માણસો ઉપર પડયો નહોતો. રામમોહનને જોકે વિલાયતમાંજ શિક્ષણ મળ્યું હતું; તોપણ તેને હિન્દુસંસ્કૃતિની પરાકાષ્ટાનું અભિમાન હોવાથી તુલનાત્મક દૃષ્ટિએ તેણે અનેક ધર્મોનું નિરીક્ષણ કરી જોયું તો તેને આપણો વેદાન્ત ધર્મજ સર્વશ્રેષ્ટ જણાયો હતો. એટલુંજ નહિ, પરંતુ તેને ઇંગ્રેજી પોશાકનો પણ એટલો બધો શૉખ નહોતો. ઘરે કોઇ પણ યૂરોપિયન સદ્‌ગૃહસ્થ મળવા આવનાર હોય તોપણ રામમોહન તેને હિન્દુ પોશાકમાંજ મળતો હતો. પરંતુ અમૃતરાયને આ રીતભાત પસંદ નહોતી. તેમનો પાશ્ચાત્ય પદ્ધતિપર ઘણોજ પ્રેમ હતો. પોતાના પુત્રને સારો પોશાક પહેરાવી મ્હોટા મ્હોટા લોકોમાં ફેરવવાનો તેમને ઘણો શૉખ હતો. અમૃતરાયને એક પુત્રી પણ હતી. તેનું નામ રમા હતું. રમાને ઉચ્ચ શિક્ષણ આપી તેનું નામ આખા જગતમાં ગજાવવાનો તેમનો

મનોરથ હતો; પરંતુ રમાનું મન ન્હાનપણથીજ સન્માર્ગબદ્ધ હોવાથી તે બિલકુલ આગળ આવી શકી નહોતી. તેની બુદ્ધિ તીવ્ર હતી, તેમજ સ્મરણશક્તિ પણ વિલક્ષણ હતી; પરંતુ જે કાંઇ શીખવું તે આંતરિક સુધારણાર્થે શીખવું એવી તેનામાં એક મ્હોટામાં મ્હોટી ખોડ હતી! બૂટ સ્ટૉકીંગ્સ પહેરી, ચશ્મા વગેરેથી અલંકૃત થઇ, જરિયાન સાડી પહેરી, હાથમાંના રૂમાલને ફફડાવી, જ્યાં ત્યાં સુશિક્ષિત સ્ત્રી તરીકે કેમ ઓળખાવું, તેની તે બિચારીને બિલકુલ ખબર નહોતી! અર્થાત્, રમા શ્રીમંતની પુત્રી હતી, સુશીલ હતી, ઇંગ્રેજી તેમજ સંસ્કૃત બન્ને ભાષાપર તેનો સારો કાબુ હતો—પણ નિર્લજ્જપણું અને 'અપ-ટુ-ડેટ ફૅશન'—આ બે સદ્દગુણ (?) તેનામાં ન હોવાથી તેને હાલની સ્ત્રીઓના જેવી સુશિક્ષિત કહેવી કે કેમ, તેની અમને શંકા રહે છે. ગમે તેમ હોય; પણ એટલું તો ખરૂં કે, રમા, આપણા સમાજનું એક ભૂષણ તો હતીજ. તેનું હૃદય ઘણુંજ મહત્ અને ઉદાર હતું. તેના અંતઃકરણમાં ક્ષુદ્ર વિચાર કદી પણ આવતા નહિ. હિન્દુધર્મપર તેને ઘણીજ શ્રદ્ધા હતી. સાકાર-નિરાકારનો વાદ કરવા કરતાં, પરમેશ્વરની નિષ્કામ ભક્તિ કરવાનું તેને વધારે પસંદ હતું. તેણીએ એક ન્હાની કૃષ્ણની મૂર્તિ પણ રાખી હતી અને તે મૂર્તિની પૂજા કર્યા સિવાય તે જમતી પણ નહોતી. અમૃતરાય પણ કાંઇ એટલા બધા નાસ્તિક નહોતા. તેમના બંગલામાં એક મ્હોટું દેવસ્થાન હતું, અને તેની પૂજા માટે બે વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણો પણ હતા. જમવાનો વખત થાય ત્યારે તે સ્નાન કરી, શંકરને બીલપત્ર ચ્હડાવી, બધા દેવોને સાષ્ટાંગ દણ્ડવત્ પ્રણામ કર્યા પછીજ જમવા બેસતા.

રમાની ભક્તિ અને પૂજા જોઇ તેમને ઘણુંજ આશ્ચર્ય લાગતું

અને તેથી કોઇ કોઇ વખત તેને મૂર્તિપૂજા વિષે પાદરીઓની માફક સવાલો પૂછી ઠઠ્ઠા-મશ્કરી પણ કરતા. રમા ભક્તિના વેગથી જ્યારે પોતાના બાપને સવાલોના જવાબ આપવાનો પ્રયત્ન કરતી, ત્યારે તેનું બુદ્ધિસામર્થ્ય જોઇ અમૃતરાયનું હ્રૃદય ભક્તિથી ઉછળી પડતું. રમાનું અંતઃકરણ ઘણુંજ દયાર્દ્ર હતું. ગરીબ અને નિરાધારોને તે ઘણીજ મદદ કરતી. એકાદ ઉંચી જાતનું વસ્ત્ર પહેરતી વખતે, મારી કેટલીએ દેશભગીનીઓના શરીરપર જાડું-પાતળું વસ્ત્ર પણ નહિ હોય, એવું તેના મનમાં આવી જતું. મિષ્ટાન્ન જમતી વખતે "અરેરે! હજારોને રોટલાનો એક ટુકડો પણ મળતો નહિ હોય" એમ તેને લાગી આવતું. તે જોકે એક મ્હોટા શ્રીમંતની છોકરી હતી, તોપણ ઘણીજ સાદાઇથી રહેતી હતી. તેનામાં શ્રીમંતાઇનું અભિમાન બિલકુલ નહોતું. રમા ઘણીજ સુસ્વરૂપ હતી. વનલતાને જોયા પછી તેના જેવી સુંદર સ્ત્રી ક્વચિતજ હશે, એમ બળવંતને જણાયું હતું; પરંતુ રમાને જોયા પછી તેનો તે ભ્રમ દૂર થઇ ગયો હતો. રમા વનલતા કરતાં ઘણે દરજ્જે સુંદર હતી. એટલુંજ નહિ, પણ જે વિનય અને લજ્જા વનલતાના બોલવા ચાલવામાં નહોતાં તે રમાની અંદર ડગલે ડગલે દૃષ્ટિએ પડતાં હોવાથી રમાનો સૌંદર્ય રૂપી હીરો જાણે સુવર્ણની મેખલામાં જડયો હોય એમ જણાતું હતું.

રામમોહન બહાર જઇને ચીઠ્ઠી આપી આવ્યો એટલા વખતમાં રમા અને ભાનુમતીએ ઘણા પ્રશ્ન કર્યા હતા. બળવંતે તેમના પ્રશ્નોનો ઉત્તર આપતાં પૂછ્યું, "કાલે રાત્રે તમે બધાં કયાં ગયાં હતાં?"

"કાલે ગ્રાન્ટ રોડ ઉપરની એક નાટક મંડળીએ નિમંત્રણ કર્યું હતું તેથી નાટક જોવાને ગયાં હતાં" ભાનુમતીએ જરાક હસીને

જવાબ આપ્યો. "આપને નાટક જોવાની ટેવ છે કે નહિ?"

"નહિ. મેં મારી અત્યાર સુધીની જીંદગીમાં માત્ર બે કે ત્રણજ નાટક જોયાં છે." બળવંતે કહ્યું.

આ વખતે રામમોહન પણ તે દિવાનખાનામાં આવતો હતો. તેણે બળવંતનું આ વાક્ય બરાબર સાંભળ્યું હતું. તે પોતાની જગ્યાપર બેસતાં બોલ્યો, "ત્યારે પછી તમને નાટક જોવાનું પસંદ નથી, એમજ કહેવું જોઇએ!"

"તેમ કાંઇ નથી" બળવંતે કહ્યું, "તેની મને એટલી બધી લગની લાગેલી નથી; તોપણ કાલે રાત્રે તો માત્ર હું નાટકને લીધેજ બચી ગયો તેથી નાટક જોવું એ ખરાબ છે, એમ તો મારાથી કહી શકાયજ નહિ."

"તે તો માત્ર કર્મધર્મસંયોગજ હતો" રમા બોલી, "તેનું શ્રેય નાટકને આપવામાં કાંઇ પણ ફાયદો નથી. મને તો આ નાટકો બિલકુલ ગમતાં નથી. અમારે ત્યાં નાટક જોવાનો તો કોઇને પણ શૉખ નથી. કાલે રાત્રે એક ધાર્મિક સંસ્થાની મદદને માટે ખેલ હોવાથીજ ગયાં હતાં!"

રમાનું બોલવાનું પુરૂં થાય છે એટલામાં ડૉકટર સાહેબ ત્યાં આવી પહોંચ્યા. ડૉકટરને જોતાંજ રમા અને ભાનુમતી બાજુપર ખસી ગયાં અને રામમોહને ડૉકટરનો સત્કાર કરી તેમને બળવંત પાસે બેસવાને ખુરશી આપી. માથાપરની ટોપી બાજુએ એક બીજી ખુરશીપર મૂકતાં ડૉકટરે બળવંતને ઉદ્દેશીને પૂછ્યું, "કેમ છે?"

"મારી પ્રકૃતિ હમણાં દરરોજના જેવી છે," બળવંતે જવાબ આપ્યો.

ડૉકટરે બળવંતની છાતી અને નાડ તપાસતાં કહ્યું, "હા, હવે

તમારી પ્રકૃતિ ઠીક છે, એમ જણાય છે ખરૂં; તથાપિ તમે વિશેષ શ્રમ ન લેતાં આજનો દિવસ અહિંયાં કાઢો તો સારૂં. કાલે તમારા પેટમાં થોડા પ્રમાણમાં પણ કોઇ ચમત્કારિક માદક પદાર્થ ગયો હોય એમ મને તો જણાય છે."

બળવંતે કહ્યુ, "હા, કાલે મને ફસાવીને માદક પાણી પીવા માટે દીધું હતું. તે થોડુંક પીતાંજ મને તેની સૂચના મળી, અને તેથી તરતજ મેં તે પાણી ઉલટી કરી કહાડી નાંખ્યું તોપણ તેનું પરિણામ આટલું તો આવ્યુંજ."

ડૉકટરે પોતાની ટોપી પહેરી ઉઠતાં ઉઠતાં કહ્યું, "ઠીક છે, હવે તમારે દવા લેવાની કોઈ જરૂર નથી. આજે તમે વધારે શ્રમ ન લ્યો એટલે બસ છે." એમ કહી ડૉકટર સાહેબે બળવંતની સાથે હસ્તાંદોલન કીધું અને તરતજ ત્યાંથી ચાલી ગયો.

ડાકટરે આજે બળવંતને જવાની રજા આપી નહિ, તેથી રમા અને ભાનુમતી બન્નેએ ડાકટરનો મનમાં આભાર માન્યો. ત્યાર પછી તે ચારે જણાની અંદર ઘણા વિષયોપર વાતચીત થઇ. બળવંતની બુદ્ધિ જો કે ઘણીજ તીવ્ર હતી તો પણ તેની આસપાસનાં માણસો વધારે શ્રીમાન તેમજ અપરિચિત હોવાને લીધે તે તેમની સાથે જરૂર પડે તેટલુંજ બોલતો હતો.

જન્મભૂમિ અને વેદાન્તધર્મ વિષેના બળવંતના વિચારો સાંભળી બધાંઓને બળવંત એક અસાધારણ વ્યકિત છે એમ જણાવા લાગ્યું. રમાના મનપર તો તેનું જુદુંજ પરિણામ થયું. બળવંતનું સૌંદર્ય, તેની સાદાઇ તથા વિદ્વતા, એ બધું તેને અપૂર્વ જણાવા લાગ્યું. તેનું મન તેની તરફ ખેંચાવા લાગ્યું. આ અદૃષ્ટ આકર્ષણને લીધે તે વિચારમાં પડી ગઇ એટલામાં અમૃતરાય વિષ્ણુ·

પ્રસાદને તેડીને અંદર આવ્યા. વિષ્ણુપ્રસાદને રામમોહનની ચીઠ્ઠી મળતાંજ અત્યાનંદ થયો અને તેથી તરતજ બળવંતને મળવા માટે આવ્યા. વિષ્ણુપ્રસાદને જોતાંજ બળવંતની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. અમૃતરાયે રામમોહનને કહ્યું, "રામમોહન, બળવંતરાયના ભાઇ તેમને તેડવા માટે આવ્યા છે."

રામમોહન તેમને જવાબ આપે એટલામાં રમા બોલી ઉઠી, "નહિ, નહિ; ડૉક્ટરે આજે તેમને વિશ્રાંતિ લેવા કહ્યું છે, અને અમારો પણ આજ તેમને અહિં રાખી લેવાનો વિચાર છે."

બળવંતને થોડા વખતમાં આટલો બધો પ્રિય થઈ પડેલો જોઇ વિષ્ણુપ્રસાદ બોલ્યા, "તેને જલદી લઇ જવાનું કારણ તો એટલુંજ છે કે જે બનાવ બન્યો છે તેને માટે તરતજ પગલાં લઇ શકાય."

"તેને માટે તો તમે હમણાં પણ બંદોબસ્ત કરી શકશો અને જોઇએ તો તમે તે પ્રમાણે કામ આરંભો," રામમોહને કહ્યું.

વિષ્ણુપ્રસાદ નાઈલાજ થયા. તેમનાથી તે બધાંનું વચન તોડી શકાયું નહિ. તેમણે રામમોહનના કહેવાને સંમતિદર્શક હાસ્યથી પુષ્ટિ આપી. પછી તે અમૃતરાયની આજ્ઞા લઇ પોતાને ત્યાં ગયા.

અમૃતરાય પણ ત્યાંથી બહાર જવા નીકળ્યા. જતાં જતાં તેમણે બળવંતને કહ્યું, "ગુલાબરાયે મને રત્નપુરની જમીન માટે કહ્યું છે. બે ત્રણ દિવસમાં તે વિષેના કોલકરારો આપણે નક્કી કરી નાખીશું."

બળવંત જરાક આગળ ગયો અને નમ્રપણે બોલ્યો, "વારૂ, આપ જ્યારે કહેશો ત્યારે હું તૈયારજ છું."

'ઠીક છે' કહી તરતજ અમૃતરાય પોતાના દિવાનખાના તરફ ચાલ્યા ગયા. આ તરફ બળવંત, રામમોહન, ભાનુમતી, રમા વગેરે પોતપોતાની નિયત કરેલી જગ્યાએ ન્હાવાને માટે ચાલ્યાં ગયાં.



## પ્રકરણ ૯ મું.

### વિષમય દૃષ્ટિ.

બળવંત સાધારણ સ્થિતિનો અને સાદી રીતભાતનો માણસ હોવાથી અમૃતરાયના ઘરની ઉત્તમ અતિથિસેવાને લીધે સહજ શરમાઇ ગયો હતો. બપોરનું ભોજન લઇ થોડો સમય વિશ્રાંતિ લીધા પછી બે ત્રણ વાગ્યાના સુમારે રામમોહન પાછો બળવંતના દિવાનખાનામાં આવ્યો અને તેઓ બન્ને જુદા જુદા વિષયોપર વાતો કરવા લાગ્યા. થોડા વખત પછી રમા અને ભાનુમતી બન્ને ત્યાં આવ્યાં. આ વખતે સામાજીક સુધારણા વિષે ચર્ચા ચાલી રહી હતી. બળવંતને હવે તેમની સાથે બોલવાની છૂટ થઇ જવાથી તેણે પોતાનો અભિપ્રાય સ્પષ્ટ રીતે જાહેર કરવામાં સંકોચ રાખ્યો નહિ. બળવંતની મધુર વાણી, ઉત્તમ વાંચન, અદ્‌ભૂત બુદ્ધિ અને સત્યાગ્રહી સ્વભાવને લીધે ભારતીય સંસ્કૃતિનું આ સુધારાના નામ નીચે કેટલું બધું નિકંદન વળી જાય છે, તે તેણે ઘણાજ દાખલા અને દલીલોથી સ્પષ્ટ કહી દીધું. તેની સત્યપ્રિયતાને લીધે તેઓને તેને માટે ખોટું નહિ લાગતાં ઉલટો વધારે આદર ઉત્પન્ન થયો હતો, અને તેથી રમાએ નમ્રતાથી બળવંતને પૂછયુંઃ—

"આપ ત્રણ ચાર વર્ષ સુધી અમેરિકામાં રહ્યા છો. ત્યાં તો કહે છે કે સુધારાનો પવન ખૂબ ફુંકે છે, એ શું ખરી વાત?"

બળવંતે ઉત્તર આપ્યો, "હા, ખરી વાત. પરંતુ તે તો હવે

કુંકાતો હતો એમજ કહેવું પડશે. કારણ કે, ત્યાંનાં ઘણાં મ્હોટાં કુટુંબો પણ આ સુધારણાથી કંટાળી ગયાં છે, અને હાલનું બનાવટી જીવન ક્યારે ખરૂં આદર્શ જીવન થાય એમ ઇચ્છવા લાગ્યાં છે. જેને તમે સુધારણા કહો છો તે અયશઆરામ-મોજમજાહ અને સ્વેચ્છાચારથી કંટાળી જઇ ઘણા અમેરિકન શ્રીમાન્ ગૃહસ્થો આપણા પૂર્વના ઋષિમુનિઓ પ્રમાણે વન-જંગલની પર્ણકૂટિઓમાં ઘણીજ સાદી રીતે રહી સાધુ-જીવન ગુજારવા લાગ્યા છે. હું આવા એક રાજર્ષિના આશ્રમમાં થોડોક વખત પરોણા તરીકે રહ્યો હતો. આપણા પુરાણોના ઋષિમુનિઓની વાતો સાંભળી પ્રથમ તે ઠઠ્ઠા મશ્કરીજ કરતો હતો; પરંતુ પોતાનેજ જ્યારે અયશઆરામમાં કુદરતી કંટાળો આવ્યો અને તે પોતેજ જ્યારે પર્ણકૂટિમાં રહેવા લાગ્યો, ત્યારેજ તેણે હિન્દુઓના ચારે આશ્રમોની મુક્તકંઠે પ્રશંસા કરી. આ આશ્રમધર્મ બધા ધર્મવાળાઓ પાળે, એ માટે તે તેની હિમાયતમાં ઘણી હિલચાલ કરવા લાગ્યો. મારા ધારવા પ્રમાણે તેના ઉપદેશથી તેમજ હિલચાલથી લગભગ સો કુટુંબો પણ તેના તે આશ્રમમાં રહેતાં હોવાં જોઇએ. આ ચારે આશ્રમો આપણા આર્યોની જાગીર છે, પરંતુ તેનો આપણે ઉપયોગ નહિ કરતાં માત્ર ઉપરથી દેખાતા દૂધ જેવા પણ અંદરથી હળાહળ ઝેર જેવા સુધારાના મોહમાં પડી સુધારાનાં સત્ય સ્વરૂપને ભૂલી ગયા છીએ."

બળવંતના આ ભાષણની અસર રમાપર વિશેષ થઇ હતી. તે સ્વભાવતઃજ સાદી અને વિચિક્ષણ બુદ્ધિવાળી હોવાથી બળવંતના બોલવામાં આગ્રહ કરતાં સત્યાંશજ ઘણો છે એમ તે સમજતી હતી. રામમોહન અને ભાનુમતીપર પણ કાંઇ બળવંતના ભાષણની અસર નહોતી થતી એમ નહોતું. રામમોહનનું મન ઘણુંજ નિરભિમાની

હતું. આજ સુધી તે જે ભ્રમમાં ભૂલો પડયો હતો તે ભ્રમ તેણે ખુલ્લા હૃદયે કબૂલ કર્યો. ઘણો વખત આવી રીતે ચર્ચામાં જવા પછી રામમોહને પોતાનો આખો બંગલો બળવંતને બતાવવાનો નિશ્ચય કર્યો. એક પછી એક દિવાનખાનાંઓ જોતાં જોતાં તે લોકો ઠેઠ ઉપરના માળપર આવી પહોંચ્યા. ત્યાંથી મુંબઇનો ઘણોખરો ભાગ દેખાતો હતો. પશ્ચિમ દિશા તરફ સમુદ્રનું નૃત્ય જોતાં આત્માને અતિ આનંદ થતો હતો. જુદા જુદા દેશોની તસ્વીરો, પુતળાંઓ તેમજ અજાયબી પમાડે તેવી વસ્તુઓ જોતાં જોતાં તે લોકો પાછા પહેલા માળપર આવી પહોંચ્યા, અને ત્યાં આવેલા બિલિયર્ડ રૂમમાં રામમોહન બળવંતને લઇ ગયો, તથા તેણે બળવંતને પૂછયું, " આપને બિલિયર્ડ રમતાં આવડે છે ? "

બળવંતે હસતાં હસતાં જવાબ આપ્યો, " નહિ, હું એક અશિક્ષિત હિન્દુ છું. મને બિલિયર્ડ રમતાં કયાંથી આવડે ? "

રમા સહજ મ્હોં મલકાવી બોલીઃ—" ભાઇ અને ભાભી ઘણુંજ સરસ રમે છે હોં ! " એમ કહી રમા પાછી રામમોહનને ઉદ્દેશીને બોલી, " ભાઇ! અમે જોઇએ છીએ કે તમે બન્ને કેવું સરસ રમો છો ! "

રમાના આ શબ્દો સાંભળી ભાનુમતીએ પ્રથમ તો તેનાપર રોષયુક્ત દૃષ્ટિ ફેંકી; પરંતુ તે કાંઇક આત્માભિમાની સ્ત્રી હોવાથી—ભાનુમતીને આ કરતાં આવડે છે—આ રમતાં સારૂં આવડે છે એમ લોકો કહે, તો તે તેને ઘણુંજ પ્રિય લાગતું હતું. અર્થાત્ પ્રશંસા તેને પ્રિય થઇ પડતી હતી. તેણે પ્રથમ તો જરા નાખુશી બતાવી પણ પછી હાથમાં લાકડી લઇને રામમોહન સાથે રમવા લાગી. બિલિયર્ડનું ટેબલ દિવાનખાનાંના મધ્ય ભાગમાંજ આવેલું હતું

અને તેની બન્ને બાજુએ બે મ્હોટા સુંદર કૉચ પણ મૂકવામાં આવ્યા હતા. રમાએ સૂચવ્યા પછી બળવંત એક કૉચ ઉપર બેસીને રમત જોવા લાગ્યો. રમા પ્રથમ તો ઉભી રહીનેજ રમત જોતી હતી, પણ પછીથી સામેના બીજા કૉચ ઉપર બેસીને તે રમત જોવા લાગી. આ બાજુ રમત પણ પૂર્ણ રંગમાં આવેલી હતી તેથી તે બન્ને તેમાં મગ્ન થઇ ગયાં હતાં એટલામાં એક પચીશ છવીશ વર્ષના વિલાયતી અપ–ટુ–ડેટ્ ફૅશનમાં સજ્જ થયેલા ગૃહસ્થ દિવાનખાનાંમાં આવી ચઢયા. તેમના હાથમાં એક સુંદર લાકડી હતી તથા માથાપર તેમણે એઅર હૅટ નામની સાહેબ લોકોના જેવી ટોપી પહેરી હતી. દિવાનખાનાના દરવાજા પાસે આવી પહોંચતાંજ સિગ્નલ ન મળતાં ગાડી જેમ રસ્તામાંજ ઉભી રહે છે તેમ ઉભા રહી, માથા પરની ટોપી ઉતારી ખિસ્સામાંનો રૂમાલ કાઢી કપાળ પરનો પસીનો સાફ કરતાં કરતાં તેમણે દિવાનખાનામાં પ્રવેશ કર્યો. આ સ્વદેશી સાહેબ અંદર આવ્યા કે તરતજ રામમોહને રમતાં રમતાંજ તેમને ‘આવો રસિકલાલ’ એમ કહ્યું, અને તે પ્રમાણે રસિકલાલે પણ રમા જે કૉચ ઉપર બેઠી હતી તે કૉચપર એક બાજુએ પોતાની બેઠક લીધી. દિવાનખાનામાં પગ મૂકતાંજ રસિકલાલની દૃષ્ટિ બળવંતના તરફ ગઇ, અને આવા નવીન યુવાનનો અંતઃપુરમાં પ્રવેશ થયેલો જોઇને તેણે સહજ તિરસ્કારમિશ્રિત વિષમય દૃષ્ટિ બળવંત તરફ ફેંકી. ‘આપણું આ ઘરમાં કેટલું બધું માન છે, રમા પાસે બેસવામાં પણ આપણને કોઇ જાતની અડચણ નથી,’ એ બળવંતને બતાવવાના ઉદ્દેશથીજ રસિકલાલે મ્હોટા અભિમાનથી રમાના કૉચ ઉપર બેઠક લીધી હતી; પરંતુ રમાએ તો તેનો મીઠો સત્કાર કર્યો! તે કૉચ પર બેઠો કે

તરત રમા ત્યાંથી ઉઠીને ઉભી થઇ અને બળવંતના કૅાચ ઉપર જઇને બેઠી. આ બનાવ જોઇ રસિક ઘણોજ બળી ગયો. વિશેષતઃ રમા તિરસ્કાર દર્શાવીને ઉઠી તે બળવંતે જોયું પણ હતું, તેથી રસિક ઘણોજ શરમાઇ ગયો. પોતાની શરમ ઢાંકતાં ઢાંકતાં કોઇ ન જુએ તેમ તેણે પોતાના દાંત પીસ્યા અને એક વખત પોતાની ભીષણ દૃષ્ટિ બળવંત તરફ ફેંકી. બળવંતનું તે તરફ લક્ષ નહોતું. રમા તેના કૅાચ ઉપર બેસવાથી, તે કૅાચ ઉપર નહિ બેસતાં રસિકલાલના કૅાચ ઉપર જઇને બેસવાનો વિચાર કરી ઉઠવા લાગ્યો; પરંતુ રમાએ હાથથી 'બેસો' એમ ઇશારત કરવાથી તે નિરૂપાયે ત્યાંનો ત્યાંજ બેસી રહ્યો.

આવનાર સાહેબનું નામ રસિકલાલ હતું. પાશ્ચાત્યોની દરેક વાત અનુકરણ કરવા જેવી છે અને કમભાગ્ય હિન્દુઓની દરેક વાત તિરસ્કાર કરવા જેવી છે, એવા આચાર વિચારો ધરાવનાર એક ગૃહસ્થનો રસિકલાલ પુત્ર થતો હતો. તે ન્હાનપણથીજ સ્વેચ્છાચારી હતો. તેનું ઇંગ્રેજી શિક્ષણ પણ ઠીકજ હતું; તોપણ ઇંગ્રેજી ઉત્તમ રીતે બોલવાની શક્તિ તેણે ઘણી સારી રીતે સંપાદન કરી હતી. તે એકવીશ વર્ષનો હતો ત્યારેજ તેનાં માબાપનો સ્વર્ગવાસ થવાથી તે સ્વતંત્ર થયો હતો અને તેથી મનમાં આવે તેવી રીતે વર્તવાને માટે તેને કોઇ પણ અટકાવી શકે તેમ નહોતું. આવા સ્વેચ્છાચારી, ઉડણ-ટપ્પુનો હિન્દુ સમાજ તરફથી સ્વાભાવિકજ તિરસ્કાર થતો હોવાથી તે હિન્દુઓને ગાળોજ આપવા લાગ્યો અને પૂર્વપરિચિત શામળ-દાસની સહાયતાથી તેણે તેમના સમાજનો આશ્રય સંપાદન કર્યો. ત્યારથીજ તેનો આદર સત્કાર વધી જવા લાગ્યો. તેણે ઇંગ્રેજી બોલ-વાની પોતાની છટાથી સમાજ પર પણ સારી છાપ બેસાડી. તેનો

પોષાક પ્રથમથીજ યુરોપિયન સ્ટાઇલનો હતો. તેના શરીરનો રંગ કાળા કાનજી જેવો હોવાથી લોકો તેને મશ્કરીમાં 'કાળો-સાહેબ' પણ કહેતા; તોપણ હિન્દુ કહેવડાવવા કરતાં કાળા સાહેબ કહેવડાવવું એ અભિમાન લેવા જેવું છે, એમ તેને જણાતું. તેણે ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણે થોડું વ્યાપાર સંબંધીનું શિક્ષણ પણ સંપાદન કર્યું હતું અને તેથી તેને એક બૅન્કમાં ૪૦ રૂપિયાની નોકરી મળી હતી.

દિવાન સાહેબ અમૃતરાયને બૅન્કનાં કામકાજને માટે આવાજ એક માણસની આવશ્યકતા હોવાથી તેમણે વર્તમાનપત્રોમાં એક વખત જાહેર ખબર આપી હતી. જાહેર ખબર વાંચતાંજ રસિક મ્હોટા મ્હોટા લોકોની ચીઠ્ઠીઓ યાતો સુધરેલા જમાનાનાં સુધરેલાં ભલામણ પત્રો લઇને અમૃતરાયની મુલાકાતે ગયો, અને તેમણે આવેલા ઉમ્મીદવારોમાંથી રસિકલાલની અરજી મંજૂર કરી, તથા તેને પોતાને ત્યાં પચાસ રૂપિયાની નોકરી આપી. રસિકલાલ તેમનું નાણાખાતાનું બધું કામકાજ કરતો હતો તેથી આસ્તે આસ્તે તેનો સહુને પરિચય થયો. તે પોતાનું કામ ઘણીજ ચતુરાઇથી કરતો હોવાથી અમૃતરાય અને રામમોહનનો તેના પર સારો વિશ્વાસ બેઠો. પહેલેથી તેને પચાસ રૂપિયાના પગારથી રાખ્યો હતો, પરંતુ તેની હોંશિયારી જોઇ પછીથી તેને પોણોસો રૂપિયા કરી આપ્યા હતા. રસિકલાલમાં ઘણાજ દોષ હતા એ ખરૂં, તોપણ તે એક વિલક્ષણ હોંશિયાર હિસાબી માણસ હતો એમ તો કબૂલ કરવુંજ જોઇએ. એટલુંજ નહિ, પણ વ્યાપારી ધોરણથી પણ તે ઘણીજ સારી રીતે માહિતગાર હતો. કઇ બૅન્કની સ્થિતિ સારી છે અને કઇ ધબાયનમઃ થઇ જશે તેની તેને ઘણીજ સારી માહિતી હતી. તે દૃષ્ટિથી જોતાં રસિકને થોડી ઘણી પણ શાહુકારી આપવી

જોઇએ; પરંતુ તે જાતે સદાચરણી નહિ હોવાથી તેના આ ગુણોની સહજ પણ કિંમત અંકાતી નહોતી.

રમાએ તેનું અપમાન કીધું એ વાંચકોના ધ્યાનમાં તો હશેજ, તેથી તે ત્યાં વધારે વખત બેઠો નહી. માત્ર વ્યાકુળતાથી થોડા સમય સુધી ત્યાં બેઠા પછી તે દિવાનખાનાંની બ્હાર ગયો અને પોતાના માનભંગનો વિચાર કરતો કરતો પોતાને રસ્તે પડયો. થોડા વખત પછી બિલિયર્ડની રમત પૂરી થઇ અને ત્યાંથી ઉઠીને બધાં બળવંતનાં દિવાનખાનાંમાં આવ્યાં. બળવંત અને રામમોહન ત્યાં થોડો વખત વાત કરતા બેઠા અને રમા તથા ભાનુમતી પોતપોતાનાં દિવાનખાનામાં ગયાં. રાત્રે ભોજન કર્યા પછી રામમોહને ફિડલ અને ભાનુમતીએ પિયાનો વગાડી બતાવ્યો. બીજે દિવસે સ્હવારે ન્હાપાણી થતી વખતે વિષ્ણુપ્રસાદ બળવંતને તેડવા આવ્યા. વિષ્ણુપ્રસાદને જોતાંજ રામમોહન બોલ્યોઃ—"અમે હમણાજ તેમને તમારી પાસે મોકલતા હતા. આપને તસ્દી લેવાની જરૂર નહોતી!"

રામમોહનને શો ઉત્તર આપવો તે વિષ્ણુપ્રસાદને સૂઝયું નહિ. પોતાના ભાઇની આ શ્રીમાનોએ ખરા અંતઃકરણથી જે આગતા સ્વાગતા કરી તે જોઈ વિષ્ણુપ્રસાદનું હૃદય ભરાઇ આવ્યું. "મારા ભાઇને આપે પ્રાણદાન દીધું છે. હું આપનો ઉપકાર જીવન-પર્યંત વિસરીશ નહિ." એમ કહેતાં કહેતાં વિષ્ણુપ્રસાદનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યું. વિષ્ણુપ્રસાદની આ સ્થિતિ જોઇ બળવંતનાં નેત્રો પણ આર્દ્ર થયાં. રમાનું અંતઃકરણ પણ ભરાઇ આવ્યું.

રામમોહન સહાનુભૂતિ દર્શાવતાં બોલ્યોઃ- "વિષ્ણુપ્રસાદ એમાં અમે મ્હોટું શું કામ કર્યું છે? અમે તો માત્ર અમારૂં કર્ત્તવ્ય

બજાવ્યું છે. તેમના જેવા વિદ્વાન્ અને હુન્નર શોધક યુવાન ગૃહસ્થનો એક દિવસનો પણ અમને સહવાસ થયો એ અમે અમારૂં મહાભાગ્ય માનીએ છીએ.''

ભાનુમતીથી પણ બોલ્યા વગર રહેવાયું નહિ. તેણે સહજ સ્મિત કરી પૂછ્યું:– "ઘણું કરીને તેમનાં ભાભીએજ આપને અહિં ઉતાવળથી મોકલ્યા હશે, કેમ ? "

વિષ્ણુપ્રસાદે જવાબ આપ્યો, " હા, તે તેને પોતાના ન્હાના ભાઈ સમાનજ સમજે છે. તેનાં નેત્રોમાંનાં આંસુ સુકાતાં નથી. તેને જયારે ખબર પડી કે તે આપની પાસે છે, ત્યારેજ તેના મનને કાંઇક શાંતિ વળી. "

રમાના મનમાં આ વખતે વિચારના તરંગો ઉછળવા લાગ્યા. આવા કોમળ અંતઃકરણવાળી સ્ત્રી કેવી હશે ? તેને એક વખત જોવી જોઇએ–એમ રમાને જણાયું, તેથી મધુર હાસ્ય કરી મધુર સ્વરે તેણે બળવંતને કહ્યું:–"અમારા ઉપર ઉપકાર કરી એક વખત વસુમતી બ્હેનને અહિં લાવશો તો અમને અપાર આનંદ થશે."

બળવંત હસતાં હસતાં બધાંની રજા લેતાં બોલ્યો:—" હા, અવશ્ય તેડી લાવીશ." આ સમયે ભાનુમતીને કાંઇક યાદ આવવાથી તે બળવંતને કહેવા લાગી:—" તમારી ભાભીના પિતાનું નામ કલ્યાણરાય બક્ષી છે, કેમ, નહિ ? "

બળવંતે જવાબ આપ્યો, " હા, તેઓ ઘણાજ શ્રીમંત અને વિદ્યાપ્રિય પુરૂષ છે."

ભાનુમતી આગ્રહસૂચક સ્વરે બોલી:—" ત્યારે તો વસુમતી બ્હેનને જરૂરજ તેડી આવજો. કારણ કે થોડાજ વખતમાં તે અને અમે સગપણના સંબંધથી જોડાનાર છીએ. મારા ભાઇને વસુમતી

બ્હેનની ન્હાની બ્હેન આપવાનું નક્કી થયું છે."

બળવંતે કહ્યું, "હા, હું પણ એ હકીકત જાણું છું."

રમા હસતાં હસતાં બોલી, "ત્યારે તમે એ વાત પ્રથમથી જ કેમ ન કહી? તમે પણ અમારા સગપણમાં જ છો એમ પિતાજી કહેતા હતા."

બળવંતે રમાના પ્રશ્નનો કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ; કારણ કે તેને આ સગપણના ઘોટાળાની કાંઈ પણ ખબર નહોતી. તે સિવાય મ્હોટા શ્રીમંત માણસને અમે તમારા સગા-સ્નેહી છીએ એમ કહેવું પણ તેને શરમ ભરેલું લાગતું હતું. વિષ્ણુપ્રસાદ બધાની રજા લઇ બળવંત સાથે ત્યાંથી તરતજ ઘેર જવા નીકળ્યા; કેમકે બળવંતનો જીવ વસુમતી ભાભીને મળવા માટે ઘણોજ વ્યાકુળ થઇ ગયો હતો.

બળવંતને બારણામાં જોતાંજ વસુમતીની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. તેણે કરૂણ કંઠે કહ્યું:—"દિયરજી, આ શું? જતી વખતે મને કહીને પણ ગયા નહિ?"

બળવંત પોતાનાં નેત્રોમાંનું જળ સાફ કરતાં બોલ્યો, "ભાભી! તે આવનાર માણસ મને ફસાવવા આવ્યો હશે એવી મને કલ્પના પણ નહોતી આવી. ટ્રામનો ધક્કો લાગવાથી મ્હોટા ભાઇ બેશુદ્ધ થયા છે, એ સાંભળતાં જ હું ગભરાઇ ગયો અને તેવોજ તેની સાથે નીકળી ચાલ્યો."

"હવે કયાંઇ પણ એકલા બહાર જતા નહિ. ચાલો, અંદર ચાલો; હું કયારનીય ભોજન માટે તમારી રાહ જોઉં છું."

"ભાભી! મને ભૂખ લાગી નથી. હું અમૃતરાયને ત્યાં જમીને જ આવ્યો છું."

વસુમતીએ બળવંતના બોલવા તરફ બિલકુલ લક્ષ નહિ આપતાં ભોજન પીરસ્યું. બળવંતે જ્યારે બે ચાર ગ્રાસ મુખમાં મૂક્યા ત્યારેજ તેનાં મનને શાંતિ વળી. બળવંત વસુમતીની પરોણાગતમાંથી છુટો થયો કે તરત જ તે વિષ્ણુપ્રસાદને સાથે લઇ જશવંતરાયને ઘેર ગયો. જશવંતરાયે હુમસમાં શામળદાસના કારસ્થાનના ભોગ થવા પહેલાંજ પોતાની બ્હેનના છોકરા રમણીયને પાસે રાખ્યો હતો અને પોતાની મિલકત તેના જ નામની કરી રાખી હતી. આ મૃત્યુપત્ર સરકારમાં પણ નોંધાવેલું હતું. શામળદાસે જે બનાવટી મૃત્યુપત્ર તૈયાર કરેલું હતું, તેમાં આ ખરા મૃત્યુપત્રને રદ કરવાનો ઉલ્લેખ પણ તેણે કર્યો હતો. વિષ્ણુપ્રસાદ અને બળવંતે આ બધી હકીકત રમણીયને કહી અને ત્યાંથી ત્રણે જણા પોલિસ સ્ટેશનપર ગયા. તેમની જુબાની લીધા પછી પોલીસે તરતજ તપાસ કરી; પરંતુ તે બંગલો તો ખાલી જણાયો અને ઘરના માલિક પાસેથી શામળદાસે ખોટા નામથીજ તે બંગલો ભાડે લીધો હતો એમ જાહેર થયું. પોલિસે એ સંબંધી ઘણી શોધખોળ કરી પરંતુ અંતે તેમને નિરાશ થવું પડ્યું.



# પ્રકરણ ૧૦ મું.

## સ્નેહ સદન.

ત્રણ ચાર દિવસ વીતી ગયા પછી દિવાન સાહેબ અમૃતરાયના ખાનગી કારભારી ગુલાબરાય બળવંતની પાસે આવ્યા અને અમૃતરાય તેને બોલાવે છે એમ કહી બળવંતને પોતાની સાથે તેડી ગયા. અમૃતરાય આ વખતે એક આરામ ખુરશીમાં પડી 'ટાઇમ્સ' પત્ર વાંચતા હતા. બળવંતના દિવાનખાનામાં આવતાંજ અમૃતરાય ઉઠીને બેઠા થયા અને બળવંતને એક ખુરસી તરફ આંગળી બતાવી બેસવા કહ્યું. બળવંતના બેઠા પછી અમૃતરાય બોલ્યા, "તમારી હકીકત જ હું વાંચતો હતો. આ જુઓ, આ વર્તમાન પત્રમાં શું લખ્યું છે?" એમ કહી અમૃતરાયે તે પત્ર બળવંતના હાથમાં આપ્યું. બળવંત તે હકીકત વાંચીને બોલ્યો, "આ તો જાણે વસ્તુસ્થિતિ દોર્ડને વાર્તા જ લખી હોય એમ જણાય છે!"

"આ ઉપરથી વર્તમાન પત્રમાંની કોઈ કોઈ હકીકત કેટલી બધી વિશ્વાસપાત્ર હોય છે, તેનું સહજ અનુમાન થઇ શકે છે. અસ્તુ. તમે રત્નપુરની જમીન કેટલી વખત જોઇ છે?" અમૃતરાયે પૂછ્યું.

"ઘણી વખત જોઇ છે. પહેલાં હું રત્નપુરમાં બે ચાર વખત આઠ આઠ દિવસ સુધી રહ્યો હતો. અમેરિકાથી આવ્યા પછી

પાછો રત્નપુર ગયો હતો અને ત્યાં એક મહિના સુધી રહ્યો હતો."

"એક મહિનો રહ્યા હતા? ઘણા આશ્ચર્યની વાત! ગામડામાં તો એક પણ વસ્તુ મળતી નથી. હું એક બે વખત કારણને અંગે ત્યાં ગયો હતો પણ મને તો ત્યાં એક ક્ષણ પણ ગમ્યું નહિ!" અમૃતરાયે આશ્ચર્ય પામી કહ્યું.

"મારી સ્થિતિ આપનાથી ઉલટી જ થઇ એમ કહેવામાં કાંઇ પણ હરકત નથી. મારો એક મહિનો તો ત્યાં ઘણાજ કામમાં ગયો હતો. તે ગામના માણસો પણ ઘણાંજ સારાં છે, તેમજ ત્યાંનાં હવાપાણી પણ ઉત્તમ છે."

"એ બધું મનુષ્યની પ્રકૃતિ પર આધાર રાખે છે. કેટલાંક મનુષ્યોને ગામડામાંજ શાંતિથી રહેવાનું ગમે છે, ત્યારે કેટલાંક મનુષ્યોને શહેરની કોલાહલમાંજ પોતાનું આયુષ્ય ગુમાવવાનું પસંદ હોય છે. રત્નપુરની જમીનમાંથી લોઢું, તાંબુ વગેરે ધાતુઓ પુષ્કળ જથ્થામાં મળી શકે તેમ છે, તેની તમને કેવી રીતે ખબર પડી?"

"ત્યાંની જુદી જુદી માટી અને પત્થરો મંગાવી તેની મેં પરીક્ષા કરી જોઇ છે. તે પરથી હું એવા ચોકસ નિર્ણય પર આવ્યો છું કે ત્યાંથી ઘણી જાતની ધાતુઓ મળી શકશે."

"આ ધંધામાં આપ ફસાઇ જાઓ એવો સંભવ છે. મેં એમ પણ સાંભળ્યું છે કે, જમીનનો ઉપરનો થર ધાતુયુક્ત હોય છે; પણ નીચેનું પડ કોઇ કોઇ વખત ધાતુ રહિત પણ હોય છે."

"હા, તે ખરૂં છે, પરંતુ તેવું એ જમીનને માટે નથી. મેં એક યંત્રની સહાયતાથી તે જમીન ખુબ ઉંડી કોતરી જોઇ છે અને તે ઉપરથી મ્હને માલૂમ પડ્યું છે કે, તે નીચે સુધી ઘણીજ

કિંમતી છે, એવી મારી ખાતરી થઇ છે. હિન્દુસ્થાનમાં આવી જમીન ઘણે ઠેકાણે છે; પરંતુ આપણા કમનશીબ દેશવાસીઓ ઉદ્યોગી નહિ હોવાથી આ બધી ભૂસંપત્તિ એમની એમ જમીનની અંદરજ દટાયેલી રહી છે. બાકી આપણા પૂર્વજો આ દેશને સુવર્ણભૂમિની ઉપમા આપતા હતા તે ઉપમા અક્ષરશઃ સત્ય છે."

"તમારા કહેવા પ્રમાણે જો અમારી જમીન લોઢું વગેરે ધાતુઓ આપે એવી હોય તો પછી બીજાને ભડે યાતો અમુક વખતના પટ્ટાથી આપવા કરતાં અમે પોતેજ કારખાનું કહાડીએ એ વિશેષ નફાકારક છે."

'હા, એ તો સત્ય છે કારણ કે આવાં કારખાનાને માટે પૈસાની ઘણીજ જરૂર પડે છે. આપને તો તે વિષે પ્રશ્ન કરવા જેવુંજ નથી, તેથી આપ જેવી જોઇએ તેવી યંત્ર સામગ્રી મંગાવી કામનો આરંભ કરી શકશો અને તે દૃષ્ટિએ જોતાં આપને અપાર દ્રવ્યની પ્રાપ્તિ થાય તેમ છે."

"તમને જો આ જમીન ભાડા પટ્ટાથી આપીએ તો તમે પૈસાને માટે શું કરશો?" અમૃતરાયે સહજ હસતાં હસતાં પૂછ્યું.

"મારી પોતાની પાસે તો થોડુંઘણું પણ દ્રવ્ય નથી, પરંતુ મારા ચાર પાંચ મિત્રોએ મને થોડી થોડી મદદ આપવાનું કબુલ્યું છે. અમેરિકાના જે લોઢાના કારખાનામાં હું નોકર હતો, તે કારખાનાવાળાએ મને ઘણીખરી યંત્ર સામગ્રી હપતાથી આપવાનું કબુલ કર્યું છે; તેથી પહેલાં તો ત્યાં ન્હાના પ્રમાણમાં કારખાનું ઉભું કરીશ અને તેમાં થોડો ઘણો પણ ફાયદો જણાશે તો પછી કારખાનાને મ્હોટા પાયા ઉપર લઇ જવા માટે વિશેષ દ્રવ્ય એકઠું કરીશ."

આ જમીનમાં મારો પોતાનો તો કારખાનું કાઢવાનો વિચારજ નથી. હું જો તમને તે જમીન ભાડેથી આપું તો તમે તેનું દર વર્ષે શું ભાડું આપશો ?"

"એને માટે હું શું કહું ? આપ જે કાંઇ કહેશો તે આપીશ; પરંતુ મારાથી તે આપી શકાશે કે નહિ, તેનો વિચાર આપનેજ કરવાનો છે. મારી શકિત ઉપરાંત જો આપ કોઇ પણ વાત કરશો તો મારે નિરૂપાયે નિરાશજ થવું પડશે."

અમૃતરાય સહાનુભૂતિ દર્શાવતાં બોલ્યા, "તમને નિરાશ કરવાની મારી બિલકુલ ઇચ્છા નથી. તમને ઉત્તેજન આપવાનીજ મારી ઇચ્છા છે; પરંતુ તમારા આ કાર્ય માટે મને ઘણીજ શંકા રહે છે. આપણા દેશમાં લોઢું વગેરે ખનીજ ધાતુઓ હોય, તો દેશમાંના ઉદ્યોગી અને કલ્પનાવાળા લોકો કદાપિ શાંતિથી બેસી રહ્યા હોત નહિ."

"એટલુંજ જો કારણ હોય, તો હું મારા ઉદ્યોગમાં પરિપૂર્ણ યશસ્વી થઇશ એવી મારી ખાતરી છે. આપણા દેશમાં કેટલીક ધાતુઓ પુષ્કળ જથ્થામાં અને ઉત્તમ પ્રકારની નીકળે તેવી ઘણી જમીન છે; પરંતુ ખરા ઉદ્યોગી માણસો નથી. આપ કહેશો કે, માત્ર માણસો શું કરી શકે ? તેમને દ્રવ્યબળ અને રાજ્યાશ્રય જોઇએ. આ પ્રમાણે કહેવું કદાચિત્ ખરૂં હોય તો પણ ખરા મહેનતુ માણસો યત્ન કર્યા સિવાય શાંત રહેતા નથી. માત્ર કેટલાક અભાવને લીધે તેમને યશ મેળવતાં વિલંબ લાગે છે."

"ઠીક. અમે અમારી તે જમીન તમોને ૯૯ વર્ષના કોલકરારથી ભાડે આપીએ છીએ. પહેલાં દશ વર્ષ તમારે કાંઇ પણ આપવું નહિ. પચીસ વર્ષ સુધી તમારે આ જમીનનો માત્ર સરકાર ધારો

ભરવો અને ત્યાર પછી દર વર્ષે સરકાર ધારો ભરી તેનાથી ચાર-ગણી રકમ અમને આપ્યા કરવી. આ કરારથી તમને મદદ થશે. અને ફાયદો થશે તો તેમાં અમને પણ ફાયદો છે. કદાચિત્ જો નુકશાન થશે એમ લાગે તો પહેલાં દશ વર્ષમાં તમે કોઈ પણ વખતે અમારી જમીન અમને પાછી સોંપી શકશો."

અમૃતરાયની આ શરતો સાંભળીને બળવંતને ઘણોજ આનંદ થયો. તેણે તેમની આ બધી સગવડોને માટે અંતઃકરણપૂર્વક ઉપકાર માન્યો તથા તેમની રજા લઇને તે દિવાનખાનામાંથી બ્હાર નીકળે છે, એટલામાં તેણે રસિક અને રામમોહનને વાતચિત કરતા ઉભેલા જોયા. તેણે રામમોહનને નમસ્કાર કર્યો. પછી તે ઉતરવાના દાદર તરફ વળ્યો; પણ તેટલામાં રામમોહને તેને બોલાવીને બારોબાર ચાલ્યા જવા માટે ઠપકો આપ્યો. બળવંત હસતો હસતો પાછો ફર્યો અને કહ્યું, "આપ કોઈ પણ ખાસ મહત્વનાં કામમાં હશો એમ ધારી હું બારોબાર જતો હતો. આપ કુશળ તો છો ને?"

રામમોહને રસિકની સાથે બોલવાનો વિષય છોડી દીધો અને ચાર પાંચ ડગલાં આગળ જઇ તેણે બળવંતનો હાથ પોતાના હાથમાં લીધો. "તમે આજે આવવાના છો, એમ પિતાશ્રીએ મને પહેલાંથીજ કહ્યું હતું. ઘણુંકરીને તમે વસુમતી બ્હેનને પણ તમારી સાથે તેડતા આવશો એમ ધારી ઘરનાં માણસો પણ રાહ જોઇ રહ્યાં છે. ચાલો, અંદર આવો; ચ્હા પીને પછી જજો." એમ કહી રામ-મોહન બળવંતને અંદર લઇ ગયો.

રસિક તો જ્યાં હતો ત્યાંજ ઉભો રહ્યો હતો. બળવંત આવ્યો એટલે રામમોહને પોતાની સાથની વાતચિત એકદમ પડતી મૂકી, તેણે બળવંતનો હાથ પકડી સત્કાર કર્યો, તથા પોતે પણ પાસે ઉભેલો

હોવા છતાં ન્હાનું આમંત્રણ બળવંતને એકલાનેજ થયેલું જોઇ તેના અંતઃકરણમાં વિષમય અગ્નિની જ્વાળાઓ ઉછળવા લાગી. બળવંત માટે તેના મનમાં અતિશય ઇર્ષ્યા ઉત્પન્ન થઇ.

બળવંત વસુમતીને લઇ આવ્યો નહિ તે માટે રમા તથા ભાનુમતીએ ઘણોજ ખેદ પ્રદર્શિત કર્યો. બળવંતે તેમને ચાર પાંચ દિવસમાં ચોક્કસ તેડી લાવવાનું વચન આપી ન્હા વગેરેને ઈનસાફ આપી ઘેર ગયો. ઘેર જતાંજ વસુમતી આગળ રમા અને ભાનુમતીની મુલાકાત સંબંધની વાતો તેણે પ્રથમ કહી સંભળાવી. તેથી વસુમતીએ તેઓ કેવી છે, કેવી દેખાય છે, કેવો પોષાક પહેરે છે, કેટલું ભણેલી છે વગેરે બાબતની તપાસ કરી. બળવંતે તે બન્ને સુંદરીઓ સુશીલ અને ગર્વ રહિત હોવાનું વસુમતીને જણાવ્યું તોપણ તે આવા મ્હોટા ઘરની શ્રીમંત સ્ત્રીઓને મળવા માટે કબૂલ થઇ નહિ. બળવંતે તેને ખુબ સમજાવી ત્યારેજ તે તેની સાથે જવા કબુલ થઇ. ત્રણ ચાર દિવસ વીત્યા પછી બળવંત વસુમતીને લઇને અમૃતરાયને બંગલે ગયો. વસુમતીની સાદાઇ વિનય, મધુર ભાષણ અને અસાધારણ બુદ્ધિ જોઇ રમા અને ભાનુમતી તો સ્તબ્ધજ થઇ ગયાં. વસુમતી અપ્રતિમ સૌંદર્યસંપન્ન હતી. તે રમા કરતાં સુંદર હતી કે રમા તેના કરતાં સુંદર હતી, એ જો કે કહેવું કઠણ હતું, તોપણ તે ભાનુમતી કરતાં તો ઘણીજ સુંદર હતી. તેને તદ્દન સાદા પોષાકમાં જોતાંજ ભાનુમતીના લેડિઝ શૂ, સોનાની ફ્રેમથી મઢેલાં ચશ્માં, રેશમી પોલકું, રેશમી સાડીઓ અને માથાપરનો આડો સેંથો વગેરે ફિક્કાં પડી ગયાં. વિશેષતઃ વસુમતીને આ સાદા પોષાકમાં પણ ઈંગ્રેજી ઘણુંજ સરસ બોલતાં આવડે છે એ જોઇને તો તે ઘણીજ શરમાઇ

ગઇ. તેણે અને રમાએ વસુમતીને ઘણોજ આદર સત્કાર આપ્યો. ત્રણે જણીઓનાં અંતઃકરણો પ્રેમાળ હોવાથી તેમનામાં એક બીજીને માટે ઘણું માન તેમજ સ્નેહ ઉત્પન્ન થયાં, અને તેથી વસુમતીને વારંવાર પોતાની પાસે આવવાની વિનંતિ કરી અંતે તેને ઘેર જવાની રજા આપી. વસુમતી અને બળવંત નીચે ઉતરીને જેવાં ગાડીમાં બેઠાં, તેવીજ વસુમતીની દૃષ્ટિ બંગલાના વચલા માળપરના વચ્ચોવચનાં બારણા તરફ ગઇ. તેણે જોયું કે ત્યાં ઉભી રહીને રમા સહાસ્ય વદને હાથ હલાવી પોતાને રજા આપે છે. તેજ વખતે તેની દૃષ્ટિ તે બારણાની ઉપરના એક પત્થરમાં કોતરેલા સોનેરી અક્ષરો તરફ ગઇ. અક્ષરો જોઇ તેણે બળવંતને પૂછ્યું, "દિયરજી! આ શું લખેલું છે, તે તમે જોયું?" વસુમતીના શબ્દો સાંભળતાંજ બળવંતે સહજ પોતાની દૃષ્ટિ તે તરફ ફેરવી.

રમા પોતાના તરફ લજ્જાયુકત દૃષ્ટિથી જુએ છે તેમજ બારણા ઉપરના પત્થરમાં કોતરેલા અક્ષરો પણ પોતાના તરફ ટગર ટગર જોયા કરે છે એમ તેને જણાયું. બળવંતની દૃષ્ટિ તે તરફ વળવા છતાં પણ પોતાને ઉત્તર મળતો નથી એમ જોઇ પાછું ફરીથી વસુમતીએ પૂછ્યું, "દિયરજી! તે શું લખેલું છે?"

વાસ્તવિક રીતે જોતાં તે અક્ષરો વસુમતીએ તો વાંચ્યાજ હતા; પણ તેણે તે પ્રશ્ન ફરીથી બળવંતને કેમ કર્યો તે તો કોણ જાણે! વસુમતીનો પ્રશ્ન પાછો ફરીથી સાંભળીને બળવંત જાણે શુદ્ધિમાં આવ્યો હોય તેમ બોલ્યો:—

**"સ્નેહ-સદન."**

# પ્રકરણ ૧૧ મું.

## વિદાયગિરીની વેદના!

અમૃતરાયના કુટુંબ સાથે બળવંતનો પરિચય જેમ વધતો જતો હતો તેમ રસિકનો દ્વેષ પણ વધતો જતો હતો. રસિક દ્વેષી બને તેવું બળવંતે એક પણ કારણ આપ્યું નહોતું; તથાપિ બળવંતનો અમૃતરાયના બંગલામાં પ્રવેશ થયો ત્યારથી રસિકને બળવંત એક કંટકના જેવો સાલતો હતો. રસિક બોલી ચાલીને માત્ર એક પોણોસો રૂપિયાનો કારકૂન હતો. તેથી તે દૃષ્ટિએ જોતાં અમૃતરાયને ત્યાં એક મોટો હોદ્દેદાર હતો, એમ તો હતું જ નહિ; પરંતુ પોતે સુધારાનો કટ્ટો અભિમાની હોવાથી અમૃતરાય જેવા સુધારણાપ્રિય ગૃહસ્થની વધારે પસંદગીનો છું એવી ઉંધી સમજણ તે ધરાવતો હતો. પોતાના ફૅશનેબલ પોષાકનું ત્યાં ઘણુંજ માન છે, એવો જ્યારે તેને ભ્રમ થયો, ત્યારે તેણે જેમ બને તેમ યૂરોપિયન પદ્ધતિમાં અપ-ટુ-ડેટ્ રહેવું એવો દૃઢ નિશ્ચય કર્યો; પરંતુ તેથી તો તે ઉલટો ઉપહાસને પાત્ર થતો. તેનો શ્યામરંગી ચ્હેરો, મૂછો કહાડી નાખેલા હોઠ, અને સેંથો પાડેલું માથું, એ ત્રણે દ્રશ્યનું મિશ્રણ લોકોના હાસ્યને કારણભૂત થતું હતું. તોપણ રસિકને પોતાને તો તે ઘણોજ સુંદર દેખાય છે એમજ જણાતું હતું. એટલુંજ નહિ, પણ તેને એવો સંશય પણ ઉત્પન્ન થયો હતો કે, આપણો આ પોષાક, તેમજ ઇંગ્રેજી બોલવાની પદ્ધતિ અને

સૌંદર્ય રમાને વધારે પસંદ છે અને તેથી તે આપણને કોઇ જુદી પ્રેમદૃષ્ટિએ જુએ છે, એમ તેને જણાતું હતું. આ સંશયોની લહરિયો જ્યારે રસિકનાં અંતઃકરણમાં ઉછળતી, ત્યારે તે પોતાના ભાવિ સુખની કલ્પનાઓમાં તલ્લીન બની જતો હતો. તે પોતાના મનને કહેતો કે, "અરે, પ્રેમ તો આંધળો છે, તેથી રમા મારા ઉપર આશક ન થાય એવું તો કાંઇજ નથી. બીજું, તે સુધારણા-પ્રિય છે, તો પછી મારા જેવો સુધારણાવાદી પણ તેને કયાં મળી શકે એમ છે?" આવા આવા મનતરંગોથી તે પોતાના મનને નિઃશંક રાખતો હતો.

પરંતુ આપણા બળવંતે તે બીચારાના બધા મનોરથ બગાડી નાખ્યા. તેની સઘળી આશા નિરાશામાં ફેરવી દીધી. અમૃતરાયના ઘરમાં તેનો પ્રવેશ થયા પછી રસિકની દૃષ્ટિમાં આવવા લાગ્યું કે, બળવંતના તરફ રમા કાંઇક ચમત્કારિક દૃષ્ટિથી જુએ છે અને તેની સાથે મધુર વાતચિત પણ કરે છે. રમાએ આજ સુધીમાં રસિકની સાથે બિલકુલ ભાષણ કર્યું નહોતું; તોપણ કોણ જાણે શા કારણથી રસિક પોતાના મનમાં ધારતો કે રમા મને ચ્હાય છે! આવી ભ્રમમૂલક કલ્પનાથી ઘેરાયલી રસિકની આંખોએ જ્યારે રમાને બળવંતની સાથે હસતાં હસતાં વાતચિત કરતાં જોઈ, ત્યારે બળવંતને માટે તેને વૈષમ્ય જણાય એમાં કાંઇ પણ નવાઇ જેવું નથી. આજે નહિ તો કાલે, પણ પોતાના મોહનાસ્ત્રથી રમાને વશ કરીશ, અને તેમ થયા પછી સ્ત્રી-સ્વાતંત્ર્યની દૃષ્ટિએ અમૃતરાયે તેનું મારી સાથે લગ્ન કરી આપ્યા સિવાય છુટકો જ નથી, એવો તેને સંપૂર્ણ ભરોંસો હતો; પરંતુ તે ભરોંસા પર બળવંતે જ્યારે પાણી ફેરવ્યું ત્યારે તેણે બળવંતને માટે રામમોહનના કાન

ભંભેરવા માંડયા. બળવંત અશિક્ષિત છે, સુધારણાપ્રિય નથી, હિન્દુ છે, મૂર્તિપૂજક છે, સભ્ય સ્ત્રીઓની સાથે કેમ બોલવું ચાલવું તેનું તેને જ્ઞાન નથી, શ્રીમંતોને ત્યાંના રીત રિવાજોની તેને ખબર નથી, તેનો પોશાક હંમેશાં સાદો હોય છે, તેણે હલકો ધંધો શોધી કાઢયો છે વગેરે અનેક બાબતો રામમોહનને કહી તેને અંતઃપુરમાં જતો અટકાવવાનો તે પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ રસિકની આ ચાડી ચુગલીની રામમોહનના મન પર કાંઇ પણ અસર થઇ નહિ. ઉલટું બળવંતને માટે તેના મનમાં દિવસે દિવસે વધારે ને વધારે આદર ઉત્પન્ન થતો ગયો. બળવંતની રમ્ય મૂર્તિ, સાદી વર્તણુક, મધુર વાણી અને નમ્ર સ્વભાવ, એ પ્રત્યેકના મનમાં આદર ઉત્પન્ન કરે તેવાં હતાં. તેનો નાશ કરવા માટે રસિક પાસે કોઇ પણ હથિયાર નહોતું. રામમોહન, ભાનુમતી અને રમા માત્ર વાચાળતાથી મુગ્ધ બની જાય એવાં નહિ હોવાથી રસિકની વાચાળતા નિરર્થક નિવડતી હતી. રમા પણ રસિકને માટે પહેલાં ચિંતાતુર રહેતી, પરંતુ હવે તો તેના મનમાં તેને માટે તિરસ્કાર ઉત્પન્ન થયો હતો.

બળવંતે અમૃતરાય પાસેથી જમીન ભાડે લીધા પછી તે રત્નપુર જલદી જનાર હોવાથી અમૃતરાયને ત્યાં તેનો વધારે આદર સત્કાર થવા લાગ્યો. જે દિવસે બળવંત મુંબઇ છોડીને રત્નપુર જવા નીકળ્યો તે દિવસે અમૃતરાયે પોતે તેને પોતાને ત્યાં બોલાવી ઘણુંજ માન આપ્યું. રમાને તો તે દિવસ કાંઇક ચમત્કારિક જ જણાતો હતો. '**સ્નેહ-સદન**' વાળા અક્ષરોની નીચેના બારણામાંજ ઉભી રહીને અશ્રુભરી દૃષ્ટિએ તે બળવંતનું નિરીક્ષણ કરતી હતી. બળવંતનું તે તરફ બિલકુલ

ધ્યાન નહોતું. બાગની બહાર નીકળી જ્યારે તે ગાડીમાં બેઠો ત્યારે સ્વાભાવિક જ તેની દૃષ્ટિ પછવાડે ગઇ અને પ્રેમસ્નિગ્ધ રમાની મૂર્તિ તેની દૃષ્ટિએ પડી. રમાની આ સ્થતિ જોઇ બળવંતને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું અને પોતાના હાથનો રૂમાલ હલાવી તેને પોતાની વિદાયની સૂચના કરી. રમાએ પણ પોતાનો હાથ હલાવી કિંચિત્ સ્મિત કરી વિદાય આપી. આ વખતે રસિક દૂર ઉભો રહી આ બધો અભિનય જોતો હતો. તેના માથાથી તે પગ સુધી ગુસ્સાની આગ સળગી ઉઠી. તેણે એક ક્ષણ સુધી રમાપર ભયંકર દૃષ્ટિ ફેંકી અને દાંત પીસ્યા. પોતાના મ્હોં પર પ્રસરેલી ભીષણતા કોઇને પણ દેખાય નહિ તેથી તે નીચું માથું કરી શૂન્ય દૃષ્ટિએ પોતાના ઘર તરફ ચાલ્યો ગયો.

રમા બારણામાં ઉભી રહી કેટલાક વખત સુધી બળવંતની ગાડી તરફ જોતી હતી. હજી પણ તે ત્યાંજ ઉભી રહી હોત; પરંતુ એટલામાંજ પછવાડેથી બે મૃદુ હાથોએ તેની આંખોને દાબી દીધી. તરતજ રમાને ભાન આવ્યું અને એ હાથ કોના છે તે શોધવા લાગી. પ્રથમ તો તેને જણાયું કે આ હાથ ભાનુમતીના હોવા જોઇએ; પરંતુ હાથ જોતાં એ ભાનુમતીના હાથ નથી એવી તેની ખાતરી થઇ અને તેથી થોડો વખત ચુપ રહી એકદમ હર્ષિત સ્વરે બોલી, "અહા! આ તો પર્વતવાહિની નિર્મળા બ્હેન! કેમ ખરૂં કે નહિ?"

રમાની આંખો દબાવનાર સ્રીનું નામ નિર્મળા હતું. તે રમાની આંખો પરથી હાથ ઉઠાવીને હસતી હસતી બોલી, "હા, ઠીક; અશ્રુવાહિની રમા બ્હેન! ફરક માત્ર એટલોજ કે હું પર્વત પરથી વહું છું અને અશ્રુ તારા પર વહે છે! ખરૂંને? જોયું કે મારા

હાથ કેવા ભીંજાઇ ગયા છે તે ? ”

રમાની આંખોમાંથી અશ્રુ પડતાં હોવાથી નિર્મળાના હાથ ભીંજાઇ ગયા હતા. તેણે જ્યારે ભીંજાયેલા હાથ બતાવ્યા ત્યારે રમા ઘણીજ શરમાઇ ગઇ. નિર્મળાને શું કહેવું તેની તેને બિલકુલ સૂઝ પડી નહિ. નિર્મળા અને રમા બન્ને બાલસખીઓ હતી. ન્હાનપણથીજ તે બન્નેનો સ્નેહ એક સરખો વધવા લાગ્યો હતો. નિર્મળા રમાના કરતાં ઉમ્મરમાં કાંઇક મ્હોટી હોઇ વિધવા હતી. તેનાં માબાપ સાધારણ સ્થિતિનાં હતાં. તેઓ વાલુકેશ્વરની બાજુમાંજ પોતાનાં ન્હાનાં ઘરમાં રહેતાં હતાં. ન્હાનપણમાં નિશાળની અંદર ભણવા જતાંજ રમા અને નિર્મળાની ઓળખાણ થઇ હતી. નિર્મળાનું લગ્ન થયા પછી તે થોડા દિવસ તેના પતિને ત્યાં ગઈ હતી; પરંતુ તે બિચારીનો પતિ થોડા વખતમાંજ સ્વર્ગસ્થ થયાથી અને પતિ સિવાય સાસરામાં કોઇ ન હોવાથી નિર્મળા પોતાનાં માબાપને ત્યાંજ આવીને રહી હતી. તેના પતિ પાસે જે કાંઈ પૈસો હતો, તે તેણે પોતાના માબાપને સ્વાધીન કર્યો હતો, પરંતુ તેઓએ તે પૈસો પોતાની પાસે નહિ રાખતાં નિર્મળાની પાસેજ રખાવ્યો હતો. નિર્મળાનું વર્તન ઘણુંજ શુદ્ધ હતું, તેમજ તેની બુદ્ધિ પણ ઘણીજ પ્રગલ્ભ હતી. તેના વિચારો ઉદાત્ત હોઇ અંતઃકરણ પણ ઘણુંજ ઉદાર હતું. પતિના સ્વર્ગવાસી થયા પછી તે ઘણાજ સાદા પોષાકમાં રહેતી હતી. નિર્મળા પોતાનો આયુષ્યક્રમ હવે કેવી રીતે ચલાવશે તેની તેના પરિચયના માણસોને કાંઇક કાળજી જણાવા લાગી હતી; પરંતુ નિર્મળાને પોતાને તો તે વિશે બીલકુલ કાળજી નહોતી. કેટલાકો એમ ધારતા કે નિર્મળા ઘણીજ સુંદર અને ભણેલી છે, તેમજ તેનો

પિતા પણ સુધારાના વિચારનો હોવાથી પુત્રીના પુનર્વિવાહની ખટપટ કરવાને કોઇ પણ જાતની હરકત નથી એમ ધારી તેના પિતાને તેના સ્નેહીઓએ આ વાતની સુચના કરી, પરંતુ નિર્મળા પાસે આ વાત કાઢવાની તેના બાપની હિમ્મત ચાલી નહિ. તેનું કારણ માત્ર નિર્મળાનું શુદ્ધાચરણજ હતું. તેને ઇંગ્રેજી, સંસ્કૃત અને ગુજરાતી એ ત્રણે ભાષા સારી રીતે આવડતી હોવાથી આ ત્રણે ભાષાનાં અનેક પુસ્તકો તે લાવી હતી અને તેનું હરરોજ અધ્યયન કરતી હતી. પ્રભાતકાળે ઉઠી નિત્યકર્મથી નિવૃત્ત થઇ ઇશ્વરભકિત કરતી હતી. તેનો બપોરનો વખત માત્ર એકાંતમાં ધર્મગ્રંથનો અભ્યાસ કરવામાંજ જતો હતો. આવાં ઉત્તમ શુદ્ધાચરણવાળી પુત્રી પાસે પુનર્વિવાહની વાત કાઢવાને કટ્ટા સુધારક બાપને પણ ભીતિ જણાય, એમાં કાંઇ નવાઇ જેવું નહોતું. નિર્મળાનો થોડો વખત જે અહિં તહિં બોલવામાં જતો તે માત્ર રમાના સાથેજ જતો તેટલોજ; પણ તે વખતને નિર્મળા નિરર્થક ગયો છે એમ માનતી નહોતી. રમા ઉપર તેને ઘણોજ પ્રેમ હતો અને તે નૈસર્ગિક તેમજ નિસ્વાર્થ હતો. રમાની નિષ્કપટ મનોવૃત્તિ, શુદ્ધ આચરણ અને સરળ સ્વભાવને લઇને રમાને તે એક સુશીલ, સદ્ગુણવતી સ્ત્રી સમજતી હતી. રમાનો અને તેનો જે કાંઇ સંવાદ થતો તેમાંથીજ રમાની ખાતરી થઇ ગઇ હતી. પોતાની સંપત્તિનું અભિમાન ન રાખી મનુષ્યત્વ એટલે શું, તેનીજ શોધમાં તેને લાગેલી જોઇને નિર્મળાનો પ્રેમ રમાની ઉપર ઘણોજ વધ્યો હતો. નિર્મળા પ્રમાણે રમાનું અંતઃકરણ પણ તેને માટે પ્રેમભાવથી પૂર્ણ હતું. વિશેષતઃ નિર્મળા આવી યુવાન અવસ્થામાં વિધવા થઇ છે, છતાં હંમેશાં શાંત-

વૃત્તિની હોય છે, એ જોઇ તેને તેને માટે આશ્ચર્યયુક્ત અભિમાન જણાતું હતું નિર્મળાના પારમાર્થિક વિચારો એકસરખા સાંભળ્યાજ કરવા એમ રમાને જણાતું હતું. નિર્મળા આવતી ત્યારે રમાને ઘણોજ આનંદ થતો હતો અને જો એકાદ દિવસ પણ તે ન આવતી તો તેનું મન ઘણું વ્યાકુળ બની જતું હતું. ચાર પાંચ દિવસ થયાં નિર્મળા રમાની પાસે આવી નહોતી તેથી તેનો જીવ ઘણોજ ઉંચો નીચો થતો હતો; આ ચાર પાંચ દિવસમાં અમૃત-રાયને ત્યાં બળવંતનું જવા આવવાનું વિશેષ થયાથી તેને આ ચિંતા કાંઇ વધારે જણાઇ નહિ. નિર્મળાના વિચારો પ્રમાણેજ બળવંતના વિચારો પણ મહત્ અને ઉદાર છે, એ રમાને સમ-જાવાથી તે વિચારો નિર્મળાને કહીને તે શું કહે છે, તે સાંભળ-વાની તેને ઘણીજ ઉત્કંઠા લાગી હતી. રમા તરફથી બળવંતના વિચારો સાંભળ્યા પછી નિર્મળાના મનમાં પણ બળવંતને માટે આદરભાવ ઉત્પન્ન થયો હતો; તે સાથે તે એટલું પણ સમજી ગઈ હતી કે, બળવંતની મનોહર મૂર્તિ રમાના હૃદયમંદિરમાં પ્રતિષ્ઠિત થયેલી છે. એ માટે નિર્મળાના મનમાં એક રીતે તો સમાધાનજ જણાયું. પરંતુ રમા શ્રીમંત છે અને બળવંત સાધા-રણ સ્થિતિનો છે તેથી આ સંબંધ સંધાવો સંભવિત નથી એમ તેના મનમાં આવ્યાથી તે કાંઇક અંશે નિરાશ પણ થઈ હતી.

નિર્મળાએ રમાને "અશ્રુવાહિની" કહેવાથી તે સહજ શર-માઈ ગઇ અને હવે તેને કેવી રીતે ઉત્તર આપવો તેના વિચા-રમાં તે પડી ગઇ. રમા કાંઈ પણ બોલતી નથી એ જોઇને નિર્મળા-એ પૂછ્યું, રમા! આંખો ઊપર અશ્રુરૂપી દુર્બિનનો કાચ રાખી તું કયા પ્રકારનું દર્શન કરતી હતી?"

રમાનો સ્વભાવ પહેલેથીજ સરળ હતો. કટાક્ષથી બોલવાનો તેને મૂળથીજ કંટાળો હતો. તે સિવાય નિર્મળા જેવી સુહૃદ સખી તરફથીજ તે પ્રશ્ન પૂછવામાં આવેલો હોવાથી તેનો ઉત્તર આપવામાં તેને સહજ શરમ જણાવા લાગી, તોપણ તેણે ઉત્તર તો ખરેખરોજ આપ્યો. તે બોલી, "નિર્મળાબ્હેન ! આજે બળવંતરાયને વિદાય આપતી વખતે આંખોમાં કુદરતીજ અશ્રુ ભરાઇ આવ્યાં. આ અશ્રુ શા માટે આવ્યાં, તેની ખરેખર હજી મને સમજણ પડતી નથી. તારે માટે પણ કોઇ કોઇ વખતે મારી આવીજ સ્થિતિ થાય છે. ચાલ આપણે દિવાનખાનાંમાં જઇ નિરાંતે બેસીને એક બીજાનાં અંતઃકરણ ખોલીએ." એમ કહી રમાએ નિર્મળાનો હાથ પકડયો અને તે તેને પોતાના દિવાનખાનાંમાં લઇ ગઇ.



## પ્રકરણ ૧૨ મું.

### સાકાર નિરાકારનું રહસ્ય.

દિવાનખાનામાં આ વખતે કોઇ પણ નહોતું. રમાએ નિર્મળાને એક કોચ ઉપર બેસાડી પોતે તેની પાસેજ બેઠી અને બોલી, "નિર્મળા તું કેમ રડે છે? તારાં આંસુ હરખનાં છે કે શોકનાં?"

નિર્મળાએ કહ્યું; "રમા ! અશ્રુની યોગ્યતા ઘણી મ્હોટી છે. પ્રત્યેક અશ્રુબિંદુને માટે અંતઃકરણને જુદી જુદી મનોવૃત્તિની થોડી ઘણી કિંમત તો આપવીજ પડે છે. આવી કિંમત આપ્યા સિવાય અશ્રુનું એક ટીપું પણ પડતું નથી. હર્ષ, શોક વગેરે વિકારોનો આવેગ જ્યારે હૃદયને અસ્થિર કરી મૂકે છે, ત્યારે હૃદય સ્વાભાવિકજ સ્નિગ્ધ થાય છે અને તે સ્નિગ્ધતા આંખોમાંથી અશ્રુરૂપે બહાર પડે છે. જેની આંખોમાંથી આવા ખાસ પ્રસંગોમાં પણ અશ્રુ વહેતાં નથી, તેને લોકો પત્થર જેવા હૃદયના કહે છે; પરંતુ કોઇ કોઇ વખત એવું પણ બને છે કે, આ પત્થર જેવા હૃદયનાં માણસો પણ અનુતાપના અગ્નિમાં બળે છે. એ અગ્નિને શાંત કરવાને માટે તેમનો અશ્રુ પાડવા સિવાય બીજો છૂટકોજ રહેતો નથી. હવે તો તને સમજણ પડી હશે કે મને શા માટે રડવું આવે છે? બળવંતરાયને રજા આપતી વખતે તારી આંખોમાંથી આંસુ કેમ સરી પડયાં તે તારા ધ્યાનમાં આવ્યું કે નહિ?"

નિર્મળાના પ્રશ્નથી રમા સહજ શરમાઇ ગઇ. તે થોડો વખત

સ્તબ્ધ રહીને બોલીઃ—" નિર્મળા બ્હેન ! તું કહે છે તે પ્રમાણે આંસુને સુખ અને દુઃખ એ બન્ને અવસ્થા જો કારણભૂત હોય તો મારાં આંસુ આનંદને કારણે છે; પરંતુ હું તને પણ ઘણી વખત આંસુ સારતી જોઉં છું. આ તારાં આંસુ આનંદને કારણે હોય છે કે દુઃખને કારણે ? મને તો જણાય છે કે, હૃદયનો દુઃખનો આવેગ સહન ન થવાથીજ તને આંસુ આવતાં હોવાં જોઇએ. ખરેખર, તું અને હું સરખાંજ છીએ. તું મારાં કરતાં કાંઇ વધારે મ્હોટી નથી; પરંતુ આટલી ન્હાની ઉમ્મરમાંજ તું પતિ સુખથી વિમુખ થઈ તેથી મને ઘણુંજ લાગી આવે છે. ત્હારી વૈધવ્ય દશા મારા મનમાં પણ શોક ઉપજાવે છે.

" નિર્મળાએ કહ્યું, " રમા ! જે આપણા મનુષ્યોના સ્વાધીનમાં નથી તેને માટે હર્ષ અથવા શોક કરવો એ મહત્ હૃદયનું કામ નથી. પહેલાં પહેલાં તો મારા પતિ સ્વર્ગવાસ થયા છે એમ જણાતું અને તેથી તે વિચારોને લઇને ઘણી વાર અશ્રુ પણ ગાળ્યાં છે; પરંતુ હવે તો તેમ જણાતું નથી. મારા પતિ હૈયાતજ છે એમ મને જણાય છે. મારી નજીકમાંજ છે—તે અને હું એકજ—એકાત્મ છીએ—એવો અનુભવ મળે છે, અને એ વખતે હૃદય પ્રેમથી ભરાઇ જઇ આંખમાંથી પ્રેમનાં આંસુ સરી પડે છે. રમા બ્હેન ! હવે તો તું સમજી કે નહિ ? " એમ કહી નિર્મળા રમાને એકદમ બાઝી પડી. નિર્મળાનાં ઉપરોક્ત વચનોનો અર્થ રમા બરાબર સમજી નહિ તેણે તે બાબત વધારે સ્પષ્ટ રીતે સમજવાના હેતુથી પૂછ્યુંઃ-
" બ્હેન ! મૃત મનુષ્યનું સંનિધ્ય કેવી રીતે શકય હોઇ શકે ? "

નિર્મળાએ કહ્યું, "રમા બ્હેન! તે તને બરાબર સમજાશે નહિ. ગાંડી ! મૃત્યુ તો માત્ર આ શરીરનોજ નાશ કરી શકે છે; પરંતુ

આત્માનો નાશ કરવાની મૃત્યુમાં અગર તો બીજા કોઈમાં પણ શકિત નથી. આ આત્મિક તત્વ—જેને ચૈતન્ય કહેવામાં આવે છે—તેને અનુભવથી ઓળખવું અને તેને ઓળખ્યા પછી આત્માએ પરમાત્મા તરફ દૃષ્ટિ દોડાવવી એનેજ ખરૂં મનુષ્યત્વ કહે છે. આ ચૈતન્ય પ્રાણી માત્રમાંજ છે એમ નથી, પરંતુ રજકણથી તે મ્હોટા મ્હોટા પર્વતો સુધી બધી વસ્તુઓ અને વનસ્પતિઓમાં છે. આ ચૈતન્યને અનુભવથી ઓળખવું એ ઘણું કઠણ કામ છે ખરૂં; તોપણ તેને ઓળખવાને માટે સામર્થ્ય તો ઇશ્વરે પ્રત્યેક મનુષ્યને આપ્યું છે. અત્યંત સદાચરણથી રહી આ તત્વનાં ચિંતનનો અભ્યાસ કરવાથી તેનો પ્રત્યક્ષ અનુભવ મળે છે અને પછી મનના ભેદ ભાવનો સાધારણ રીતેજ નાશ થઇ જાય છે. રમા, આ વિષે હું તને ગમે તેટલું કહું તોપણ તે તારાથી સમજાય તેમ નથી. કેમકે, આ વિષય પ્રત્યક્ષ અનુભવથી સમજ્યા સિવાય તેનું ખરૂં રહસ્ય કળી શકાય તેમ નથી."

"ત્યારે બ્હેન! પરમાત્માના આ નિરાકારત્વનો અનુભવ લેવાનું જેનાથી બનતું નથી, તેણે સગુણ ભકિત કરવી સારી કે નિર્ગુણ ભકિત કરવી સારી?"

"રમા બ્હેન! જેનામાં અનુભવથી ઇશ્વરનું નિરાકારત્વ પ્રત્યક્ષ જોવાનું સામર્થ્ય નથી, તેણે ઇશ્વરના સગુણ સ્વરૂપની કિંવા સગુણ ભકિતની ટીકા કરવી એ અત્યંત મૂર્ખાઇનું કામ છે. પરમેશ્વર સાકાર છે કે નિરાકાર છે, એવો પ્રશ્ન જેનાં અંતઃકરણમાં ઉત્પન્ન થાય છે, તેમનાં અંતઃકરણ ક્ષુદ્ર વિચારોથી ભરાઇ ગયેલાં હોય છે એ નિઃસંશય છે. જેમનાં અંતઃકરણ માત્ર ભકિતથીજ ભરેલાં છે, તેમનાં અંતઃકરણમાં ઇશ્વર કેવો છે, એવો પ્રશ્ન ઉત્પન્ન

થવાની જગ્યા રહેતી નથી. આ બાબતમાં બીજાઓનાં ઉદાહરણ આપવા કરતાં હું તારૂં પોતાનું ઉદાહરણ જ તને આપું છું. તું પાર્થસારથી શ્રી કૃષ્ણની છબી સામે બેસી રહી શા માટે રૂદન કરે છે? છબીની ફ્રેમ વિલાયતી છે, કાચ પણ પરદેશી છે અને ચિત્ર રવિવર્માનું છે, તો પછી તું આ ત્રણેની ભકિત કરે છે એમ કેમ ન કહી શકાય? પરંતુ ખરી રીતે જોતાં તેમ નથી. તું કાંઇ તે ફ્રેમની કિંવા ચિત્રની પૂજા કરતી નથી, પણ શ્રી કૃષ્ણના અતુલ સામર્થ્યની જે વિચાર લહરીઓ તારા અંતઃકરણમાં નૃત્ય કરી રહે છે-તેજે લીધેજ તું તે શકિતની પૂજા કરતી હોય છે. શ્રી રામચંદ્રનાં આખા ભરતખંડમાં અનેક મંદિરો છે, કરોડો લોકો શ્રી રામના ઉપાસક છે, પણ તેઓ રામની મૂર્તિની પૂજા કરે છે એનો અર્થ તેઓ પત્થરની પૂજા કરે છે એમ નથી, પરંતુ રામનાં ચારિત્ર્યમાં એક વિલક્ષણ સામર્થ્ય સમાયેલું છે—તે સામર્થ્યની પૂજા કરે છે. જેનામાં નિરાકારત્વ અનુભવવાનું સામર્થ્ય નથી, તેઓએ નિરાકાર વિષે ભ્રમમાં પડીને અને પોતાનાં વાક્ચાતુર્યથી બીજાઓને કપોળ કલ્પિત ખોટા સિદ્ધાંતો સમજાવી ફસાવવા, તેના કરતાં મૂર્તિપૂજક થવું ઘણુંજ સારૂં છે. ઉપનિષદો અને વેદનાં કેટલાંક વાકયોનો અર્થ કરતાં આવડે, અગર તો કુરાન અથવા બાયબલમાંથી નિરાકારત્વનાં વાકયો વાંચતાં આવડે તે પરથીજ હું નિરાકારવાદી છું, એમ કહેવાનો કોઇને પણ અધિકાર પહોંચતો નથી. નિરાકારવાદી જેમણે થવું હોય, તેમણે તેવો અભ્યાસ કરી આત્માની પરમાત્મા સાથે એકતા કરવાનું સામર્થ્ય પ્રાપ્ત કરી લેવું અને પછીજ હું નિર્ગુણોપાસક છું એમ કહેવું જોઇએ. રમા! આ નિર્ગુણોપાસનાનો અભ્યાસ કરવો ઘણોજ કઠણ છે. તેમાં

શુદ્ધાચરણની ઘણીજ જરૂર હોય છે અને અભ્યાસીએ સંયમી પણ બનવું પડે છે. નિર્ગુણોપાસના એ કાંઇ વકતૃત્વનો વિષય નથી, તેમાં અનુભવનુંજ સામર્થ્ય જોઇએ. આ જ્ઞાન પ્રાપ્ત કરી શકનાર મનુષ્યો વિરલજ હોવાથી બહુ જનસમાજ સગુણોપાસક છે, અને તેમાંજ તેનું કલ્યાણ છે. સગુણોપાસના કરવી નહિ અને નિર્ગુણોપાસનાનો અનુભવ નહિ—એવા ત્રિશંકુ સ્થિતિના લોકો સગુણોપાસનાની ટીકા કરી—નહિ—જોઇએ તેટલી નિંદા કરીને—પોતાને નિર્ગુણોપાસક ગણાવી ગેરવ્યાજબી વિતંડાવાદ કરે છે; એ તેમનું અજ્ઞાન છે. 'ઘેલી સાસરે ન જાય અને ડાહીને શીખામણ દે' તેવી તેમની વાત છે! બહુ જનસમાજને સગુણોપાસનાજ શાંતિનું, સમાધાનનું અને ભવસાગર તરવાનું સાધન છે. ઇશ્વરાંશ તો દરેક રજકણમાં છે, તો પછી તે પૂજવા યોગ્ય નથી, એમ કેમ કહી શકાય? 'તેનીજ વસ્તુઓ લઇ તેનીજ પૂજા કરવામાં વિશેષ તે શું છે?' એમ કેટલાકો પૂછે છે, પરંતુ તેઓ સમજતા નથી કે તેમનું પોતાનું શું છે? બધું તે દયાનિધિનુંજ છે, અને તે અર્પણ કરવામાં પણ જો આપણે સંકોચ કરીએ તો પછી આપણું મનુષ્યત્વજ કયાં રહ્યું? આપણો વેદાંતધર્મ પણ આજ ત્યાગનો ઉપદેશ આપણને આપે છે. આપણે પહેલાં ત્યાગ કરતાંજ શીખવું જોઇએ અને તેટલા માટે સગુણોપાસનામાં 'શ્રીકૃષ્ણાર્પણમસ્તુ' એવું પ્રથમ પદમાંજ શીખડાવવામાં આવે છે. જેમના અંતઃકરણમાં આ ત્યાગ વિશેષ પ્રમાણમાં હોય છે તેઓ સંસારનું જે કાંઇ હોય છે તે બધું ભૂલી જાય છે—છોડી દે છે—અને પછી એક સરખા નિરાકાર વિચારોમાં તન્મય બને છે. નિરાકાર સ્વરૂપ જાણવા માટે તન્મયતા પ્રથમ સોપાન સ્વરૂપ છે. આવી સ્થિતિમાં કોઇ કોઇ વખત પરમેશ્વ-

રનું નિરાકારત્વ એ કલ્પના—કે સત્ય—એવો ભ્રમ ઉત્પન્ન થાય છે, પણ જો હમેશાં અભ્યાસ ચાલુ રાખવામાં આવે તો કાળક્રમે આ ભ્રમનો નાશ થઈને આત્મા ઉપરની ભૂમિકામાં જઈ પરમાત્માની સાથે એકતા પામે છે. રમા! આવા મહદાનંદની ખૂબીનું હું શું વર્ણન કરૂં? તેનો ખરો અનુભવ તો માત્ર યોગીઓનેજ મળે છે."

રમા એક પુતળીની માફક બેસીને નિર્મળાનાં આ બોધપૂર્ણ વચનો સાંભળતી હતી. નિર્મળાનું બોલવું સંપૂર્ણ થયા પછી રમા બોલી:—"બ્હેન? ત્યારે તું સગુણોપાસક છે કે નિર્ગુણો પાસક?"

નિર્મળા બોલી, "હમણાં તો હું સગુણોપાસક છું, પરંતુ હું જલદીજ નિર્ગુણોપાસક થઇશ એવી મારી ખાત્રી છે."

નિર્મળાનું આ ભાષણ સાંભળી રમા હસતી હસતી બોલી;:— "અલી! એમાં એટલું કઠણ તે શું છે? અહિંના ભકિત સમાજમ તારૂં નામ દાખલ કર, એટલે થયું. એક મિનિટમાં નિરાકારની તને ઓળખાણ થઇ જશે!"

રમાના આ શબ્દો સાંભળી નિર્મળાને ઘણુંજ હસવું આવ્યું. તે બોલી:—"રમા બ્હેન, તે બિચારાઓ અભિમાનથી અંધ થઇ જુદીજ દિશામાં પ્રયાણ કરે છે, તેથી તેમના અજ્ઞાનને માટે ટીકા કરવામાં કાંઇ પણ સાર્થક નથી. 'ધર્મ'નામની મનુષ્યના અંતઃકરણની જે એક લાગણી છે—મનુષ્યના ખરા ધ્યેયનું જેને પ્રથમ સોપાન સમજવામાં આવે છે-તે લાગણી જેના અંતઃકરણમાં ન હોય અને માત્ર ઐહિક સુખની ભ્રમિષ્ટ કલ્પના-ઓજ, હોય તેમને માટે હસવામાં પણ શું લાભ છે? પરમેશ્વરની ભકિતની લાગણી અંતઃકરણમાં ઉત્પન્ન થાય અને જો કોઇ

જુદાજ રસ્તાથી તે માર્ગ તરફ જઇ ખાડામાં પડવા લાગે, તો તે રસ્તા પરનો એકાદ માણસ તેને તે માર્ગેથી પાછો ફેરવી ખરા માર્ગ તરફ લઇ જશે; પરંતુ આ ભકિત સમાજીસ્ટો અભિમાનથી જાણી જોઇને જ ખાડામાં પડવા માગે છે તેથી તેમાંથી તેમને બીજો માણસ કાઢી કેમ શકે? તેમની સ્થિતિ ગમે તેટલી તેમને સારી જણાતી હોય તોપણ તે અનુકંપનીય છે, એમાં તો કાંઇ પણ શંકા જેવું નથી. અજ્ઞાન જ તેમનું ધ્યેય છે, અને તેમાંજ તેમનો નાશ થવાનો. જ્ઞાન સિવાય મોક્ષ નથી. અર્થાત્ આ લોકો ફરી ફરીને અજ્ઞાનનાં વર્તુલમાં સરકસના ઘોડાની માફક ફરતાજ રેહશે--એજ તેમના ધર્મનું રહસ્ય છે! જવાદે, બ્હેન! તે વિષે વધારે વિચાર કરીને આપણે શું કરવાનું છે?"

રમા પાછી હસતી હસતી બોલી, "મને પણ આ બાબત ઘણુંજ આશ્ચર્ય લાગે છે કે, પૂર્વના મ્હોટા મ્હોટા ઋષિમુનિઓ થઇ ગયા તેમણે આત્માની ઉન્નતિ માટે—નિર્ગુણોપાસના માટે—આવી 'કલબો' અગર તો સમાજો સ્થાપવાનો ઉલ્લેખ કોઇ પણ સ્થળે કરેલો જણાતો નથી, પણ હાલના આ દેવર્ષી અને રાજર્ષીઓ નિર્ગુણોપાસના માટે ખુશીથી રંગભૂમી જેવી જગ્યાઓ બનાવે છે અને પછી ત્યાંની વેદી પરથી કોઇ પણ રીતે નિર્ગુણોપાસના કરવાનો અધિકાર તેઓ કોઇને પણ આપે છે!"

"તેઓ ત્યાં શું કરે છે, ઉપાસના કરે છે?" નિર્મળાએ પૂછ્યું.

નિર્મળાનો આ પ્રશ્ન સાંભળી રમા સહજ મ્હોટેથી હસી અને બોલી, "અલી! ઉપાસના કરતા નથી, ચલાવે છે. તે કેવી રીતે ચલાવે છે, તેની તો મને ખબર નથી; પરંતુ પિતાશ્રીએ રસિકલાલ નામના એક માણસને નોકરીએ રાખ્યો છે. તે ભકિત

સમાજીસ્ટ છે. પિતાશ્રીએ એક વખત તેને તેના ધર્મ વિષે પ્રશ્નો પૂછ્યા હતા. પહેલાં પહેલાં તો તેણે ધર્મ એટલે શું તે સમજાવવાને બદલે અમારી સમાજ આવી છે, ત્યાં મ્હોટા મ્હોટા માણસો આવે છે, ત્યાં વિજળીના દીવા-પંખા છે, વગેરે વગેરે નિષ્કારણ ગપ્પાંઓ મારવા માંડયાં. પિતાશ્રીએ જ્યારે તેને એક પછી એક પ્રશ્નો પૂછવા માંડી બરાબર રસ્તાપર લીધો, ત્યારેજ ભાઇસાહેબનું પાંડિત્ય યાતો તેમનું અજ્ઞાન ધીમે ધીમે પ્રકાશમાં આવવા લાગ્યું અને પોતાથી પ્રશ્નોના ઉત્તર અપાતા નથી એમ જાણી કોઇ જુદાજ ઉદ્દેશથી સમાજી થયેલ્હું એમ કહેવા લાગ્યા! તેની હકીકત સાંભળતાં અમારૂં તો હસતાં હસતાં પેટજ દુઃખી આવ્યું. પણ જવાદે બ્હેના! આપણે એ વાતનું શું કામ છે?" એમ કહી થોડો વખત રમા શાંત બેસી રહ્યા પછી બોલીઃ—"નિર્મળા બ્હેન! કાલે તારાં માતુશ્રી અહિં આવ્યાં હતાં, અને તેમણે મને એક વિનંતિ કરી છે."

રમાના કહેવાનો આશય નિર્મળા તરતજ સમજી ગઇ હતી. તે સ્મિત હાસ્ય કરીને બોલી, "શી વિનંતિ તને કરી છે?"

રમા બોલીઃ-વેરાવળની પાસે પ્રાચી નામનું એક તિર્થ છે, અને અમને બધાંને છોડીને તારો ત્યાં જવા વિચાર છે તેથી તને ત્યાં નહિ જવા માટે સમજાવવાનું કહ્યું છે. મેં તો તેમને 'ઠીક' એમ કહ્યું છે. ખરેખર બ્હેન, શું તેં ત્યાં જઇને રહેવાનો વિચાર કર્યો છે?"

"હા, બ્હેન. મેં મારા બધા વિચારો તને કહ્યા તો છેજ. શું હું ત્યાં ન જાઉં એવી તારી ઇચ્છા છે?" નિર્મળાએ પૂછયું.

નિર્મળાના શબ્દોથી રમાનું અંતઃકરણ ભરાઇ આવ્યું, તે બોલીઃ— "તું ન જા એમ હું નથી કહેતી; પરંતુ એવા અર-

ણુયમાં તારૂં શું થશે તેની મને ચિંતા થાય છે. માણુસ જ્યાં જાય ત્યાં સુખ–દુઃખ તો સાથેજ જાય છે. કદાચિત્ ત્યાં તારૂં માથું દુઃખવા આવશે તો કપાળે સૂંઠ ચોપડનાર પણુ કોઇ નહિ હોય !"

રમાને પોતાના હૃદય સાથે દાબી નિર્મળા બોલીઃ—"બ્હેન ! તેની હું કાંઇ પણુ ચિંતા કરતી નથી. માણુસનું મન મજબૂત હોય—તેનો નિગ્રહ પાકો હોય—તો આધિવ્યાધિ તેને કાંઇ પણુ કરી શકતાં નથી. વળી બીજું એ કે, પૂર્વસંચિત પ્રમાણે સુખ–દુઃખ ભોગવવાનું જો આપણા સ્વાધિનમાંજ નથી, તો પછી તેને માટે ચિંતા કરવાથી શું વળે તેમ છે ? મારો તો મત એવો છે કે, એક વખત કર્ત્તવ્યની ઓળખાણુ થયા પછી પાછી પ્હાની ભરવામાં કાંઇ ફાયદો નથી. મનુષ્યે શકિત અનુસાર આગળ વધીનેજ પોતાનાં ધ્યેયને સાધ્ય કરી લેવું જોઇએ."

"તું પ્રાચી જઇને જે કાંઇ કરનાર છે, તે તારાથી અહિં રહીને બની શકશે નહિ ?" રમાએ દુઃખિત સ્વરે પ્રશ્ન કર્યો.

રમાનો નૈસર્ગિક સ્નેહ જોઇ નિર્મળાને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. તે બોલીઃ—"રમા ! માણુસનું મન કેવું ચમત્કારિક હોય છે, તેની તને હજી ખબર નથી. અહિં રહીને હું કાંઇ પણુ કરી શકીશ નહિ એમ નથી; પરંતુ મનને મોહમાં નાખનારી અને વિચારો બદલી નાખનારી પરિસ્થિતિ અહિં વિશેષ હોવાથી તેવા એકાન્ત સ્થળે જઇને રહેવાનુંજ મારા જેવીને માટે યોગ્ય છે. મારા મન પર જ્યારે મારો સંપૂર્ણ કાબુ આવશે ત્યારે હું અહિં પણુ રહી શકીશ; એટલા માટે બને ત્યાં સુધી મારે એકાંતમાં રહીનેજ અભ્યાસ કરવો જોઇએ. વળી પૂર્વના ઋષિમુનિઓની આશ્રમ સંસ્થાઓ કાંઇ કાલ્પનિક નહોતી, તેનો પણુ અનુભવ લેવાનો મારો વિચાર છે.

ત્યાગ એ બ્રાહ્મણનું સર્વસ્વ છે. ત્યાગને છોડી લોભને વશ થવાથીજ તેઓ આજ તેજોહીન થયા છે. ઠીક, હવે વખત ઘણો થયો છે. મારે ઘેર જલદી જવું જોઇએ." એમ કહી નિર્મળા કૉચ ઉપરથી ઉઠી. તેને બારણા સુધી વળાવવા માટે રમા પણ ઉઠી અને તેને દાદર પાસે પહોંચાડી બોલી:—"નિર્મળા બ્હેન! કાલે જલદી આવજે હોં, તને હજી ઘણું પૂછવાનું છે."

નિર્મળા "વારૂ" કહી ત્યાંથી વિદાય થઈ.

નિર્મળાના જવા પછી રમા પોતાના દિવાનખાનાંમાં ગઇ અને કૃષ્ણની મૂર્તિની સામે બેસીને તન્મય વૃત્તિથી અશ્રુ પાડવા લાગી. નિર્મળાએ કહેલા કેટલાક વિચારો તેનાં મનમાં તે વખતે ઘોળાતા હતા. પોતાના બન્ને હાથ જોડીને ગદ્‌ગદ્ સ્વરે તે બોલી:—"હે દેવાધિદેવ! અનંત ઇશ્વર! મારા જેવી અજ્ઞાન ભક્તિવતીને માટે તો તું સાકારજ રહેજે. ભલે તું અનંત હોય, ચરાચર જગતમાં સર્વવ્યાપક હોય તોપણ મારે માટે તો તારી ચતુર્ભૂજ મૂર્તિજ ઠીક છે. તું નિરાકાર છે એ કલ્પનાથીજ મારા મનમાં કાંઇનું કાંઇ થઇ જાય છે. તારા ચરણોમાં મસ્તક નમાવી આ પવિત્ર પાદપદ્મ પર અશ્રુ ગાળવામાં જે આનંદ થાય છે તે આનંદ તને પગ નથી એવી કલ્પનાથી ક્યાંથી પ્રાપ્ત થાય એમ છે? તું ભક્તો ઉપર પ્રેમ કરે છે, તેથી તને હૃદય છે! કરૂણાદૃષ્ટિથી જુએ છે—તે શું આંખો વગર? ભગવન્! આવું મહદાનંદદાયક સાકાર સ્વરૂપ છોડીને શા માટે હું નિરાકારની ભ્રમિષ્ટ દૃષ્ટિએ તારૂં દર્શન કરૂં?" એમ બોલી રમાએ પોતાનું માથું જમીન પર મૂક્યું અને શ્રીકૃષ્ણની ભક્તિના પ્રેમમાં ભૂમિને આંસુઓથી ભીંજવી નાખી.

# પ્રકરણ ૧૩ મું.

## સુધારાનું દર્શન!

રમા અને નિર્મળાનું ચિત્ર આપણે આગલા પ્રકરણમાં જોઇ ગયા. હવે બીજી બે વ્યક્તિઓનું ચિત્ર આપણે જોવાનું બાકી રહ્યું છે. મુંબઇમાં ગિરગામ બૅક રોડ ઉપર આવેલી એક ચાલીની ઓરડીમાં એક સ્રી 'સુન્દરી શૃંગાર' નામનું માસિક વાંચતી એક ખુરસી ઉપર બેઠી હતી. તેણે એક સફેદ સાડી તથા લાંબી બાંયનું પોલકું પહેરેલું હતું. આ સ્રી કિંચિત્ શ્યામવર્ણની હોવાથી તેના મ્હોડાપર સૌંદર્યના કરતાં વિરૂપતાની છાપજ વિશેષ હતી. તોપણ કપાળમાં ન્હાની ટીલકી તેમજ આડો સેંથો પાડી જેમ બને તેમ મનોહર દેખાવાના બનાવટી ઉપાયો કર્યાં હતા. તેના હાથમાં જોકે 'સુન્દરી શૃંગાર' માસિકનો અંક હતો, તોપણ તેનું ધ્યાન તેમાં ન્હોતું. તે કાંઇ જુદાજ વિચારોનું ચિંતન કરતી કરતી માસિકનાં પાનાં ઉથલાવ્યા કરતી હતી. વિશેષમાં શૂન્ય દૃષ્ટિથી એકાદ દિશા તરફ પોતાની નજર નાખી તે તરફ જોઇ રહેતી અને જાણે કે ત્યાં પોતાના ભાવિ આયુષ્યનું ચિત્ર છે—એવી સમજણથી તે તરફ ટગર ટગર જોયાજ કરતી હતી. આવી રીતે જોતાં જોતાં કોઈ કોઇ વખત તેનો ચ્હેરો ઉતરી પણ જતો અને તેથી નિરાશાના નિઃશ્વાસ પણ કેટલીક વખત તે નાખતી. બહારથી જોતાં તે સ્રી સુધારણાપ્રિય દેખાતી હતી; પરંતુ તેના અંતઃકરણની ઘણીખરી

પ્રવૃત્તિઓ તેને હજી સુધી અનુકૂળ થઇ નહોતી. કોઈ કોઇ વખત આ પ્રવૃત્તિઓ તેના અંતઃકરણમાં ઉથલ પાથલ કરી મૂકતી અને સુધારાનું ખરાબ સ્વરૂપ જ્યારે તેની દૃષ્ટિ સામે ખડું કરતી ત્યારે તે નબળા મનની સ્ત્રી ગભરાઇ જતી અને પોતે જુદાજ માર્ગપર જાય છે એમ વિચારતાં તેને અનુતાપ થતો હતો; પરંતુ તે વખત ગયા પછી તરતજ સુધારાના ઐહિક સુખના વિચારો આવતા હતા, અને તેમાંજ જીંદગીનું ખરૂં સુખ છે, એમ તેને જણાતું હતું. આવા વિચારોમાં તે મગ્ન હતી એટલામાં તેની ઓરડીના બારણાંને કોઇએ ખડખડાવ્યું; અવાજ સાંભળતાંજ તે સ્ત્રી ખુરસીપરથી ઉઠીને ઉભી થઇ અને ઓરડીનું બારણું ઉઘાડયું. પહેલાં તો તેને લાગ્યુ હતું કે રસિકલાલ આવ્યો હશે; પરંતુ તેને બદલે પોતાની સખીનું આગમન થવાથી તેને ઘણોજ આનંદ થયો. તેને જોતાંજ તે સ્ત્રી હસતાં હસતાં સખીને અંદર તેડી જતાં બોલી, "ઓહો! માયા બ્હેન, ચાર પાંચ દિવસ તું તો બિલકુલ આવી નહિ? મને તો ચિંતા થઇ પડી કે, આ ચંદ્રિકા કોણ જાણે કયાં અસ્તં થઇ ગઈ!" એમ કહી માયાનો હાથ પકડી તેને એક ખુરસી ઉપર લાવીને બેસાડી.

માયાએ આજે ઘણોજ સુંદર પોષાક પહેરેલો હોવાથી તે ચિત્ર વિચિત્ર આકૃતિને આ સ્ત્રી ઘણીજ કુતૂહલ દૃષ્ટિએ જોતી હતી. માયા ખુરસી ઉપર બેસી હસતાં હસતાં બોલી:—લક્ષ્મી! આ 'સુન્દરી શૃંગાર' માસિકમાંનાં કેટલાંક વાકયો તું મ્હોડે કરતી જણાય છે એ ઉપરથી કહે છે કે, ચંદ્રિકા કયાં અસ્ત થઇ ગઈ? ચાલ, તુંજ કહે જોઇએ કે ચંદ્રિકા કયાં અસ્ત થઇ હતી?"

ઓરડીમાંની પહેલી સ્ત્રીનું નામ લક્ષ્મી હતું. માયા તરફ

ચમત્કારિક દૃષ્ટિથી જોઇ તે કાંઇક વ્યંગ સ્વરે બોલી:—" ઘણું-કરીને ચકોરની મુલાકાતને માટેજ ગઇ હોવી જોઇએ. પણ મુલાકાત થઇ કે કેમ? મેં સાંભળ્યું છે કે ચકોરની પછવાડે હમણાં પોલિસનું લફરૂં ખૂબ વળગ્યું છે તેથી તે અહિંથી તહિં ઉડયા કરે છે!"

"પણ પોલીસને હથેળીમાં ચાંદ કેમ બતાવવો એનાથી તે કાંઇ અજાણ્યા નથી," માયાએ કહ્યું. "એટલુંજ નહિ, પણ એક આંખના આંધળા અને ગાંઠના પૂરા ગૃહસ્થને ફસાવીને તેણે તેની પાસેથી ઘણા પૈસા પડાવ્યા છે અને તેથી તે દેવલાલીમાં જઇને ખુશીથી મોજશોક ઉડાવે છે!"

"શું આ ખરૂં કહે છે માયા બ્હેન? ખરેખર, હવે તો આ શામળદાસની અક્કલની હદ થઇ!" લક્ષ્મી આશ્ચર્યચકિત થઇ બોલી. "પણ મને તો એમ લાગે છે કે, આ બધો પૈસો તેણે પેલી વનલતાને આગળ કરીને મેળવ્યો હશે. તે છોકરી ઘણીજ સુંદર છે તેથી એકાદ બુઢ્ઢા વરરાજાને લલચાવ્યા હશે. ગરિબ બિચારી વનલતા! ખરેખર મને તેની દયા આવે છે."

"છટ્! છટ્!! તેની તો દયા લાવવીજ ન જોઇએ. તે તો બહુજ અભિમાની છે. શામળદાસના કહેવા પ્રમાણે તે આજ સુધી જો ચાલી હોત તો આજે તેણે લાખો રૂપિયા મેળવ્યા હોત; પણ મુઈ ભિખારણને વૈભવશાલી ઠાઠમાઠમાં રહેવાની હોંશજ નથી. આટલી બધી સુંદર છે, છતાં જોગણના જેવાં વસ્ત્રો પહેરે છે!"

"હા, હા! એ માત્ર ખરૂં. ખરેખર માયા! જો આપણે બન્ને તેના જેટલી સુંદર હોત તો આપણો આ પોષાક આપણને કેટલો બધો શોભા આપતો હોત! પણ જવા દે તે વાત. બ્હેન, મેં સાંભળ્યું છે કે, તારાં અને શામળદાસનાં લગ્ન કરવાનું નક્કી ઠર્યું

છે તે ખરી વાત?" લક્ષ્મીએ પૂછ્યું.

માયા કાંઇ શરમાળ સ્ત્રીઓ જેવી સાધારણ સ્ત્રી નહોતી. તે એક અસાધારણ સ્ત્રી હતી. આ પ્રશ્નથી તેને બિલકુલ લજ્જા ઉત્પન્ન થઇ નહિ; પરંતુ ઉલટી તે નિડરપણે અને બેપરવાહીથી બોલી:—"એમાં ડરવાનું તે શું હતું? તેમણે મને તેવાજ અર્થનો એક પત્ર લખી આપ્યો છે. બન્નેને અનુકૂળ વખત આવે એટલે માત્ર એક કલાકમાં લગ્નવિધિ કરી લઇશું!"

"અને તે લગ્ન સિવાય પણ તમારા બન્નેનું કયું કાર્ય અડી રહ્યું છે?" લક્ષ્મી કાંઇક વ્યંગ સ્વરે બોલી. "બધી ગરબડ સરબડ ચાલ્યાજ કરે છે; કેમ ખરૂં કે નહિ?"

લક્ષ્મીના આ પ્રશ્નથી માયા સહજ શરમાઇ ગઇ. તેણે કોઇ જુદીજ તીક્ષ્ણ દૃષ્ટિથી લક્ષ્મીના તરફ જોયું અને બોલી:--"લક્ષ્મી! અમારૂં તો મુવું ગમે તેવું હોય, પણ રસિકનાં અને તારાં લગ્ન થયાં નથી તોપણ તમારા બન્નેનુંયે કયાં અડી રહ્યું છે! લક્ષ્મી બ્હેન! જવાબ આપો જોઉં? એમ કહી માયા હસવા લાગી અને ઓશિયાળી થઇ ગયેલી લક્ષ્મીનો હાથ પોતાના હાથમાં દાબવા લાગી.

લક્ષ્મી થોડા સમય સુધી શાંત બેસી રહી; પછી તેણે ધીમેથી કહ્યું:--"માયા બ્હેન! આને આપણે સુધારો-સુધારો કહીએ છીએ ખરાં; પણ ઘણા લોકો આપણી નિંદા કરતા હોય છે, હોં! કોઇ કોઇ વખત તો મારા મનમાં એવું આવે છે કે, આપણે જે કાંઇ કરીએ છીએ તે સારૂં તો કરતાંજ નથી!"

લક્ષ્મીના શબ્દો સાંભળી માયા ખડખડ હસવા લાગી. લક્ષ્મીના ગાલ પર ધીમેથી ચુંટી ખણી તે બોલી:—"અરે ગાંડી! તારામાં મનોધૈર્ય બિલકુલ નથી. અલી! કોઇપણ નવી વાતનું પહેલાં

અનુકરણ કરતી વખતે લોકનિંદા તો ખમવીજ પડે છે; પણ આપણે શા માટે, તે બાજુએ ધ્યાન આપવું જોઇએ? છોકરી નિશાળમાં ગઇ કે તરત જ તેની ટીકા થાય છે. સ્ત્રીઓ બૂટ સ્ટૉકીંગ્સ પહેરીને બહાર નીકળે તો તરત તેમને માટે બડબડાટ શરૂ થાય છે. ફલાણીએ આડો સેંથો પાડયો છે-બાબરા રાખ્યાં છે-કપાળે કંકુ લગાડતી નથી વગેરે અનેક બાબતોમાં તેમને ઇર્ષ્યાયુક્ત બડબડ કરવાની ટેવ જ પડી ગઇ હોય છે-પોતાને સુધારો કરવો નહિ અને બીજાને પણ કરવા દેવો નહિ!!"

"માયા બ્હેન! ત્યારે શું બે ચાર પુરૂષો સાથે મનમાં આવે તેવો નિંદ્ય સ્નેહ રાખવો અને સ્વેચ્છાચારથી વર્તવું એને જ ખરી સુધારણા કહેવી કે?" લક્ષ્મીએ આજુબાજુ નજર કર્યાં પછી ધીમેથી પૂછયું.

"હા, હા; એ પણ સુધારો જ છે." લક્ષ્મીને ઉત્તર આપતાં માયાએ કહ્યું. "જે જે હક્કો પુરૂષોને છે, તે સ્ત્રીઓને પણ શા માટે ન હોવા જોઇએ? સ્વેચ્છાચારથી વર્તવાની પુરૂષોને ઇશ્વરે પરવાનગી આપી છે, ત્યારે સ્ત્રીઓએ શી ચોરી કરી છે? લક્ષ્મી! વળી તેં એવી બાબતોનો વિચાર પણ કર્યો નથી કે, બે ચાર પુરૂષો સાથે સારી રીતે ઓળખાણ થયા સિવાય લગ્ન પણ કોની સાથે કરવાં; એનો પણ નિશ્ચય કેમ કરી શકાય? તું એટલું તો ધ્યાનમાં રાખજે કે, પાપ-પુન્ય એ માત્ર મનની કલ્પનાઓ છે. ઘણી ખરી એવી બાબતો છે, કે જે કરતાં કેટલાકોને પાપમય જણાય છે-ત્યારે તેજ બાબત કેટલાકને પુન્યમય જણાય છે. સ્વેચ્છાચારથી વર્તવું અને બે ચાર માણસોની પતિ પ્રમાણે ઓળખાણ રાખવી એમાં હું તો કાંઇજ પાપ જોતી નથી. એને માટે ભલે લોકો જેમ

ફાવે તેમ નિંદા કરે. અમારી સુધારાની પ્રગતિ તો એમની એમ આગળ ચાલ્યાજ કરશે અને નિંદા કરનારાઓ ઉલટા પછાત રહી જશે. બ્હેન ! આવી લોકનિંદાથી આપણે બીલકુલ ડરવું જોઇએ નહિ. જો આપણે તેમની આ નિંદા તરફ લક્ષ આપીશું તો પછી આપણાથી કોઇ પણ પ્રકારની સુધારણા થઇ શકશે નહિ. બે ચાર માણસો આપણા પર પ્રેમ કરે, આપણી ભકિત કરે—એટલે " यत्र नार्यस्तु पृज्यन्ते " એ તત્વ અધિક વિસ્તારથી પળાય છે, અને તેથી " रमंते तत्र देवता " એ સૂત્રનો સાક્ષાત્કાર થાય છે! પણ કોણ જાણે આવો સ્પષ્ટ ન્યાય તે નિંદકોના લક્ષમાં કેમ આવતો નથી ! "

માયાનું આવું પાંડિત્ય જોઇ લક્ષ્મી તો મુગ્ધ જ બની ગઇ. શ્રદ્ધાયુકત દૃષ્ટિથી માયાની તરફ જોઇને તે બોલીઃ—" બ્હેન માયા; તારાં આવાં ભાષણથી તો મારૂં અંતઃકરણ સંશય વગરનું અને દૃઢ બનતું જાય છે—" લક્ષ્મી વધારે બોલવા જાય છે એટલામાં રસિકલાલની સ્વારી બિચારા બૂટને પોકારો પડાવતી ત્યાં આવી પહોંચી. તેણે અંદર આવીને તરતજ ટેબલ પર પોતાની ટોપી મૂકી એક આરામ ખુરસીમાં સ્થાન લીધું. માયા અને લક્ષ્મી તરફ તેણે બિલકુલ જોયું સુદ્ધાં નહિ. તેની આંખો લાલચોળ થઇ ગયેલી હતી. ને અંદર આવ્યો કે તરતજ આખી ઓરડીમાં બ્રાન્ડિની તીવ્ર વાસ ફેલાઇ ગઈ.

રસિક આવ્યો કે તરત જ માયાએ હસતાં હસતાં તેની તરફ જોયું અને પોતાની ખુરસી તેની પાસે ખેંચી સ્મિત કરીને તેને તેણે કહ્યું:–" શામળદાસે તમને એક કામ કરવા કહ્યું છે," આવી રીતે રસિક-માયાની વાતચીત ચાલે છે એટલામાં લક્ષ્મીએ એકદમ

સ્ટૉવ સળગાવ્યો અને ચ્હા બનાવવા માંડી.

માયાના મ્હોડામાંથી 'શામળદાસ' નું નામ સાંભળતાં જ રસિક શુદ્ધિમાં આવ્યો અને માયાની તરફ જોઇને તેણે પૂછ્યું,-"શામળદાસ ખુશીમાં તો છે ને? તેમણે મને શું કામ કરવા કહ્યું છે?"

રસિકનો પ્રશ્ન સાંભળતાં જ માયાએ પોતાના હાથે ટીંગાડેલી એક ચામડાની કોથળીમાંથી એક પત્ર કાઢી તેને આપ્યો અને બોલી:-"તેમણે આ પત્ર આપ્યો છે, એ પરથી તમને બધું માલૂમ પડશે."

રસિકના હાથમાં પત્ર મળતાંજ તેણે ઉતાવળથી પત્ર એકદમ ફોડયો, અને ઘણીજ ઉત્સુકતાથી તે એ પત્ર વાંચવા લાગ્યો. તેની આંખો ઘણી જ લાલ થયેલી હોવાથી પત્રના અક્ષરો તેને વાંકાચુંકા દેખાતા હતા, તોપણ પત્રનો આશય તે તરત સમજી ગયો અને એકદમ આનંદાવેશમાં આવી જઇને બૂમ પાડી ઉઠયો:—"હા, હવે બળવંતને હું બરાબર જોઇ લઇશ!" એટલું બોલવા પછી, મ્હોટેથી બોલવામાં પોતે ભુલ કરી છે એમ તેને જણાયું અને તેથી તેણે પોતાની જીભ જરા કચરી! થોડા સમય પછી મ્હોડું હસ્તું રાખી તે બોલ્યો, "ઠીક છે. આ પત્ર પ્રમાણે બધી વ્યવસ્થા હું કરીશ. તમે તે માટે બિલકુલ બેફિકર રહેજો."

રસિક–માયાની આ પ્રમાણે વાતચીત થાય છે એટલામાં લક્ષ્મી ત્રણ કપ ચ્હા લાવી અને તે બન્ને જણને એકેક કપ આપી પોતે એક કપ લીધો. ત્રણે જણા ચ્હા પીવા બેઠાં. ચ્હા પીધા પછી માયા આ બન્ને જણાની રજા લઇ હાથમાં છત્રી ઉડાડતી ત્યાંથી વિદાય થઇ.

માયાના ગયા પછી લક્ષ્મી ઉદ્વિગ્ન ચ્હેરો કરીને બોલી, "જોયું? માયાએ કેવાં સરસ કપડાં પહેર્યાં છે! સોનેરી ચસ્માં અને લેડિઝ

શૂ અપાવવા માટે કહી કહીને મ્હારી જીભના કૂચા વળી ગયા પણ ધ્યાનમાંજ કોણ લે છે ! ! ”

લક્ષ્મીના ગુસ્સાના શબ્દો સાંભળતાં જ રસિકે તેને ન જણાય તેમ એક તિરસ્કારયુકત દૃષ્ટિ તેની તરફ ફેંકી અને પછી તેને સહજ પોતાની પાસે ખેંચીને હસતાં હસતાં કહ્યું:–“ લક્ષ્મી તને નવા અપ–ટુ–ડેટ્ ફેશનના પોશાક પહેરાવવાની મને ઘણી ઇચ્છા થાય છે, પણ પૈસા કયાં છે ? મારા હાથમાં એક વખત પૈસા આવવા દે, પછી જોઈ લે મજા ! તને સાડી, ચોળી, પોલકાં, ચસ્માં, શૂ વગેરેથી ઢાંકી દઉં છું કે નહિ ! ”

“ ત્યારે આ પૈસા તમારા હાથમાં કયારે આવશે ? ” લક્ષ્મીએ પ્રશ્ન કર્યો.

લક્ષ્મીને પ્રશ્ન સાંભળતાં જ તે તેનો હાથ જોરથી પકડીને બોલ્યો, “ આ જો, આ શામળદાસના પત્ર પરથી હુંડી જલદીજ પાકશે એમ જણાય છે અને પછી તારી મરજીમાં આવે તેવી તેની વ્યવસ્થા કરજે.”

રસિકના શબ્દો સાંભળતાંજ લક્ષ્મી એકદમ ઉન્મત્ત થઇ હર્ષમાં આવી ગઇ અને બોલી:—“ શું તમે ખરૂં કહો છો ? ”

લક્ષ્મીને ગળે હસ્ત સ્પર્શ કરી રસિક બોલ્યો, “ ખોટું બોલતો હોઉં તો તારા ગળાના સમ. તારા સિવાય બીજી કોણ મારા પ્રેમની પ્રતિમા છે ? તને ઠાઠમાઠમાં જોતાં મને કેટલો આનંદ થાય છે તેની તો નિરાકાર પરમાત્માનેજ ખબર છે ! ” એમ કહી રસિકે તેને પોતાની બાથમાં લઇ હૃદય સાથે દાબી ઓષ્ઠપર એક ચુંબન લીધું. લક્ષ્મી આથી આનંદિત થઇ ગઇ અને રસિકની બાથમાંથી છૂટીને હાથમાં છત્રી લઇ દરીયે ફરવા જવા માટે બ્હાર નીકળી.

લક્ષ્મીના પગનો અવાજ દાદર પર સાંભળતાં જ રસિકે ઓરડીનું બારણું બંધ કર્યું અને મ્હોડું ફેરવી એકલો બડબડવા લાગ્યો:—
"આ કર્કશાને વળી ચશ્માં જોઈએ છે! તે તો એમજ સમજે છે કે ખરેખર રસિક આપણી સાથે લગ્ન કરશે! પણ તેને ખબર નથી કે રસિકે તો રમાની ઉપર પોતાની દૃષ્ટિ રાખી છે અને તેને જ પોતાની અર્ધાંગના કરવા વિચાર રાખ્યો છે. શામળદાસ, હું અને કૃષ્ણલાલનાં કારસ્થાનથી અમૃતરાયની સંપત્તિ અને રમા જો હાથમાં ન આવે તો પછી અમે પૂરેપૂરા સોનેરી ટોળીના મેમ્બરો શાના? હા, પહેલાં બળવંતનો કાંટો દુર કરવો જોઇએ! પછી રામમોહન—અને પછી રમાને રસિકનું સામર્થ્ય બતાવવું જોઇએ!!!"
એમ બડબડી રસિકે વેરની દૃષ્ટિથી પશ્ચિમ દિશા તરફ જોયું. તેનો ચ્હેરો ભીષણ દેખાવા લાગ્યો. તેણે હાથની મૂઠીઓ વાળી પોતાના દાંત કચકચાવ્યા!



## પ્રકરણ ૧૪ મું

### જગદ્વિખ્યાત હિન્દુસ્થાનની ગુપ્ત સમૃદ્ધિ.

પરમ સુખની વિધાતા તું, અચળ યશપ્રાપ્ત માતા તું,
હૃદયને ધર્મદાતા તું. હમારી હિન્દ માતા તું;
મણિ મુકતા સુરત્નોથી, રસેલી ઇશ યત્નોથી,
પૂજાયેલી પ્રયત્નોથી, હમારી હિન્દ માતા તું.

—અજ્ઞાત.

રત્નપુરમાં આવ્યાને બળવંતને છ મહિના થઇ ગયા હતા. તેણે જે ઉદ્યોગનો આરંભ કર્યો હતો તે ઉદ્યોગની પ્રાથમિક યોજનાને માટે જો કે છ મહિના પૂરતા નહોતા; તોપણ રાત્રિ દિવસ ચલાવેલા પરિશ્રમને લઇને માત્ર તે વખતમાંજ શુદ્ધ લોઢું અને પોલાદ બનાવવા માટે ન્હાનું કારખાનું તે ચાલુ કરી શકયો હતો. આ કામમાં તેને ગુજરાતના ગાડી, લાડીને વાડીમાં મસ્તાન રહેનારા, ગરીબોના દુઃખને તુચ્છ સમજનારા શ્રીમંતોની મદદ મળી નહોતી; તોપણ ચારપાંચ સદુદ્યમશીલ યુવાનોની બળવંતને ઘણીજ સારી મદદ મળી હતી. તેમાંના બે જણાએ તો જુદા જુદા દેશોમાં જઇ ખનિજશાસ્ત્રનો અભ્યાસ બે દેશી રાજ્યો તરફથી કર્યો હતો, અને દેશી રાજ્યમાં જ્યાં જ્યાં ખનિજ વસ્તુઓ મળી શકે તેમ હોય તેવી જગ્યાઓની તપાસમાં તે બે જણને રાખવામાં આવ્યા હતા. આ રાજ્યોમાં ખનિજ વસ્તુઓ પુષ્કળ

જથ્થામાં નીકળી શકે તેમ હતી અને તે કાઢવાનું સામર્થ્ય પણ તેમનામાં હતું; પરંતુ ઘણા દિવસ થયા છતાં કારખાનાં નીકળવાનાં કોઇ પણ ચિહ્નો ન જણાવાથી તે બન્ને જણાએ નોકરી છોડી દીધી અને તેઓ બળવંતને આવી મળ્યા હતા. કારખાનામાંથી પોતાનાં ખિસ્સાં ભરી લેવાની કલ્પના બળવંતની નહિ હોવાથી તેણે તેના આ સહાધ્યાયી યુવાનોને પોતાના ભાગીદાર તરીકેજ ગણ્યા હતા અને તેથી બધાની થોડી થોડી રકમ એકઠી થતાં. દસકી લકડી એકકા, બોજા એ ન્યાયે કારખાનું કાંઇક સારી સ્થિતિમાં શુરૂ થયું હતું.

વિશ્વકર્માએ નિર્માણ કરેલી ભૂમિપર જ્યારે આ કારખાનાનો આરંભ થયો ત્યારે રત્નપુર એક માત્ર ન્હાનું ગામડું હતું. તેમાં માત્ર બે ત્રણ બ્રાહ્મણોનાં ઘર હતાં. બાકી કણબી અને આયર લોકોની વસ્તી ત્યાં વિશેષ હતી. આ ગામની દક્ષિણે રત્નમયી નામની નદી વહેતી હતી અને તેની આસપાસ ગામના ડુંગરોની હારની હાર આવેલી હતી. રત્નપુરથી દશ બાર ગાઉ દૂર વેરાવળનું બંદર આવેલું હતું. વેરાવળથી કેશોદ સુધી રેલ્વે હતી અને ત્યાંથી બળદની ગાડીમાં બેસીનેજ રત્નપુર જવાતું હતું. બળવંત જ્યારે પોતાના યુવાન્ સહાધ્યાયીઓને લઈને રત્નપુર આવ્યો ત્યારે ત્યાંના લોકોની કંગાલ સ્થિતિ જોઇ તેને ઘણુંજ આવી લાગ્યું. સવારથી સાંજ સુધી પોતાના ખેતરની અંદર મજૂરી કરતા ખેડૂતોનાં શરીર પર ફાટેલાં વસ્ત્ર પણ નહોતાં તેમજ તેમને પેટભરીને પૂરતું અન્ન પણ ખાવા મળતું નહોતું. આ પ્રકાર જોઇ બળવંત અને તેના સહાધ્યાયીઓના મનમાં પોતાના દેશના આધારસ્તંભ સ્વરૂપ ખેડૂતવર્ગ તરફ અતિશય દયા ઉપજી. સમસ્ત હિન્દુસ્થાનના જેઓ અન્નદાતા-જેમના શ્રમને લીધેજ હિન્દવાસિઓને અન્ન વસ્ત્ર મળે

છે-તે ખેડૂત વર્ગની આવી સ્થિતિ જોઇ બળવંતનાં નેત્રોમાં જળ ભરાઇ આવ્યું. ખેડૂતોને ઘેર ઘેર જઇ તપાસ કરતાં તેને જણાયું કે, રત્નપુરની જમીન ઘણીજ રસાળ છે, તેમજ પાક પણ ઘણો સારો આવે છે. પણ ખેડૂતો પાસે નાણાં તથા બીજ નહિ હોવાથી તેઓ વ્યાપારીની મદદ માગે છે. વ્યાપારી અરધો અરધ પાક લખાવી લઇ નાણાં આપે છે. પાક ઉતરતાં ગીધનાં ટોળાંની માફક વ્યાપારીઓ માલ લઇ જાય છે અને બાકી રહેલું ઘણુંખરૂં પણ વ્યાજ વટાવ બતાવી સ્વાહા કરી જાય છે, તેથી ગરીબ બિચારા ખેડૂતોના ભાગ્યમાં ઢોરોને ખવરાવવા માટે પણ કાંઇ રહેતું નથી! તેમાં પણ જો છપ્પનીયા જેવો દુષ્કાળ આવે તો પછી બાકીજ શું રહે? બળવંતે આ બધાં કારણોનો વિચાર કરી જોઇ અમૃતરાયનોજ વાંક કહાડયો, કારણકે તેમણે જો આ ખેડૂતવર્ગની ખબર લીધી હોત અને તેમને પૂરતું ઉત્તેજન આપ્યું હોત તો ઉત્તમ જમીન-પાણી તથા પૂરતી મહેનત છતાં પણ તે વર્ગ જે દુઃખ ભોગવે છે તે તેમને ભોગવવું પડત નહિ. હિન્દુસ્થાનના શ્રીમંતોએ જો આ વિષે બરાબર ધ્યાન આપ્યું હોત તો જે ઘઉં પહેલાં રૂપીએ મણ મળતા હતા તે અત્યારે ત્રણ ચાર રૂપીએ મણને ભાવે ખાવાનો વખત ન આવત!

રત્નપુરથી પાંચ માઇલ દૂર આવેલા ડુંગરોની પાસે બળવંતે પોતાનું કારખાનું સ્થાપિત કર્યું હતું. આ કારખાના માટે ગામની પાસેથી વહેતી રત્નમયી નદીનું પાણી તેણે બંધ નાખીને અટકાવી રાખ્યું હતું. કારખાનાને માટે જોઇતું પાણી રાખી બાકીનું પાણી આસપાસનાં ખેતરોને પણ તેણે પૂરૂં પાડવાની વ્યવસ્થા કરેલી હોવાથી આજુબાજુનાં ખેતરો પણ લીલાં-

નયનરંજન જણાતાં હતાં. કારખાનાની થાપણ માફકસરનીજ હોવાથી બળવંતે ભઠ્ઠીઓ પાકી બાંધી અને બાકીના કામ માટે પત્રાંની દસ બાર ઝુંપડીઓ બાંધી હતી. મજુરોને રહેવા માટે પણ તેણે ઝુંપડીઓની વ્યવસ્થા કરી હતી. આ કારખાનામાં બળવંત અને તેના છ અધ્યાપકો હતા. તેઓ બધા બ્રાહ્મણોજ હતા. વળી દસ બાર વિદ્યાર્થીઓ પણ ત્યાં કામ શીખવાને માટે આવ્યા હતા તેમજ બીજી ક્ષત્રિય અને વૈશ્ય જાતિના પણ પાંચ છ વિદ્યાર્થીઓ આવ્યા હતા. આ બધાનો આયુષ્યક્રમ આશ્રમોમાં રહેતા ઋષિઓના જેવો હતો. પ્રભાતકાળે પાંચ વાગ્યે ઉઠી નદીના બંધ પાસે સ્નાન કરી, સંધ્યાદિ નિત્યકર્મ કરી, ધોતિયાં વગેરે ધોઇ ઝુંપડીઓમાં આવવાનો અને ત્યાં યોગ્ય કસરત કરી સહુએ થોડું દૂધ પીવાનો નિત્યક્રમ રાખ્યો હતો. શુદ્ધ હવા, નિયમિતપણું, યોગ્ય શારીરિક શ્રમ અને ઉત્તમ આહાર વગેરેને લીધે કારખાનાના દરેક માણસોના ચ્હેરાપર એક પ્રકારનું વિલક્ષણ તેજ દેખાવા લાગ્યું હતું અને દરેકને પોતાના ઉદ્યોગમાં સંપૂર્ણ ફત્તેહમંદ થવાની આશા ઉત્પન્ન થઇ હતી.

પહેલા છ મહિના સુધી કારખાનાને ચાલુ સ્થિતિમાં લાવવાને માટે બળવંતે અસાધારણ શ્રમ લીધો હતો તેની કલ્પના કરવી પણ કઠણ છે. કામ કરતી વખતે તેને રાત્રે ઉંઘ આવતી નહોતી. આઠ આઠ દિવસ સુધી બિલકુલ આરામ પણ મળતો નહોતો તેમજ નિયમસર જમવાનું પણ મળતું નહોતું. તે પોતાના ઉદ્યોગમાં એટલો બધો લીન થઇ ગયો હતો છતાં તેની ચિત્તવૃત્તિઓ હમેશાં પ્રસન્ન અને શાંત રહેતી હતી. ગમે તેટલો નિરાશ થવાનો પ્રસંગ આવે તોપણ તે ઉત્સાહભંગ થતો નહોતો.

કોઇની પણ ભૂલ પડે તો તે માટે તેનાપર ગુસ્સે નહિ થતાં અગર તો પોતે ઉદ્વિગ્ન નહિ થતાં, જેની ભૂલ થઇ હોય તેને મધુર વચનોથી તેની ભૂલ સમજાવી ફરીથી તેવી ભૂલ ન થાય તે માટે કેવી રીતે કામ કરવું જોઇએ તેનો બરાબર ઉપદેશ આપતો હતો. શરૂઆતમાં કોઇ કોઇ વખત જ્યાં ત્યાં ગડબડ ઘોટાળો થઇ રહેતો, છતાં બળવંતના ચ્હેરાપર તે વખતે પણ ધૈર્ય, ગાંભીર્ય, નમ્રતા અને પ્રફુલ્લતાજ દૃષ્ટિએ પડતી. નિરાશ, ઉદ્વિગ્નતા અને ક્રોધનું એક પણ ચિહ્ન તેના ચ્હેરાપર કોઇપણ વખતે જણાતું નહોતું. આવા વિલક્ષણ ઉત્સાહથી, અવિશ્રાંત પરિશ્રમથી અને વિચારપૂર્ણ કાર્યદક્ષતાથી બળવંતે છ મહિનામાંજ પોતાના કારખાનાને જે ચાલુ સ્થિતિમાં મૂકયું હતું, તે સ્થિતિ લાવવાને માટે બીજાને છ વર્ષ પણ પૂરતાં ન થઇ પડત એમાં કાંઇ પણ શંકા જેવું નહોતું. કોઇ પણ કામમાં યશપ્રાપ્તિ મેળવવાનો મુખ્ય આધાર એ કામ કરનારાઓ ઉપર જ રહેલો છે. પોતાની સઘળી શક્તિ, બુદ્ધિ સામર્થ્ય અને નિશ્ચય બળથી–તન્મયતાથી ઉદ્યોગ કરવો એ યશપ્રાપ્તિની ખરી ચાવી છે. દરેક કામમાં તપશ્ચર્યા તો અવશ્ય જોઇએ. મનની દરેક વૃત્તિઓ તે એકજ કામમાં અહર્નિશ રોકાઇ રહેવી જોઇએ. તે સિવાય મનમાં બીજી એક પણ વાત લાવવી ન જોઇએ. આવા નિશ્ચય બળથી જો ઉદ્યોગ આરંભવામાં આવે તો ખરેખર માણસ તેમાં ફત્તેહમંદ થયા સિવાય રહે નહિ. કોઇ પણ ઉદ્યોગમાં ફત્તેહમંદ થઇશજ એવી હંમેશ મનની ભાવના હોવી જોઇએ. યૌગિક બળથી કોઇ પણ કાર્ય કરવાથી તેમાં સિદ્ધ થવાય છે જ. આ પણ એક જાતનો કર્મયોગ છે. મનના દરેક વિચારો અને શારીરિક શકિતનો આવા કામ માટે ફળની આશાનો ત્યાગ કરીને

ઉપયોગ કરવામાં આવે તો ખચ્ચિત તે કામમાં યશસ્વી થવાય એમાં કાંઇ પણ શંકા જેવું નથી. પરમેશ્વરે ક્ષમતા, તેજ અને વીર્ય સહુ કોઇને આપેલાં છે; પરંતુ દરેક કામમાં દૃઢ સંકલ્પજ જોઇએ. આ કામ હું ખાત્રીપૂર્વક કરીશ એવું આત્મબળ જોઇએ; પરંતુ અફસોસની વાત છે કે આ આત્મબળને અભાવે આપણા અસંખ્ય હિન્દવાસીઓ શકિત અને સામર્થ્ય હોવા છતાં માંખીયો મારતા બેઠા છે! સંપ અથવા ઐક્યથી આપણા યુવાનવર્ગે ઘણા ઉદ્યોગો હાથમાં લીધા હતા; પરંતુ તેમાં યશને બદલે અપયશજ પ્રાપ્ત થયો છે. તેનું કારણ માત્ર એટલુંજ છે કે તેઓનામાં આત્મવિશ્વાસ નથી. સ્વાર્થ, મત્સર, ક્રોધ અને કલહપ્રિય મનુષ્યો કોઇ પણ કામમાં યશ મેળવવાને શકિતમાન્ થતાં નથી. આવા માણસો ભલે ગમે તેવી સારી સંસ્થાઓ સ્થાપે તોપણ ભવિષ્યમાં તો તે ધણાયનમઃ થઇ જવાની તેમાં કાંઇપણ આશ્ચર્ય જેવું નથી. ધંધામાં યશ પ્રાપ્તિના કરતાં જ્યાં સ્વાર્થજ આગળ વધેલો હોય, ત્યાં કોઇપણ રીતે ફત્તેહમંદ થઇ શકાય નહિ એ સહુ કોઈ સમજી શકે તેમ છે. અને તે દૃષ્ટિથી જોતાં જણાઇ આવે છે કે હિન્દના સારા સારા ઉદ્યોગો તેમજ સંસ્થાઓ આવા અવિશ્વાસુ માણસોના દુર્ગુણોને લીધેજ અસ્તપ્રાયઃ થયા છે. જેમને ધંધામાં ફત્તેહમંદ થવું હોય, યશ મેળવવો હોય, તેમણે સ્વાર્થ, અવિશ્વાસ, દ્વેષ, મત્સર વગેરેનો ત્યાગ કરીને જ કાર્યનો આરંભ કરવો જોઇએ. માન-અપમાનનો પ્રશ્ન પણ બાજુએ મૂકીને પોતાની દરેક માનસિક તેમજ શારીરિક શકિતનો તે કામમાંજ ઉપયોગ કરવો જોઇએ. એટલુંજ નહિ, પરંતુ કૃષ્ણ પરમાત્માની વાણી અનુસાર ફળની આશા નહિ રાખતાં નિઃસ્વાર્થ ભાવેજ એ કામ કરવું જોઇએ. પાશ્ચાત્ય દેશોના

યશસ્વી કારખાનાવાળાઓ પાસેથી આપણે જે કાંઇ શીખવાનું છે તે આજ છે. એ બધાના ચરિત્રો ઉપરથી સ્પષ્ટ માલુમ પડે છે કે તેમણે તે ઉદ્યોગ કરતી વખતે આહાર, નિદ્રા, વિશ્રાંતિ એ બધાં તરફ દુર્લક્ષ્ય કરી પોતાની સઘળી માનસિક અને શારીરિક શકિતનો ઉપયોગ આ કામોને અંગેજ કર્યો હોય છે. ત્યાગ એજ બ્રાહ્મણનું સર્વસ્વ છે; પરંતુ ઘણીજ શરમની વાત છે કે, આ નિઃસ્વાર્થ વૃત્તિનો-યુવાન્ બ્રાહ્મણોએ ત્યાગ કરી સ્વાર્થને મજબૂત પકડી રાખ્યો છે અને પોતાના સાધારણ લાભને માટે પણ તેઓ પોતાનું પ્રખર મનોબળ મલીન કરી લે છે. બળવંત આવા ક્ષુદ્ર સ્વાર્થથી સેંકડો ગાઉ દૂર હતો. તે આત્માવિશ્વાસથી સહેજ પણ ડગ્યો નહતો. મારી પાસે પૈસા નથી, મારી પાસે માણસો નથી, હવે શું કરૂં, આવા નિર્બળ વિચારો તેના મનમાં નહોતા; પરંતુ તેને બદલે 'હું અમુક કાર્ય કરીશજ,' એવા અવિશ્વાસનો તે શકિત ઉપાસક હતો. તેના સહાધ્યાયીઓ અને સાથેના વિદ્યાર્થીઓ પણ ઉદ્યમી હોવાથી કારખાનાને છ મહિનામાં ચાલુ સ્થિતિ પ્રાપ્ત થઇ હતી; તેમાં નિરાશાવાદીઓ સિવાય બીજા કોઇને પણ આશ્ચર્ય જણાય એવું નથી. પરમેશ્વરે મનુષ્યને આવી અનેક શકિતઓ આપી છે અને તેને લીધેજ માણસ કોઇ પણ કામમાં સફળતા મેળવી શકે; પરંતુ તે મેળવવાને માટે તેણે પોતાની આત્મશકિતને જાગ્રત રાખવી જોઇએ. તે શકિતને નિદ્રિત રાખવાથી સફળતા મળી શકેજ નહિ. શકિતને નિદ્રિત કિંવા જાગ્રત રાખવી એ મનુષ્યના હાથમાં છે, તેની જવાબદારી ઈશ્વરે લીધી નથી. બળવંતે આ શકિતને પ્રથમથી જાગ્રત રાખેલી હોવાથી તેનું ન્હાનું કારખાનું થોડા દિવસમાંજ ઉન્નતિને પગથીએ ચઢી શકે એમાં કાંઇ નવાઇ નથી.

કારખાનાથી થોડે દૂર વહેતા એક ઝરાનું પાણી જરા કાળાશ પડતું હોવાથી તેના ઉત્પત્તિ સ્થાનમાં ત્રાંબુ હોવું જોઇએ એવો બળવંતને શક આવ્યો હતો અને તેથી તેણે પ્રયોગ કરી જોવાથી તે પાણીમાંથી તેને થોડુંક ત્રાંબુ પણ મળી આવ્યું હતું. ત્રાંબુ મળ્યા પછી એક દિવસે સાંજે બળવંતે તે ઝરો જ્યાંથી નીકળતો હતો ત્યાં જવાનો નિશ્ચય કર્યો, અને તે પ્રમાણે તે એકલોજ નજીક દેખાતા એક ડુંગર પર ચ્હડીને તેના ઉગમસ્થાન પાસે ગયો. ત્યાંના કેટલાક પત્થરો જોઇને બળવંતને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું અને તેનું હ્રદય ભરાઇ આવતાં તેનાં નેત્રોમાંથી બે આંસુ ટપકી પડયાં. તે અફ્સોસ કરતો બોલ્યોઃ—"સમસ્ત જગત્‌માં શ્રેષ્ઠ ગણાતા હિન્દુસ્થાન! તારા પેટમાં અવી સંપત્તિ ભરેલી હોવા છતાં, અમે તારા પુત્રો માત્ર આળસ, મત્સર, દ્વેષ, સ્વાર્થ અને વૃથા કલહોમાં વખત વીતાડી વિનાકારણ ભુખે મરીએ છીએ. અજ્ઞાન ભારતવાસી! તારા બારણામાંજ કલ્પવૃક્ષ છે; તું પ્રયત્ન કરે તો તને જોઇએ તે આપવાને એ તૈયાર છે; પરંતુ સ્વાર્થ લોલુપ આળસુ, તું આ કલ્પવૃક્ષનો તિરસ્કાર કરી બીજાઓનાં બારણે ભીખ માંગે છે? ધિક્કાર! શરમની વાત છે!! તને જગત્‌માં કોઇ પણ સ્થળે માન નથી. તને માત્ર વર્ણભેદને લીધે બીજા દેશમાં કોઇ આવવા દેતું નથી. તારા પોતાના દેશમાં તારી કિંમત નથી! આથી વધારે શોચનીય દશા તે કેવી હોવી જોઇએ? મૂર્ખ, આંખો ઉઘાડ—હજી પણ સાવધ થા. આ કલ્પવૃક્ષની ઉપાસના કર. ઘેરજ કામધેનું છે તેની સેવા કર. સત્ય, સુખ અને શાંતિથી તું વંચિત તો થયો છેજ; તો હવે નિશ્ચય કરી સ્વાર્થવૃત્તિનો ત્યાગ કર અને સતત્ પરિશ્રમથી ફળની આશા ન રાખતાં આ

કામધેનુની સેવા કર. તારો દેશ, તારી માતૃભૂમિ, તને શું આપવાને અસમર્થ છે? મૂર્ખ, આ વિચાર પણ મનમાં લાવતો નહિ! જગતની બધી સ્વાસ્થ્યકર હવાનું મિશ્રણ તારી ભૂમિમાં થયેલું છે. જગતની બધી વનસ્પતિઓ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય તારી ભૂમિમાં છે. દરેક ધાતુઓ તારી ભૂમિના ગર્ભમાં સમાયેલી છે. આમ હોવા છતાં તું દરિદ્રી, ભીખારી! આખા જગતમાં તારો તિરસ્કાર !! અફસોસ !!! લાખો ખાંડી અન્ન તારા દેશમાં પાકતું હોવા છતાં તને એક વખત પણ પૂરતું ખાવાનું મળતું નથી? ઉઠ, સાવધ થા, **उत्तिष्ठित जागृत प्राप्य वरान्नि बोधत।** એ સૂત્રને ધ્યાનમાં રાખી પ્રયત્ન કર એટલે પાછો તું ઉન્નતિના સર્વોચ્ચ શિખરે જઇ પહોંચીશ. કોઇ પણ આવી તને મદદ કરશે અગર તો જાગ્રત કરશે એવા ભ્રમમાં તું સૂઇ રહે નહિ. તારો માર્ગ તારેજ શોધી લેવો જોઇએ. પ્રયત્ન કરી સફળતા મેળવ, અને પછી જોઇએ તો આત્મત્યાગ કર; પરંતુ આવા ભયંકર પ્રમાદમાં પડી રહી આત્મવિનાશ–આત્મઘાત ન કર!"

બળવંત તે વખતે ડુંગર ના મથાળાપર બેઠેલો હોવાથી તેને પોતાની માતૃભૂમિનું અનંત સ્વરૂપ દેખાતું હતું. તેમજ તેને માટે તેના અંતઃકરણમાં અનંત વિચારો આવતા હતા. ઋષિમુનિઓના પ્રસાદથી પવિત્ર થયેલી આર્યભૂમિ તરફ જોઇ તેનું હૃદય ભરાઇ આવતું હતું અને કોઇ કોઇ વખત તો તે માટે તેનાં નેત્રોમાંથી અશ્રુધારા પણ વહેતી હતી. જે વખતે બળવંત પર્વતના શિખરપર બેસી આ બધું નિરીક્ષણ કરતો હતો તે વખતે સંધ્યાકાળનો વખત થવા આવ્યો હતો અને ભગવાન પ્રભાકર અસ્ત પામતા હોવાથી તેમનાં કિરણોએ ઝાડોની આડમાંથી પર્વતોના શિખરોપર

પડી તેમને સુવર્ણમય બનાવી દીધાં હતાં. ચરવા માટે આવેલાં ઢોરોનાં ટોળેટોળાં પર્વતોપરથી નીચે ઉતરતાં હતાં, ભરવાડો ખભાપર ડાંગ મૂકી ઢોરોની પછવાડે દુહા બોલતા આવતા જતા હતા, ગરિબ ખેડુતોની સ્ત્રીઓ બળતણના ભારા લઇ આસ્તે આસ્તે ડુંગર ઉતરતી હતી. કવચિત્ ખભાપર કોદાળી લઇ ખેતરમાંથી કામ કરી પાછા ફરતા ખેડૂતો પણ દૃષ્ટિએ પડતા હતા. આર્યભૂમિના દીન બાળકોનું આ પહેલીજ વખત આવું દર્શન થવાથી બળવંત એક ચિત્રની માફક સ્તબ્ધ બની ગયો અને એકાગ્ર દૃષ્ટિથી તેઓ તરફ જોવા લાગ્યો. બીજાઓની દૃષ્ટિથી જોતાં તે દૃશ્ય મહત્વનું નહિ હોય; પરંતુ બળવંતને તો પોતાના સહનશીલ અને ગરીબ દેશબંધુઓ અને ભગિનિઓ માટે આ દશ્ય મહત્વનું લાગતું હતું અને તેથીજ તે જીજ્ઞાસા વૃત્તિથી જોતો જોતો ધ્યાનમગ્ન થઇ ગયો.



# પ્રકરણ ૧૫ મું.

## આદર્શ સ્નેહ.

"અજાયબ સ્નેહના રસ્તા, અજાયબ ગાંઠ પ્રેમીની !
ખુમારી ને ખુવારી છે; અજાયબ પ્રેમની મસ્તી !"

—કલાપી.

માત્ર પાંચ દશ મિનિટમાંજ સૂર્યનારાયણનો અસ્ત થતાં સર્વત્ર અંધારૂં છવાઇ જશે અને તેથી ઘેર જવાને હરકત થશે એ તરફ બળવંતનું બિલકુલ ધ્યાન નહોતું. તે આવી તન્મય-સ્થિતિમાં હતો એટલામાં કોમળ સ્ત્રી કંઠમાંથી નીકળેલા "બળવં-તરાય" એવા શબ્દોના ભણકારા તેના કાનપર આવ્યા. ધ્યાનમગ્ન બળવંત હવે શુદ્ધિમાં આવ્યો અને આશ્ચર્યચકિત થઇ આસપાસ જોવા લાગ્યો. આંખ ઉઘાડી જોતાંજ થોડે દૂર નીલવસ્ત્રધારિણી સુંદર સોળ વરસની એક નવયુવતી તેની દૃષ્ટિએ પડી. બળવંત તેની તરફ આશ્ચર્યથી જોતો હોવાથી તે સ્ત્રી કિંચિત્ સ્મિત કરીને બોલી, "તમે મને ઓળખી નથી, એમ જણાય છે!"

તે સ્ત્રીનો આવી રીતનો પ્રશ્ન સાંભળી બળવંતે સહજ હસીને કહ્યું:—"મેં તમને ઓળખ્યાં નહોત, તો આટલો બધો આશ્ચર્ય-ચકિત ન થાત. તમને હું ઓળખી શકયો છું તેથીજ મને વધારે આશ્ચર્ય ઉપજયું છે. હું તમારી ઓળખાણ આ જન્મમાં તો વિસરીશ નહિ. તમે મારાપર દયા કરી, અને તેના લીધેજ તમારા

પિતાશ્રીના કેદખાનામાંથી મારી મુક્તિ થઇ છે. તમારૂં નામ વનલતા, કેમ, નહિ? શામળદાસ અને તેમના સાથીઓ બધા મોજમજામાં છે ને?"

બળવંતની પાસે આવીને ઉભી રહેનાર નવયુવતીનું નામ વનલતા હતું. આપણે તેને ત્રિજા પ્રકરણની શરૂઆતથીજ ઓળખીએ છીએ. એકાએક આવા પહાડી પ્રદેશમાં આવેલી જોઇને બળવંત મ્હોટા વિચારમાં પડી ગયો. બળવંતનો પ્રશ્ન સાંભળી વનલતાનું વદનમંડળ વિષાદપૂર્ણ બની ગયું. તે કિંચિત્ શોકદર્શક સ્વરે બોલી:–"તેમનું ભલું-બૂરૂં આપનાજ હાથમાં છે. આપ કૃપા કરો તોજ તેમને થોડી ઘણી પણ શાંતિ મળે તેમ છે, નહિતો પછી પોલિસ તેમનો પીછો હમેશાં ચાલુજ રાખશે. આપે પોલિસમાં ફરિયાદ નોંધાવી ત્યારથીજ અમે લપાતાં-છુપાતાં દિવસ કાઢીએ છીએ. આખરે કંટાળીને મારા પિતાશ્રી મને તેડીને તમારી ક્ષમા માગવા માટે અહિં આવ્યા છે; પરંતુ તેમને પોતાને આપને મળવા માટે શરમ લાગતી હોવાથી હુંજ આપની મુલાકાતે આવી છું. આજે ચાર વાગ્યે હું આપના કારખાના તરફ જતી હતી; પરંતુ આપને દુરથીજ ડુંગર ઉપર ચઢતા જોઇને મેં પણ કારખાનાનો રસ્તો છોડી ડુંગરનો રસ્તો પકડયો અને વાંકાચુંકા પહાડી માર્ગમાં થઇ હું અહિં આવી છું."

વનલતાનું ભાષણ સાંભળી બળવંત કોઇ જુદીજ કુતુહલ દૃષ્ટિથી તેના તરફ જોવા લાગ્યો. સંધ્યાની પીળી છાયા વનલતાના સુંદર મુખ ઉપર પડતી હોવાથી તે ઘણીજ સુંદર દેખાતી હતી. તેણે પહેરેલું લીલા રંગનું વસ્ત્ર આ વખતે અપૂર્વ શોભી રહ્યું હતું અને જાણે વનદેવી ઉભી હોય તેવો ભાસ થતો હતો. બળવંતે

જ્યારે તેને પ્રથમ જોઇ ત્યારે તે તેને જરાક ઉચ્છૃંખલ-ઉદ્ધત-સ્વભાવના જણાઇ હતી; પરંતુ હમણાં તો તેના-ચ્હેરા પર શાંતિ અને ગંભીરતાજ દેખાતી હતી. પહેલાંનો ચિંતાથી કિંચિત્ કાળો પડેલો ચ્હેરો, હમણાં નિર્મળ અને સતેજ જણાતો હતો. વનલતાના ચ્હેરાનો આ ફેરફાર જોઇને બળવંતને જણાયું કે, જે યુવાન સાથે વનલતાએ લગ્ન કરવાનો નિશ્ચય કર્યો હતો તેની સાથે તેનું લગ્ન થયું હશે તેથીજ તેના મ્હોં પર આવો ફેરફાર થયો હશે. થોડો વખત વિચારમગ્ન રહ્યા પછી બળવંતે કહ્યું, “ હું આ ફરિયાદ કાઢી નાખવા માટે મારાથી બનતો પ્રયત્ન કરીશ. ખરેખર, તમારા પિતાશ્રી પર ફરિયાદ કરવી એવી મારી ઇચ્છા તો નહોતીજ અને તેજ મુજબ પ્રત્યક્ષ રીતે હું કાંઇ એ ખટપટમાં પડયોજ નથી. જશવંતરાયના દત્તક રમણિયરામ અને મારા વડિલ બંધુએ મળીનેજ ફરિયાદ કરી છે. તમારા પિતાશ્રીપર પોલિસને પણ ઘણો જ ગુસ્સો છે અને તેથીજ તેઓ આ કામમાં વધારે ધ્યાન આપતા હોય એમ જણાય છે. તમારા પિતાશ્રીનાં ઘણાં દુષ્ટ કૃત્યો છે, એમ પોલિસનું કહેવું હોવાથી જો હું આ ફરિયાદ કાઢી નાખવાનો પ્રત્યન કરૂં તોપણ પોલિસનું લફરૂં તેમની પછવાડેથી છુટશે નહિ એમ મને તો જણાય છે. ગમે તેમ થાય, તોપણ હું મારી ફરિયાદ પાછી ખેંચી લેવાને તૈયાર છું, પણ પાછું ફરીથી આવું કૃત્ય નહિ કરવાનું શામળદાસ અને કૃષ્ણપ્રસાદ વચન આપશે ? ”

વનલતાએ થોડો વખત સ્તબ્ધ રહીને કહ્યું:--“ તેવી કબૂલાત આપવાનું તેમણે મને કહ્યું છે; પરંતુ કહેવા પ્રમાણે તેઓ વર્તશે કે કેમ તેની મને તો શંકા છે. માણસના દરેક રોગનું ઔષધ છે, પરંતુ સ્વભાવનું ઔષધ તો મળી શકતુંજ નથી. તેમને માટે

ક્ષમા માગવી એ પણ શરમની વાત છે; પણ શું કરૂં, ગમે તેટલું થાય તોપણ તે મારા જન્મદાતા છે અને તેથીજ તેમને માટે અંતઃકરણ કાંઇક બળે છે."

"તમે તેમને માટે ક્ષમા માગવા આવ્યાં, એમાં હું કાંઇ પણ અનુચિત જોતો નથી. અંતઃકરણમાં અનુતાપ ઉત્પન્ન થયા સિવાય માણસને ક્ષમા માગવાની ઇચ્છા થતી નથી અને તેથી હવે પછી શામળદાસ સારી રીતે વર્તશે એમ અનુમાન કરવાને મને કાંઇ પણ હરકત નથી. તે ગમે તેવા હોય પણ તમને મારી એક વિનંતિ છે, તો તેનો મને તમે જવાબ આપો. પહેલાં તમે એક સદ્‌ગુણસંપન્ન યુવાન સાથે વિવાહ કરવાનું કહ્યું હતું, તો તેની સાથે વિવાહ ન થયો હોય તો બની શકે તેટલી ત્વરાથી વિવાહ કરી લ્યો. તેની સાથેજ તમે તમારૂં આયુષ્ય પસાર કરો. તમારો પિતૃસહવાસ ઇષ્ટ નથી એ તમારી સ્થિતિ ઉપરથી જણાઇ આવે છે. મને તો ભય લાગે છે કે, આમને આમ જો તમે તેમના સહવાસમાં વધારે વખત રહેશો તો ભવિષ્યમાં તમારી જીંદગીની વિશેષ ખરાબી થશે અને તેથીજ તમે તમારી જીંદગીને સુરક્ષિત સ્થિતિમાં મૂકો તો વધારે સારૂં."

બળવંતના શબ્દો સાંભળી વનલતાએ એક લજ્જાયુકત ચમત્કારિક દૃષ્ટિ તેના તરફ ફેંકી. થોડો વખત સ્તબ્ધ રહીને તે બોલી:—
"હું પણ તેજ ખટપટમાં છું; પણ ઇશ્વર તે કાર્યમાં મદદ આપે ત્યારે ખરૂં. ઠીક, હું જાઉં છું." એમ કહી સ્મિત હાસ્ય કરી એક ભાવપૂર્ણ દૃષ્ટિ બળવંત તરફ ફેંકી તે તરતજ ડુંગર ઉતરવા લાગી.

"આ શું! આવા સાંજના વખતે તમે જંગલમાં કયાં જશો?" બળવંતે તેને ઉભી રાખીને પૂછયું. "મારા કારખાનામાં ચાલો,

ત્યાં જમીને આજની રાત્રિ રહેજો. શામળુદાસને બોલાવવા હું માણુસ મોકલું છું. તમે તેમને માટે બિલકુલ ચિંતા કરશો નહિ.”

બળવંતનું મધુર ભાષણુ સાંભળી વનલતાને થોડોક મોહ ઉત્પન્ન થયો. બળવંતની આજ્ઞા તોડવી નહિ એમ તેને જણાવા લાગ્યું. પરંતુ થોડા સમયમાંજ તેણે પોતાના મનને મજબૂત કર્યું અને અંતઃકરણુમાં ઉત્પન્ન થયેલા મોહને દૂર ફેંકી દઇ ત્યાંથી જવાનોજ તેણે નિશ્ચય કર્યો તથા હાસ્યવદને બળવંતને જવાબ આપ્યો:—“મને એટલો બધો ભય લાગતો નથી. મારા પિતાશ્રી પણુ અહિં નજીકમાંજ છે તેથી હું તો ત્યાંજ જઇશ.” એમ કહી વનલતા ઉતાવળથી પગલાં ભરતી ત્યાંથી ઝાડોની ઘટામાં અદ્રશ્ય થઇ ગઇ. બળવંતના અંતઃકરણુમાં આ વખતે ઘણીજ ઉથલપાથલ થવા લાગી. વનલતાના અદ્દભૂત ચરિત્રનો વિચાર કરતો તે આસ્તે આસ્તે ડુંગર ઉતરવા લાગ્યો. આવી સુંદર અને સદ્દગુણી છોકરી એક નરપિશાચના ઘરમાં જન્મવાથી પોતાના અદ્દષ્ટની સાથે કેવા ખેલ ખેલે છે તેનો વિચાર બળવંતના મનમાં આવ્યો ત્યારે તેનો હંમેશનો ઉત્સાહી જણાતો ચ્હેરો પણુ ઉદ્વિગ્ન થયો અને વનલતા માટે તેના મનમાં વિલક્ષણુ સહાનુભૂતિ ઉપજી. કયા યુવાન સાથે તેનો લગ્ન કરવાનો વિચાર છે, એ વિષેનો ખુલાસો ચાર પાંચ વખત ઘણા આગ્રહથી પૂછવા છતાં પણુ તેણે તે પ્રશ્નને ઉડાવી નાખ્યો તેથી તેના મનમાં એક જાતની ગુંચવણુ ઉત્પન્ન થઈ અને તે ગુંચવણુને ઉકેલતાં ઉકેલતાં તે પોતાના કારખાના તરફ ચાલવા લાગ્યો.

આ વખતે શું વનલતા ઉતાવળી ને ઉતાવળી ડુંગર ઉતરીને ચાલી ગઇ હતી? નહિ. તે ત્યાંથી નીકળી હતી ખરી; પણુ ઘણે દૂર નહોતી ગઇ. થોડે દૂર જઇને એક પ્રચંડ વૃક્ષના આડે ઉભી રહી

તે એકાગ્ર દૃષ્ટિથી બુળવંતનું નિરીક્ષણ કરવા લાગી. બળવંત ત્યાંથી જ્યારે ઉઠયો અને નીચે ઉતરવા લાગ્યો ત્યારે તે ઝાડની પછવાડેથી જરા આગળ આવી બળવંતને બરાબર જોવા લાગી. જોતાં જોતાં તે એક ઝાડને અઢેલીને ઉભી રહી; અને જે સુગંધિત પુષ્પો તે તોડી લાવી હતી તે, ખોળામાં ભરી લીધાં. આવી સાંજના વખતે તે જે સ્થિતિમાં ઉભી હતી, તે સ્થિતિમાં એક કુશળ ચિત્રકારને તેની પ્રતિમૂર્તિ એક વનદેવી તરીકે ચિતરતાં ઘણીજ સરસ આવડી હોત. તે થોડાક ઉદ્વિગ્ન સ્વરે પોતાના મન સાથે બોલવા લાગીઃ—"આવતી વખતે આ ફૂલો બળવંતરાયને આપવા માટેજ હું લાવી હતી; પરંતુ કોણ જાણે શાથી તેમને આપવાની મારી હિમ્મતજ ચાલી નહિ. બળવંતરાય! તમારે માટે આવેલાં આ પુષ્પો તમોનેજ અર્પણ થાઓ. એમ બોલી વનલતાએ તે પુષ્પોને બળવંત જે દિશા તરફ ચાલતો હતો તે દિશા તરફ ફેંકયાં. થોડો વખત આમ સ્તબ્ધ ઉભી રહી તેણે ગાઢ નિઃશ્વાસ મૂકયો અને પોતાને ઉદ્દેશીનેજ તે બોલવા લાગીઃ—"તેમણે તેં કોની સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો છે? એમ મને ત્રણ ચાર વખત પૂછયું, પરંતુ જેની સાથે લગ્ન કરવાનો મારો વિચાર છે, તેનું નામ મેં તેમને કહ્યું હોત તો તે નામ તેમને ઘણું કરીને પસંદ આવત નહિ, કારણ કે તે નામ બળવંતરાય સિવાય બીજું કોઇ નહોતું. મારીજ ભૂલ થઇ છે. પિતાશ્રીનાં કેદખાનામાંથી જે વખતે તેમનો છુટકારો થયો, તેજ વખતે જો મેં તેમની પાસેથી લગ્ન કરવાનું વચન માગી લીધું હોત તો આજે જે વાત કહેવાને હું સંકોચાઉં છું, તેજ ખુલ્લા દિલથી કહી શકાઇ હોત; પરંતુ કોઇની પાસેથી બદલાની આશા રાખી

પરોપકાર કરવો એ મારા મતથી વિરૂદ્ધ હોવાથી મેં તેમ કર્યું નહિ. હવે જેમ થવાનું હોય તેમ થાય; પરંતુ તેમને પૂછવાનું તો મને ધૈર્યજ થતું નથી. થોડા વખત પહેલાં પિતાશ્રી અને એક બીજા ગૃહસ્થની વાચચિત થઇ તેમાં દિવાન સાહેબ અમૃતરાયની પુત્રી રમાનાં લગ્ન બળવંતરાયની સાથે કરવાનું નક્કી ઠર્યું છે, એવા શબ્દ મેં સાંભળ્યા છે. રમા મારા કરતાં કેટલી બધી સુંદર, સુશીલ અને નિર્મળ હશે? કદાચિત્ રમા કરતાં હું વધારે સુંદર હોઇશ; તોપણ માત્ર સૌંદર્યનેજ શું ચાટવાનું છે! હું પોતે મનથી અને શરીરથી નિર્મળ છું અને જીંદગી સુધી નિર્મળ રહીશ, પણ આ નિર્મળતાની ખાત્રી હું બળવંતરાયને કેવી રીતે કરી આપીશ? બળવંતરાય! તમે આ વનલતાનો સ્વીકાર કરી શકનાર નથી એ હું જાણું છું અને તેથીજ મારો સ્વિકાર કરો એવી મેં તમોને બિલકુલ વિનંતિ કરી નથી તમે વનલતાનો સ્વિકાર નહિજ કરી શકો, તો પણ વનલતા તો તમારીજ છે. વનલતાનો દરેક શ્વાસોશ્વાસ તમારી મંગલ કામનાઓથી ભરેલો રહેશે. અંતઃકરણમાં હમેશાંને માટે તમારોજ વિચાર રહેશે અને પ્રત્યક્ષ અગર તો અપ્રત્યક્ષ—જેમ બની શકશે તેમ—તમારીજ સેવા કરશે! બે શરીરોને કેટલાક ધર્મ બંધનોથી એકત્ર કરવાથી વિવાહ થાય છે, એ ગમે તેટલું ખરૂં હોય તોપણ બે શરીરોમાં ઘણા ગાઉનું છેટું હોવા છતાં પણ વિવાહ થાય છે એ વનલતાનો સિદ્ધાંત વનલતા પ્રત્યક્ષ કરી બતાવશે. ભકતવત્સલ, કૃષ્ણ ભગવાન્, મારા આ સંકલ્પને માટે મને મનોબળ આપ એટલીજ આ ક્ષુદ્ર દાસીની તારી પાસે નમ્ર પ્રાર્થના છે." એમ કહી વનલતા પરમેશ્વરને સાષ્ટાંગ પ્રણિપાત કરી મંદગતિએ ડુંગરી પ્રદેશમાં ચાલી ગઇ.



# પ્રકરણ ૧૬ મું

## અબળા કે પ્રબળા?

" ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી;
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની."

—કલાપી.

બીજા ચાર મહિના પસાર થયા પછી બળવંતનું કારખાનું ઘણીજ સારી સ્થિતિમાં આવ્યું. જેમ જેમ કારખાનાની ખ્યાતિ વધતી ગઈ તેમ તેમ બળવંતના ઇષ્ટમિત્રો તેમજ તેનો સ્નેહીવર્ગ દરરોજ કારખાનું જોવા આવવા લાગ્યો. આ અરસામાં વિષ્ણુપ્રસાદ અને વસુમતી પણ બળવંતને મળવાને આવી ગયાં હતાં. તેવીજ રીતે બળવંત યંત્ર સામગ્રી લેવાને માટે મુંબઇ પણ જઇ આવ્યો હતો. તે વખતે બળવંતનાં કારખાનાની ઉન્નતિ સાંભળીને અમૃતરાયે પણ તેનો સારો આદર સત્કાર કર્યો હતો. રમાને તો બળવંતનાં દર્શનથી જાણે બ્રહ્માનંદ પ્રાપ્ત થયો હોય એમ જણાતું હતું. તેણે બળવંતની મુલાકાત થતાં અનેક પ્રશ્નો પૂછવાના વિચારો કરી રાખ્યા હતા; પરંતુ બળવંતની પ્રત્યક્ષ મુલાકાત થઇ ત્યારે તો તે તદ્દન શરમાઇ ગઈ અને તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ. પહેલાં તો તે બળવંતની સાથે સાધારણ વાતચિત પણ કરી શકતી હતી; પરંતુ આ વખતે તો તેનાથી કાંઇપણ થઇ શકયું નહિ! તે મહા મુસિબતે શરમાતાં શરમાતાં

બળવંત પ્રત્યે દૃષ્ટિ ફેંકતી હતી અને જો એકાદ અક્ષર બોલતી તો તેમાં અપાર શરમ તેમજ નમ્રતા જણાતી હતી. બળવંત પણ રમાના આ ભાવને સમજી ગયો હતો. રમાને માટે બળવંત આટલા દિવસ સુધી નિર્વિકાર હતો; પરંતુ આ વખતે તો તેના હસવા બોલવામાં અને ચાલ ચલણમાં કાંઇક જુદીજ છટા તેણે જોઇ અને તેથી તેના અંતઃકરણમાં પણ તેવાજ વિકાર ઉત્પન્ન થવા લાગ્યા. જે વિકારથી રમા બળવંતને પ્રશ્ન પૂછતી હતી, તેજ વિકારથી બળવંત તરફથી પ્રત્યુત્તર મળતો હતો. આ સ્થિતિ જ્યારે બન્નેના ધ્યાનમાં આવી ત્યારે બન્નેને પ્રેમયુકત લજ્જા ઉત્પન્ન થવા લાગી અને તેની શકયાશકયતાનો વિચાર બન્નેનાં અંતઃકરણમાં ઘોળાવા લાગ્યો. આ વિચારોને લીધે બન્નેનાં વદન મંડળ કોઇ સમયે નિરાશ તો કોઇ સમયે આશાથી પ્રફુલ્લિત થતાં હતાં. મુંબઇ છોડીને રત્નપુર જવા માટે બળવંતે જ્યારે રમાની પાસે રજા માગી, ત્યારે પ્રથમની વિદાય કરતાં પણ આ વિદાય સમયે રમાએ વિશેષ આંસુઓ સાર્યાં. આ સમયે તેનાં વચનો કાંઈક ચમત્કારિક અને હૃદયભેદક હતાં. બળવંત રત્નપુર આવ્યો તોપણ તે પ્રથમ ચાર પાંચ દિવસ સુધી તો એક ક્ષણને માટે પણ ભૂલી શકયો નહિ. પરંતુ કારખાનાના કામમાં પડ્યા પછી તે રમાને વિસરી ગયો અને તેનું બધું શારીરિક તેમજ માનસિક સામર્થ્ય કારખાનામાંજ રોકાયું. આટલા સમય સુધીમાં વેરાવળ થઇને મુંબઇ જતાં આવતાં બે વખત વનલતા પણ બળવંતની દૃષ્ટિએ પડી હતી. વનલતાને બળવંતે એવા તો વિચિત્ર સમયે જોઇ હતી કે તે અપાર આશ્ચર્યમાં પડી જતો હતો અને તેનું શું રહસ્ય હશે તે સમજી શકતો નહિ. વનલતા જો કે બે વખત બળવંતની દૃષ્ટિએ પડી

હતી; તોપણ બન્ને વખત તે બળવંતની સાથે કાંઇ પણ બોલી નહોતી.

બળવંતના કારખાનાને રત્નપુરમાં સ્થાપન થવાને દોઢ વર્ષ થયું છે, હવે તે કામચલાઉ સ્થિતિમાં આવી ગયું છે, તોપણ તેને જેટલી જોઇએ તેટલી પૈસાની મદદ ન હોવાથી તે હજી બરાબર ધમધોકાર ચાલી શકતું નથી એવા અર્થના વર્તમાન પત્રોમાં લેખ આવવા માંડયા. માત્ર થોડી મુડીમાં બળવંત પોતાના કારખાનાને કેવી સુયોગ્ય રીતે ચલાવે છે તેની સવિસ્તર હકીકતના ઘણા લેખો દિવાન સાહેબ અમૃતરાયના વાંચવામાં આવ્યા અને તેથી બળવંતને માટે તેમના મનનાં પહેલાનાં કરતાં પણ વિશેષ આદર ઉત્પન્ન થયો, અને તેને પૈસા સંબંધીની મદદ કરવાનો વિચાર પણ કરવા લાગ્યા. બળવંતના કારખાનાને પૈસાની સારી મદદ થાય તો કારખાનાની ઘણીજ ઉન્નતિ સાથે દેશને પણ ઘણો ફાયદો થઇ પડે એવી ઘણા શ્રીમંતોની ધારણા હતી; પરંતુ દુઃખની વાત એટલીજ હતી કે આ બધા શ્રીમંતોમાંથી એકે પણ લાંબો હાથ કરી બળવંતને આધાર આપ્યો નહોતો. તેનું કારણ માત્ર એટલુંજ હતું કે બળવંતને લોકોને બહારનો ભપકો બતાવી તેઓના ખિસ્સામાંથી પૈસા કાઢવાની યુક્તિ આવડતી નહોતી. તે વિશ્વાસુ હતો. તેની રહેણી કરણી ઘણીજ સાદી હતી અને કારખાના સિવાય બીજી બાબતોમાં ધ્યાન આપવાની તેને ઇચ્છા પણ નહોતી. અવિશ્વાસી લાંબી લાંબી ગપો મારનારા–હથેળીમાં ચાંદ બતાવનારા અને એકે તડાકે ઘોડાગાડી અપાવનારા સાધુની છાયામાં ફરતા શયતાનોને પૈસો આપવાની હિન્દવાસીઓને જે ટેવ પડી છે, એવા ભ્રમિત શ્રીમંતો તરફથી દ્રવ્યની સહાયતા મળવાની બળવંતને બિલકુલ આશા નહોતી.

કારખાનાનું ખર્ચ ઘણુંજ કરકસરથી ચલાવી જે ફાયદો થાય તેમાંથી ધીમે ધીમે કારખાનું સુદૃઢ કરવાનો પ્રયાસ કર્યો હતો. બે વર્ષ વીત્યા પછી કારખાનામાંથી શુદ્ધ લોઢું, પોલાદ, પિત્તળ, ત્રાંબુ વગેરે ધાતુઓ બજારમાં આવવા આવી. જેમ જેમ આ કારખાના સંબંધી વિશેષ હકીકત અમૃતરાયના સાંભળવામાં આવી તેમ તેમ તેમને પોતાને કારખાનું જોઈ આવવા ઉત્કંઠા વધવા લાગી. રામમોહન, ભાનુમતી અને રમાને પણ તે કારખાનું જોવા જવાની ઇચ્છા હતી. બધાનો વિચાર જોઈને અમૃતરાયે કારખાનું જોવા જવાનો વિચાર કર્યો અને મુંબઇથી નીકળી તેઓ જીર્ણદુર્ગ આવ્યા પછી અમૃતરાયની તબિયત બગડવાથી તેમણે રત્નપુર જવાનો વિચાર માંડી વાળ્યો અને રામમોહન, ભાનુમતી તથા રમા એ ત્રણ જણાને જ કારખાનું જોવા માટે મોકલ્યાં. તેમણે બળવંતને પહેલાંથીજ એ સંબંધીની ખબર આપી હતી. રમાના આવવાના સમાચાર સાંભળી બળવંતને ઘણોજ આનંદ થયો હતો, અને તેથી પોતે અતિ ઉત્સાહથી તેમને લેવાને માટે ઘોડાપર બેસી પોતાના એક સ્નેહી સાથે કેશોદના સ્ટેશન સુધી સામો આવ્યો. તે પોતાની સાથે બીજી બે ઘોડાગાડી કે જે તેણે રત્નપુર આવ્યા પછી રાખી હતી તે લેતો આવ્યો હતો. ટ્રેન મધ્યાહ્નોત્તર ત્રણ વાગ્યે ત્યાં આવનાર હતી; પરંતુ ટ્રેનને જીર્ણદુર્ગમાં જ અકસ્માત નડવાથી તે છેક સ્હાંજે છ વાગે કેશોદ સ્ટેશને આવી. ટ્રેન આવતાં જ બધાંને ઉતારી તેમનો ઘણોજ આદરસત્કાર કરી બળવંત સહુને વેઇટીંગ રૂમમાં લઇ ગયો અને ત્યાં તેમને ચ્હા પાણી તથા નાસ્તો કરાવ્યો. પછીથી અંધકાર થવા આવેલો હોવાથી તે સમયે રત્નપુર જવું કે કેમ તેનો બળવંત વિચાર કરવા લાગ્યો.

કેમકે, એ પ્રદેશમાં રાત્રે મુસાફરી કરવી ભયજનક હતી. રાત્રિને સમયે ડુંગરોમાં છુટા છવાયા ફરતા સિંહ તથા વાઘનો ભય ત્યાં વિશેષ રાખવો પડે છે; પરંતુ ગાડીવાન માણસોની હિમ્મત જોઇને તેને લાગ્યું કે બેથી ત્રણ કલાકમાં રત્નપુર પહોંચી જવાશે. આવો વિચાર કરી તેણે ગાડી જોડવાનો હુકમ કર્યો. રમા, ભાનુમતી અને રામમોહન ગાડીમાં બેઠાં. બળવંત અને તેનો સ્નેહી ઘોડા ઉપર સ્વાર થયા. બળવંતનો સ્નેહી ઘોડા ઉપર બેસીને સૌથી આગળ ચાલતો હતો અને તેની પછવાડે નોકર માણસોની ગાડી ચાલતી હતી. આ ગાડીની પછવાડે રમા, ભાનુમતી તથા રામમોહનવાળી ગાડી હતી. બળવંત આ ગાડીની સાથેજ પોતાનો ઘોડો ચલાવતો હતો. ગાડીઓ એકદમ દોડતી હોવાથી તેનો ખડખડ થતો અવાજ, રસ્તામાં ઉડતી ધૂળ, જોરથી ફૂંકાતો જંગલનો ખુલ્લો પવન, સ્વચ્છ દૂધની માફક પથરાયેલી ચાંદની, આસપાસ દેખાતા ન્હાના મ્હોટા ડુંગરો તથા જંગલો વગેરે દેખાવ જોઇ રમા અને ભાનુમતી મુગ્ધ બની ગયાં, તેમને આ મુસાફરીથી ઘણોજ આનંદ જણાયો. કોઇ કોઇ વખત ઘીચ ઝાડી જોઇને રમાના મનમાં ભય પણ ઉત્પન્ન થતો, પણ તે થોડા વખતજ ટકતો. બળવંત તેમની પાસે ચાલતો હોવાથી તે બન્ને જણીઓ જે કાંઇ નવું નવું જોતી હતી, તેના પ્રશ્નો તેને પૂછયા કરતી હતી. બળવંત પણ તેમની જીજ્ઞાસાઓનો સમાધાનકારક ખુલાસો કરતો હતો. લગભગ દોઢ કલાક સુધી ગાડીઓ એક સરખી દોડી, ત્યાર પછી ચઢાણનો રસ્તો આવવાથી ગાડીઓ ધીમે ધીમે ચાલવા લાગી. ગાડીઓ ચઢાણ ઉપર ચઢવા લાગી એટલામાં રમાનો ચ્હેરો એકદમ ભયભીત થઇ ગયો અને તે તરતજ ભાનુ-

મતીના પાસામાં ભરાઇ ગઇ અને બોલી:-"ભાભી ! જુઓ, જુઓ; પેલું ભૂત રહ્યું ! " એમ બોલી તરતજ તેણે પોતાનું માથું ભાનુમતીના ખોળામાં છુપાવી દીધું. રમાની ગભરામણ જોઇ રામમોહન તથા ભાનુમતી—બન્નેને હસવું આવ્યું. રામમોહન રમાની પીઠ પર હાથ ફેરવતો બોલ્યો:--" અરે ગાંડી ! વિના કારણ ભ્રમથી ભય પામે છે ? જગત્‌માં ભૂતનું અસ્તિત્વજ ક્યાં છે? અને કદાચિત્ હોય તોપણ તારી સાથે આટલાં બધાં માણસો હોવા છતાં શા માટે ડરે છે ? "

રમાએ પોતાનું માથું સહજ ઉચું કર્યું, અને વ્યાકુળતાથી કહ્યું:--" હું કાંઇ એટલી બધી ગભરાઇ ગઇ નથી; પણ ભાઇ ! જુઓ, હજી મને તો પેલા ઝાડ નીચે કાંઇક સફેદ સફેદ દેખાય છે! "

રમાના કહેવાથી બધાંની દૃષ્ટિ તે તરફ વળી. બધાં એ દેખાવ જોઇ તર્કવિતર્ક કરવા લાગ્યાં. એકે કહ્યું કે, છટ્ ત્યાં તો કાંઇ નથી" ત્યારે બીજાએ કહ્યું કે, હા, ત્યાં કાંઇક દેખાય છે ખરૂં; પણ તે કાંઇ ભૂત નથી ! "

બીજાંઓની માફક બળવંત પણ તે તરફ જોતો હતો. તેણે પોતાના ઘોડાને સહજ તે દિશા તરફ વાળીને તીક્ષ્ણ દૃષ્ટિથી જોયું તો ઝાડની છાયામાં સફેદ પોષાક પહેરી ઉભી રહેલી એક મનુષ્યાકૃતિને તેણે જોઇ. બળવંત અલ્પ સમય સુધી સ્તબ્ધ ઉભો રહ્યો એટલામાં ઝાડ નીચેની સફેદ આકૃતિએ સહજ આગળ આવી બળવંતને ઉદ્દેશીને પોતાના હાથમાંનો રૂમાલ ફરકાવ્યો. પોતાને ઇશારત થતી જોઇ બળવંતે ઘોડાને એડી મારી તે તરફ હાંકયો. ઘોડાને તે દિશા તરફ વળેલો જોઇને ગાડીમાંના બધાં માણસોને ઘણીજ નવાઇ લાગી અને કેટલાકનાં અંતઃકરણમાં

જરાક ભીતિ પણ ઉત્પન્ન થઇ. બળવંતનો સ્નેહી પણ પોતાનો ઘોડો ઉભો રાખી ત્યાંજ ઉભો હતો. તેણે બળવંતને તે દિશા તરફ જતો જોઇને પોતાના ઘોડાને તે બાજુએ દોડાવ્યો. બળવંત પેલા ઝાડની છાયા પાસે પહોંચે એટલામાં તો તે મનુષ્યાકૃતિના મુખમાંથી "કોણ બળવંતરાય?" એવા મધુર શબ્દો નીકળ્યા.

બળવંતે તરતજ અવાજ ઓળખ્યો, તેથી તેને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું! આશ્ચર્ય, વિલક્ષણ જીજ્ઞાસા અને કિંચિત્ ભીતિપૂર્ણ સ્વરે દૂરથીજ બળવંતે પૂછ્યું:—"કોણ વનલતા?"

"હા, હું તેજ છું!"

બળવંતે વિચાર્યું:—"આ તે અબળા કે પ્રબળા?"



## પ્રકરણ ૧૭ મું

### અપકારનો બદલો ઉપકાર.

" ફરજને પ્રીતિને તું દોરજે એક માર્ગમાં ;
ધર્મથી પ્રેમ જૂદો ના, ફરજ એજ પ્રેમ છે. "

—કલાપી.

લગભગ પાંચ મિનિટ સુધી બધાં અવાક્ રહ્યાં. બળવંતનું માથું ફરવા લાગ્યું. એવો તે કયો ભેદ છે કે જેને લીધે આવી રીતે એકાએક જંગલમાં-રસ્તામાં જ્યાં જાય ત્યાં વનલતા તેની નજરે પડે છે, તેનો તે વિચાર કરવા લાગ્યો. આશ્ચર્યમાં પડી જઈ તે ઘોડા ઉપરથી તરતજ નીચે ઉતર્યો અને તેણે વનલતાને પૂછ્યુંઃ—" આવી ભયંકર રાત્રે આવા જંગલમાં તમે શા માટે આવ્યાં છો ? વળી અમને રૂમાલની ઇશારતથી બોલાવવાની શી જરૂર છે ? "

" બળવંતરાય ! હું જંગલમાં ડરતાં ડરતાંજ આવી છું. " વનલતાએ ખેદદર્શક સ્વરે કહ્યું. " આવા વખતે જે ધૈર્યની આવશ્યતા હોય છે, તે મને પરમેશ્વરે આપેલું નહિ હોવાથી—જો કે મને ભીતિ જણાતી હતી, તોપણ હું મારા જીવની ઇચ્છાને રોકી શકી નથી, તેથીજ અહિં આવી છું. હું આપનો પ્રાણ બચાવવાને માટેજ આવા ભયંકર સમયે જંગલમાં આવીછું. મારા પિતાશ્રીને

ક્ષમા કરી તમે તેમના પરથી ફરિયાદ ખેંચી લીધી તે માટે તેમને તમારો યત્કિંચિત્ પણ ઉપકાર જણાતો નથી. હજી પણ તેમનો તે મૃત્યુપત્રની મિલકત મેળવવાનો વિચાર છે અને તેટલા માટે જ મારા પિતાશ્રી અને કૃષ્ણલાલનો આ દુનિયામાંથી તમારો વિનાશ કરવાનો વિચાર છે.” ગમે તેમ હોય, પણ આ છેવટના શબ્દો ઉચ્ચારતી વખતે વનલતાનું મુખ ચિંતાતુર બની ગયું અને તેની આંખોમાંથી આંસુઓ સરી પડયાં. વનલતાનાં વાકયો સાંભળી બળવંતનું દૃઢ મન પણ સહજ ધ્રુજી ઉઠયું. તેણે કહ્યું:—“તમે તમારા પ્રાણની પણ પરવાહ નહિ કરતાં મને સાવચેત રહેવાની સૂચના કરવાને માટે અહિં આવ્યાં, તે માટે તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. તમારો અને મારો કઇ જાતનો ઋણાનુબંધ છે, તે તો કોણ જાણે; પણ દરેક સંકટમાંથી તમારે હાથેજ મારી મુક્તિ થવાની હોય એવો જ પરમેશ્વરનો સંકલ્પ દેખાય છે. તમારા ઉપકારના ઋણમાંથી હું આ જીવનમાં મુક્ત થઇ શકું તેમ નથી.”

“આપ મારી વિના કારણ પ્રશંસા કરો છો,” વનલતાએ કહ્યું. “હું માત્ર મારી ફરજ બજાવું છું. મારા પિતાશ્રીને કોઇના પણ જીવની હત્યા ન લાગે એવીજ મારી ઇચ્છા છે. ગમે તેમ હોય, પણ તમો સાવધાનતાથી રહેજો એટલે થયું.”

વનલતાના શબ્દો સાંભળી બળવંતે કહ્યું:—“ભલે આ કાર્યને તમારી ફરજ સમજો; તોપણ હું તો તેને પરોપકાર જ કહીશ. તમારા પિતાશ્રી તરફથી મારા પ્રાણનાશ માટે ગમે તેવા પ્રયત્ન થવા દ્યો, મને તે માટે બિલકુલ ચિંતા નથી. જીવાડવું અગર મારવું, એ કાંઇ મનુષ્યની સત્તાની વાત નથી, એ ઇશ્વરી સૂત્ર છે. સંપદ

અને વિપદ એ બન્નેને મેં તો તે દયાળુ પરમાત્માને જ સ્વાધીન કરેલી છે."

"ત્યારે શું તમે મારા તરફથી સૂચના મળ્યા છતાં પણ તે રસ્તેથી જશો ?" વનલતાએ પૂછ્યું.

"નહિ, સંકટની સૂચના મળવા છતાં તેને ટાળવાનો પ્રયત્ન ન કરવો, એ ઇશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા જેવું છે," બળવંતે કહ્યું. "શામળદાસ કેવી રીતે મારો જીવ લેવાનો વિચાર રાખે છે એ તમે જાણો છો ?"

વનલતાએ ઉત્તર આપ્યોઃ—"આજે આવી સ્વચ્છ ચાંદની રાત્રે તમે ઘોડા ઉપર બેસીને જતા હોવાથી તમને ઓળખવામાં તેમને બિલકુલ મુશ્કેલી પડશે નહિ. આ ચઢાણનો રસ્તો ઉતરી ગયા પછી જમણા હાથ તરફ એક ન્હાની ટેકરી છે, તે ટેકરી પર મારા પિતાશ્રી અને કૃષ્ણલાલ બંદુકો લઇને ઉભા છે. તમે આ રસ્તેથી અમુક વખતે જશો એવી તપાસ તેમણે પ્રથમથીજ કરી રાખી છે. તમે તે ટેકરીની સામે જાઓ કે તરત તમારી તરફ બંદુક ફોડી જંગલમાં ન્હાસી જવાનો તેમણે સંકેત કરી રાખ્યો છે. તેમના આ સંકેતની મને ખબર પડવાથી તમારી મુલાકાત લેવાનો મેં આવો સાહસિક પ્રયત્ન કર્યો છે. હું ધારૂં છું કે, તમે હવે તમારા પ્રાણરક્ષણને માટે ઉપાય તો કરશોજ; પરંતુ તે સાથે આપને મારી એક વિનંતિ છે, અને તે એ છે કે મારા પિતાશ્રીના જીવને કાંઇ પણ ઇજા ન થાય તેમ આપ કરશો. તેમના કૃતઘ્ન સ્વભાવને બદલી નાખવાનું સામર્થ્ય મારામાં નથી, એ ખરૂં છે; તોપણ તેમના પાપોનું પ્રતિફળ તમારા કરતાં પરમેશ્વર તરફથીજ તેમને મળે એવી મારી ઇચ્છા છે." એમ કહી વનલતા સ્તબ્ધ

બની ઉભી રહી. બળવંત વનલતાના વચનો ઉપર વિચાર કરવા લાગ્યો. શામળદાસને શિક્ષા નહિ કરતાં પોતાનો જીવ કેમ બચાવવો તેનો વિચાર કરી તેણે પોતાના સ્નેહીને ઘોડા ઉપરથી ઉતરવા માટે ઈશારત કરી. ઈશારત મળતાંજ બળવંતનો ઉદ્દેશ શું છે તે તેના ધ્યાનમાં આવી ગયો. બન્ને જણાએ પોતપોતાના ઘોડાઓને ઝાડ સાથે બાંધ્યા અને ઘણી સાવધાનતાથી તેઓ તે ટેકરી તરફ ચાલ્યા. ટેકરી ત્યાંથી ઘણે દૂર નહોતી તેથી તેમને તે ત્યાંથીજ દેખાતી હતી. ઝાડોની ઘટાને લીધે શામળદાસ અને કૃષ્ણલાલ દેખાતા નહોતા; પરંતુ થોડેક લાંબે ગયા પછી તેમને બે આકૃતિઓ સ્પષ્ટ દેખાવા લાગી. જેમ જેમ તેઓ આગળ વધતા ગયા તેમ તેમ તે આકૃતિઓ શી વાતો કરતી હતી એ તેમના સાંભળવામાં આવતું ગયું.

શામળદાસ અને કૃષ્ણલાલ બન્ને જણા રસ્તાની બાજુએ મ્હોડું કરી પત્થર પર વાતો કરતા બેઠા હતા. તે બન્ને જણા ટેકરી ઉપર બેઠેલા હોવાથી લાંબેનો રસ્તો તેમને સ્પષ્ટ દેખાતો હતો. બન્ને જણાએ સિપાહીઓ જેવો પોષાક પહેર્યો હતો અને બંદુકોને બાજુએ રાખી એકાગ્રદ્દષ્ટિથી તેઓ રસ્તા તરફ જોતા હતા. દોડતી ગાડીઓને એકદમ ઉભી રહેલી જોઇને બન્નેના અંતઃકરણમાં અનેક વિચારો ઉત્પન્ન થવા લાગ્યા અને તેથી આ વખતે તેઓ તે વિષેનીજ વાતો કરતા હતા. કૃષ્ણલાલે પૂછ્યું:—" ગાડીઓ અધવચમાંજ કેમ ઉભી રહી ? "

ઉત્તર આપતાં શામળદાસે કહ્યું:—" ગાડીને કદાચ નુકશાન થયું હશે તેથી તે ઠીક કરવાને ઉભી રહેલી હોવી જોઇએ. લગભગ અડધા પોણા કલાકમાં તો ગાડીઓ અહિં આવી પહોંચશે. કૃષ્ણ-

લાલ, તાક બરાબર મારજે હો ? નહિ તો પછી ધૂળધાણી ને વા પાણી જેવું થશે."

કૃષ્ણલાલે કહ્યું:—"હું તો બરાબર મારીશ, અને તમે પણ ચૂકતા નહિ એટલે એમાંથી એક જણની ગોળી તો જરૂર લાગશે એમાં કાંઈ પણ શક જેવું નથી. પણ શામળદાસ ! ધારો કે આજના આપણા આ કૃત્યથી બળવંત કદાચિત્ મરણ પામે તો આપણી સ્થિતિમાં શો ફેરફાર થશે?"

કૃષ્ણલાલના વિચારો સાંભળી શામળદાસે હસતાં હસતાં કહ્યું:— "અરે મૂર્ખાત્મા ! એટલું પણ સમજતો નથી કે, એ કાંટો નીકળી જવાથી ખુશીથી આપણે તેના નામની સહી કરી શકીશું અને જશવંતરાયની બધી મિલકત આપણે મરજી મુજબ પચાવી પાડીશું. બીજો લાભ એ છે કે, આથી બિચારા રસીકનું પણ કામ થઈ શકે તેમ છે. અમૃતરાયની રમા નામની જે છોકરી છે, તે પહેલાં તો રસિકને ઘણીજ ચહાતી હતી; પરંતુ બળવંત દૃષ્ટિએ પડયો તે પછી તે પણ ફરી બેઠી છે અને રસિકનો તિરસ્કાર કરી બળવંતને પરણવાની ઇચ્છા રાખે છે તેથી બળવંત જો આજે મરે તો પાછી તે રસિક ઉપર પ્રેમ કરવા માંડે અને રસિક–રમાનાં લગ્ન થતાં આપણી મરજી મુજબ અમૃતરાયને લૂંટી શકીએ. એક વખત રસિકના હાથમાં જો રમા આવે તો પછી અમૃતરાયને તે જેમ નચાવવા માગે તેમ નચાવી શકશે. વારૂ, એ બધી વાત જવા દે; પણ જો પેલી ગાડીઓ પાછી ચાલવા લાગી. હવે બરાબર ધ્યાન રાખીને બેસ."

આ વખતે ગાડીઓ ખરેખર ચાલવા લાગી હતી. કારણ કે, રમા અને ભાનુમતીને તૃષા લાગવાથી ગાડીવાળાઓએ નજીકના એક ઝરા પાસે જવા માટે ગાડીઓ હાંકી. ગાડીઓની હાલચાલ

થતાંજ શામળદાસ અને કૃષ્ણલાલ એક નજરે તે તરફ જોવા લાગ્યા. આ વખતે બળવંત અને તેનો સ્નેહી પણ પગલાંનો આવાજ થવા ન દેતાં તેમની પાસેજ આવી પહોંચ્યા પેલા લોકોનું ધ્યાન ગાડીઓ તરફ હોવાથી પછવાડે કોણ આવે છે તે તરફ તેમનું સહજ પણ લક્ષ્ય નહોતું. બળવંત અને તેના સ્નેહી પાસે હથિયારો તો બિલકુલ નહોતાં તેથી તેમને પોતાનું કાર્ય ઘણીજ યુકત પ્રયુકિતથી સાધવાનું હતું, અને તે પ્રમાણે તેમણે યુકિત પણ રચી રાખી હતી. શામળદાસ અને કૃષ્ણલાલ એક ચિત્રની માફક બેસીને ગાડીઓ તરફ જોતા હતા. એ પ્રકાર જોઇ બળવંત અને તેના સ્નેહીએ એકદમ તેમની પાછળ જઈ પહોંચી તેઓ કાંઇ પણ પ્રતિકાર કરવા પામે તે પહેલાં, બળવંતે શામળદાસને અને તેના સ્નેહીએ કૃષ્ણલાલના વાંસામાં એવા તો જોરથી લાત મારી કે તે બન્ને જણા એકદમ પત્થરપરથી નીચે ગબડી પડયા. આ અચાનક થયેલા લત્તાપ્રહારને લીધે બન્ને જણા ઘસાતા ઘસાતા સહજ નીચે જવા લાગ્યા. બન્નેની બંદુકો ભરેલી હતી, તેમાંથી કૃષ્ણલાલની બંદુકની ગોળી ફૂટી નહિ; પરંતુ શામળદાસની બંદુકનો ઘોડો દબાયો અને એકાએક ફૂટી તેનાજ હાથની આંગળીયોમાં વાગી. આથી શામળદાસની આંખોએ અંધારાં આવવા લાગ્યાં આ તકનો લાભ લઇ બળવંત તથા તેના સ્નેહીએ તેમની પાસેથી બંદુકો પડાવી લીધી અને તેમને ઉઠાડીને બેઠા કર્યા. શામળદાસને હાથમાં ગોળી વાગવાથી તે મ્હોટેથી બૂમો પાડવા લાગ્યો. બળવંતને દયા આવવાથી તરતજ તેણે પોતાના ખીસ્સામાંથી રૂમાલ કાઢયો અને શામળદાસની આંગળીઓ ઉપર પાટો બાંધી કહ્યું:– "શામળદાસ ! મને મારવાને માટે તમે માત્ર વિચાર કર્યો

એટલામાંજ ઇશ્વરે તમને પ્રત્યક્ષ શિક્ષા કરી. અર્થાત્, તમારે તમારા પાપનું ફળ ભોગવવું પડ્યું; પરંતુ જો કદાચ તમે મારો પ્રાણ લીધો હોત તો પછી તમને ઇશ્વર કેવી ભયંકર શિક્ષા કરત તેનો વિચાર કરો. ઇશ્વરની લાકડીને અવાજ નથી! જેનું કોઇ નથી હોતું, તેનો ઇશ્વર બેલી હોય છે; સમજ્યા ?"

શામળદાસ હવે બરાબર શુદ્ધિમાં આવ્યો હતો, પણ તેને મરણતુલ્ય લજ્જા ઉત્પન્ન થવાથી તે માથું નમાવીને બેસી રહ્યો. કૃષ્ણલાલ તો આ અચાનક બનેલા બનાવથી એકદમ ગભરાઇ ગયો. બળવંત હવે શું કરશે, તેનીજ તેમને ચિંતા થતી હતી. બન્નેને અવાક્ જોઇને બળવંતે પૂછ્યું:— "શામળદાસ ! તમે મારૂં ખૂન કરવાનો યત્ન કરો એવો મેં તમારો કયો ગુન્હો કર્યો છે?" પરંતુ તેના આ પ્રશ્નનો તેને જવાબ નહિ મળવાથી તે આગળ બોલવા લાગ્યો:—"શામળદાસ ! તમે ગમે તેટલા પ્રયત્ન કર્યા અને કરશો તોપણ જશવંતરાયની એક પાઇ પણ તમને મળશે નહિ, કારણ કે, ઇશ્વરેચ્છા એથી વિરૂદ્ધ છે. માત્ર આવાં પાપકૃત્યોથી તમે પોતેજ દુઃખ ભોગવો છો અને ભવિષ્યમાં વિશેષ દુઃખ ભોગવશો."

બળવંતનાં વચનો સાંભળી શામળદાસ તદ્દન નમ્ર બની ગયો. બળવંત તેમને પકડીને જો પોલિસને સ્વાધિન કરે, તો તેમની કેવી શોચનિય સ્થિતિ થાય તે તેના ધ્યાનમાં આવ્યું અને તેથી તે ઘણીજ નમ્રતાથી બળવંતની પ્રાર્થના કરવા લાગ્યો:—"બળવંતરાય મને આ વખતે ક્ષમા કરો. હવે પછી હું તમને દુઃખી કરવાનો વિચાર સુધ્ધાં મારા મનમાં લાવીશ નહિ. છતાં કદાચ જો મારાથી એમ બની જાય તો પછી તમે મને તમારી ઇચ્છામાં આવે એવી

ભયંકર સજા કરજો. ”

શામળદાસની પ્રાર્થના સાંભળી બળવંતે કહ્યું:—“ મારૂં ખુન કરવાને માટે તૈયાર થયેલા માણસને જો હું ક્ષમા કરૂં તો લોકો મને મૂર્ખજ કહે. શામળદાસ ! તમને ક્ષમા કરવી એ ભયંકર ફણિધરને દૂધ પાઈ ઉછેરવા જેવું છે. તથાપિ હું તમને તમારા અપરાધની ક્ષમા કરૂં છું અને હવે પછી ભવિષ્યમાં પણ તમે સારે રસ્તે તમારૂં જીવન ગુજારો એમ ઇચ્છું છું. ”

બળવંતનાં આટલાં વચનો સાંભળતાંજ શામળદાસ અને કૃષ્ણલાલ બન્ને જણા કૃતજ્ઞતા દર્શાવી તે ભયંકર અરણ્યમાં અદૃશ્ય થઈ ગયા. તેમના ગયા પછી બળવંત અને તેનો સ્નેહી બને જણા એકેક બંદુક ઉંચકી લઈ જે રસ્તેથી તેઓ આવ્યા હતા તે રસ્તેથીજ પાછા ફર્યા અને પોતપોતાના ઘોડા દોડાવવા લાગ્યા. અટલામાં વનલતા ત્યાં આવીને તેમની પાસે ઉભી રહી. વનલતાને જોઈ બળવંતે પૂછયું:—“ શું હજી પણ તમે અહિં છો ? હું તો એમ સમજતો હતો કે તમે ચાલ્યાં ગયાં હશો. શામળદાસને ક્ષમા આપીને મેં છોડી દીધા છે. મારા જીવનનું આજે તમે સંરક્ષણ કર્યું છે તેને માટે હું તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે, તેથી આ ઉપકાર ઋણમાંથી થોડો પણ મુક્ત કરવાને જો મને કામ એકાદ સોંપશો તો તે હું અપાર આનંદથી કરીશ.”

બળવંતના શબ્દો સાંભળી વનલતાના હૃદયમાં કાંઇ જુદાજ ભાવો ઉત્પન્ન થયા. તે કિંચિત્ સ્મિત કરીને બોલી:—“ આપ તદ્દન વિચિત્ર વચનો ઉચ્ચારો છો. મારા પિતાશ્રીએ આપના અનંત અપરાધો કર્યા હોવા છતાં આપે તેમને ક્ષમા આપી છે; તેથી આપના આ મહાન ઉપકારથી હુંજ આપની સમસ્ત જીવન પર્યંતને માટે

ઋણી થઇ છું. આપની પાસે મારે એક કામ છે; પણ તે કામ આપનાથી બનશે કે કેમ એ માટે મને શંકા છે."

બળવંતે કહ્યું:—તમારે શું કામ છે? ગમે તે હોય તે કહો. તેને માટે હું બની શકશે તેટલો પ્રયત્ન કરીશ."

વનલતાને જરાક લજ્જા ઉત્પન્ન થઇ. તે બોલી:—"હું તે કામ ભવિષ્યમાં આપને કહીશ. પહેલાં હુંજ પ્રયત્ન કરી જોઇશ; પરંતુ જો હું એ કામ નહિ કરી શકું તો પછી આપનેજ કહીશ!"

વનલતાના આ રહસ્યમય વચનોનો અર્થ બળવંતના સમજવામાં બિલકુલ આવ્યો નહિ. વળી તેનું ધ્યાન પણ આ વખતે રસ્તાપર ઉભેલી ગાડીઓ તરફ હતું. તેણે કહ્યું:-"તમારી મરજી પ્રમાણે જ્યારે મને આજ્ઞા કરશો ત્યારે હુ તમારી સેવામાં હાજર થઇશ. વારૂ, પણ આવી ભયંકર રાત્રે તમે ક્યાં જશો? અમારી ગાડીમાં બેસી કારખાને ચાલો અને પછી આવતી કાલે તમે જ્યાં કહેશો ત્યાં હું તમને પહોંચાડી દઇશ."

"મને રાત્રિનો બિલકુલ ભય લાગતો નથી," વનલતાએ હસતાં હસતાં પણ કાંઇક વિષણ્ણવદને કહ્યું. "જંગલની તેમજ કોઇ પણ પ્રકારની બ્હીક મને જણાતી નથી. આપ જેમ વિપદ અને સંપદને ઇશ્વરાધિન કરી તેના પર વિશ્વાસ રાખી નિર્ભય છો, તે પ્રમાણે હું પણ કેમ નિર્ભય ન હોઇ શકું? મારૂં રક્ષણ પણ પરમકૃપાળુ પરમાત્માજ કરે છે." એમ કહી વનલતા ખરેખર તે જંગલમાં ચાલી ગઇ. બળવંત અને તેનો સ્નેહી વનલતાનો આવો વિચિત્ર સ્વભાવ જોઇ આશ્ચર્ય પામતા ગાડીઓ પાસે આવ્યા અને તેઓ આવ્યા એટલે બન્ને ગાડીઓ રત્નપુરને રસ્તે ઉતાવળી ચાલવા લાગી.



# પ્રકરણ ૧૮ મું.

## પ્રતિસ્પર્ધીઓની મુલાકાત !

"શું જાણે કે પરવશ થઇ આંસુ છે વ્હોરવાનાં ?
શું જાણે કે હૃદય ધરતાં ઘાવ છે લાગવાના ?
આ સંસારે પ્રથમ પ્રીતિએ કોણ જાણી શક્યું છે,
કે પ્રીતિનું રૂધિર સઘળું ઉષ્ણ અશ્રુ તણું છે ?"

—કલાપી.

રામમોહન, ભાનુમતી તથા રમા લગભગ દશ બાર દિવસ સુધી રત્નપુરમાં રહ્યાં હતાં. તેમના આ દિવસો ઘણાજ આનંદમાં ગયા હતા. બળવંતનું કારખાનું જોઇ તેમને જેટલું આશ્ચર્ય લાગ્યું હતું તેટલોજ આનંદ પણ થયો હતો. કારખાનાનું ભવ્ય સ્વરૂપ અને તેમાં હજારો લોકોને કામ કરતા જોઇ તેઓ ઘણા આશ્ચર્યચકિત બની ગયાં હતાં. રત્નપુરમાં રામમોહન પહેલાં બે ચાર વખત આવી ગયો હતો તેથી ત્યાંના લોકોની પૂર્વ સ્થિતિની તેને બરાબર ખબર હતી. તે સ્થિતિ આ કારખાનાને લીધે બદલાઇ ગઇ હશે, એવી તેને બિલકુલ કલ્પના પણ નહોતી; પરંતુ પ્રત્યક્ષ રીતે જ્યારે તેણે લોકોને સુખી અને સંપન્ન જોયાં ત્યારે તેને ઘણુંજ નવાઇ જેવું લાગ્યું અને પોતે શ્રીમંત તેમજ સાધનસંપન્ન હોવા છતાં પણ લોકોની કંગાલ સ્થિતિને દૂર કરી શક્યો નહિ તે માટે શરમાવા લાગ્યો. નદીઓને ઘણે ઠેકાણે બંધ બાંધી તેના

પાણીના પ્રવાહને રોકી રાખી તથા અનેક જગ્યાએ કૂવાઓ ખોદી બળવંતે રત્નપુરના પ્રદેશને લીલોછમ બનાવેલો જોઇ તેની આંખોમાં આનંદાશ્રુ ભરાઈ આવ્યાં. બળવંત માટે તેને પ્રથમથીજ માન હતું, તોપણ હવે તેની સતત મહેનતનું પરિણામ નજરે જોવામાં આવતાં બળવંતને માટે રામમોહનના મનમાં વિશેષ ઉચ્ચ અભિપ્રાય બંધાયો. બળવંતની કાર્યક્ષમતા જોઈ રમાના મન પર તો કાંઇ જુદીજ અસર થઇ. પહેલાં તો તે બળવંતનું સૌંદર્ય તથા સદ્ગુણો જોઇને જ તેના પર લુબ્ધ થઇ હતી; પરંતુ હવે તો તેની વિલક્ષણ કર્તૃત્વશકિત જોઇ તેણે તેને પોતાના હૃદયસિંહાસન પર જ સ્થાપિત કર્યો હતો. તે જાણતી હતી કે, પિતાશ્રી બળવંતરાય સાથે લગ્ન કરવાની રજા આપશે નહિ, તોપણ તેણે તો પોતાના મનમાં તેનીજ સાથે લગ્ન કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. રત્નપુરમાં રમાનો પોતાની સાથેનો વ્યવહાર જોઇ બળવંતના મનમાં પણ કાંઇ જુદાજ વિચારો આવ્યા હતા. તેના મનને એવી ખાત્રી થઇ હતી કે, રમાનું મન તેના પર મુગ્ધ થયેલું છે. તેથી કે કોઇ બીજા કારણથી, બળવંતના હૃદયમંદિરમાં પણ રમાની પ્રેમમયી પ્રતિમા સ્થાપિત થઈ; તોપણ રમા કરતાં બળવંતનું મન વધારે સંયમી હોવાથી રમા તેની સાથે વાતચિત કરતાં જેવી રીતે શરમાઇ જઇ ગરબડ ઘોટાળો કરી મૂકતી હતી તેવું બળવંતનું થતું નહિ. તેનું મન નિર્વિકાર હતું એમ તો નહોતું જ; પરંતુ તેણે પોતાના મનની સ્થિતિ બ્હારથી કોઇને પણ જાણવા દીધી નહોતી. દસ બાર દિવસ પછી રામમોહને જ્યારે બળવંત પાસે વિદાય માગી ત્યારે બળવંતની આંખો આંસુથી છલકાઇ ગઇ. આમ થવાનું કારણ એ હતું કે,

પ્રથમ રમાજ બળવંતની વિદાય લેતાં ચોધાર આંસુ વર્ષાવવા લાગી; તેથી બળવંત પણ પોતાના મનને સંયમમાં ન રાખી શકયો-તેનાં નેત્રોમાંથી પણ આંસુ સરી પડયાં.

રમા, રામમોહન અને ભાનુમતીને ઠેઠ કેશોદના સ્ટેશન સુધી પહોંચાડવાને માટે બળવંત આવ્યો હતો. તેઓ બધાં ટ્રેનમાં બેઠાં તથા ટ્રેન જ્યારે દૃષ્ટિથી દૂર થઇ ત્યારેજ તે ત્યાંથી પાછો ફર્યો અને પોતાનો ઘોડો કે જેને તેણે એક ઝાડની સાથે બાંધેલો હતો ત્યાં ગયો. ઘોડા પર બેસી જેવો તે તેને ચાબુક મારવા જાય છે તેટલામાંજ વનલતા થોડે દૂર જોવામાં આવી! પોતાની કલ્પના પણ ન હોય અગર તો સ્વપ્ને પણ ખ્યાલ કર્યો ન હોય તેવા અકલ્પિત સ્થળે વનલતાને હાજર જોઇને બળવંત એકદમ વિચારમાં પડી ગયો. આમાં કાંઇપણ ભેદ હોવો જોઇએ એમ તેને જણાવા લાગ્યું. આ વિષે પ્રશ્ન કરી ખુલાસો પૂછવાનો તેણે વિચાર કર્યો અને તરતજ તેણે તે તરફ પોતાના ઘોડાને ફેરવ્યો; પરંતુ કોણ જાણે, વનલતાએ શું ધાર્યું હશે? તેને એમ લાગ્યું કે બળવંત પોતાના તરફ આવે છે તેથી તરતજ તે ન્હાના ગામની અંદર અદૃશ્ય થઇ ગઇ. તેની આવી વર્તણુંક જોઇ બળવંત વિશેષ આશ્ચર્યમાં પડી ગયો, અને તે સંબંધીના વિચારો કરતો તે રત્નપુરને માર્ગે ચાલવા લાગ્યો.

ઉપરોકત બનાવ બન્યા પછી એક વર્ષ પસાર થતાંજ બળવંતનું કારખાનું ઘણીજ ઉન્નતિમાં આવ્યું. કારખાનામાં શુદ્ધ ધાતુઓ તૈયાર થતી હોવાથી તેણે એ ધાતુઓની અનેક વસ્તુઓ બનાવવાનો આરંભ કર્યો અને ઇશ્વરે તેને તેમાં યશ પણ આપ્યો. કારખાનાનો માલ હિન્દુસ્થાનમાંનાં મ્હોટાં મ્હોટાં શહેરોનાં બજારોમાં જવા લાગ્યો અને વિલાયતી કરતાં દેશી માલ લોકોને

વધારે પસંદ પડયો તેથી કારખાનામાં બનતી વસ્તીઓનું વેચાણ ઘણું વધી પડયું, અને એ બધો માલ પૂરો પાડવાને માટે બળવંતને જલદીથી વધારે પ્રમાણમાં વસ્તુઓ તૈયાર કરવી પડી.

કારખાનાની ઉન્નતિ સાથે બળવંત અને રમાનો પ્રેમ પણ દિવસે દિવસે વધારે ઉન્નત થયે જતો હતો. તેટલા વખતમાં બળવંત ચાર પાંચ વખત કામ નિમિત્તે મુંબઈ ગયો હતો અને દરેક વખતે તેણે રમાની મુલાકાત લીધેલી હોવાથી તેની મૂર્તિ રમાના હૃદયાસન પર બિરાજી ગઇ હતી. બળવંત પ્રમાણે રમા પણ ભાનુમતી વગેરેને લઇ એક વખત રત્નપુર જઈ દસ પંદર દિવસ રહી આવી હતી.

આવી રીતે તે બન્નેનો પ્રેમભાવ વધતો જતો જોઈને રસિકલાલનું અંતઃકરણ ઇર્ષ્યાગ્નિથી બળી ખાક થઇ જતું હતું તેથી તેણે કોઇ પણ પ્રકારે સહુની ઉપર વૈર લેવાનો નિશ્ચય કર્યો. તે માત્ર નિશ્ચય કરીનેજ બેસી રહ્યો નહોતો પણ જે દિવસે રમાએ તેનું અપમાન કરી બળવંતનું સન્માન કર્યું હતું તેજ દિવસથી તેણે પોતાના આ કામની શરૂઆત પણ કરી હતી. તેને બની શકતી મદદ કરવાને શામળદાસ અને કૃષ્ણલાલ જેવા ધૂર્ત્ત અને કપટી સ્નેહીઓ પણ તેના આ કામમાં શામીલ થયા હતા.

એક વખતે કાંઇ કામ પ્રસંગે બળવંત મુંબઇ આવ્યો ત્યારે તે પોતાના નિત્ય નિયમાનુસાર અમૃતરાયની મુલાકાત લેવાને તેમને ત્યાં ગયો. આ વખતે બન્નેએ મળીને ઘણા સમય સુધી વાતચિત કરી; પરંતુ તેટલા સમયમાં રામમોહન, ભાનુમતી તથા રમા એ ત્રણેમાંથી કોઇ પણ બહાર આવ્યું નહિ તેથી આટલા વખત સુધી શાન્તિથી બેસી રહેલા બળવંતનું મન સહજ ચંચળ

થયું તથા તે વિચારવા લાગ્યો કે, જે રમાનું હું આવતાની સાથેજ દર્શન કરી શકતો હતો તે રમા આજે કેમ જણાતી નથી? અમૃતરાયને ત્યાં પોતે આવે ત્યારે રમાએ તેને મળવુંજ જોઇએ, એવા વિચારો તેને આવવા લાગ્યા. કોઇ કોઈ વખત તો તેને જણાતું હતું કે, રમા ક્યાં છે તે વિષે અમૃતરાયને પૂછી જોવું; પણ તેનું મન એ પ્રશ્ન પૂછવા જતાં સંકોચ પામતું હતું. કદાચ એવો પ્રશ્ન પૂછવામાં આવતાં અમૃતરાય વહેમાય અને પોતાનો સંબંધ તૂટી જાય એવો તેને ભય લાગતો હતો. બળવંતનાં મનની આવી સ્થિતિ હોવાથી તેને હવે ત્યાં બેસવું અનુચિત જણાવા લાગ્યું, અને તેથી તેમની રજા લઇ તરતજ તે બંગલાની બહાર નીકળ્યો. બંગલાથી દસ પંદર પગલાં આગળ જતાંજ સામેથી એક મૉટરકાર દોડતી આવી અને બાગની અંદર દાખલ થઇ. બળવંતને એમ લાગ્યું કે કદાચિત 'રમા તેમાં હશે!' એમ ધારીને મૉટરકાર તરફ એકાગ્રદષ્ટિથી જોવા લાગ્યો; પરંતુ મૉટરમાંથી બીજાંજ માણસો ઉતરેલાં જોઈ તે હતાશ થઇ ગયો અને ધીમે ધીમે રસ્તે ચાલવા લાગ્યો. અમૃતરાયને ત્યાં જતાં હંમેશાની માફક રમાની મુલાકાત થશેજ એવી બળવંતની માન્યતા ખોટી ઠરે ત્યાં સુધી તેના મનમાં રમાને માટે કોઇ ખાસ વિચારો આવ્યા નહોતા; પરંતુ જ્યારે રમાનાં દર્શન કરવાની આશામાં નિરાશ થઇ તે બંગલાની બહાર નીકળ્યો ત્યારે સ્વાભાવિક રીતેજ તેના મનમાં રમાને માટે વિચારો આવવા લાગ્યા. રમાના વિચારો કરતો કરતો તે સ્વગત બોલવા લાગ્યો :—"મન! રમાનાં દર્શન માટે તારી આટલી બધી ઉત્સુકતા કેમ છે? તે તને શા માટે દર્શન આપે? તારો તેના પર શો અધિકાર છે? અને ધારોકે તેણે તને દર્શન ન આપ્યું તો પછી

તેથી તું આવી રીતે વ્યાકુળ કેમ બની જાય છે ? મન! તારે બરાબર સંયમી બનવું જ જોઇએ. તું ધ્યાનમાં રાખજે કે તારે બળવંત જેવા સત્યાગ્રહી મનુષ્યના હૃદયમાં વાસ કરવાનો છે. રમા સુંદર છે! તેને જોવાને તને બિલકુલ અધિકાર નથી. રમા સદ્ગુણી છે, તેના સદ્ગુણોનું અનુકરણ કરવાનો તને અધિકાર છે; પણ તેથી—કાંઇ તેના પર લુબ્ધ થવાનો—ચંચળ બનવાનો—હક્ક નથી. માટે જ કહું છું કે, તારે રમાને માટે બીજા કોઇ પણ જાતના વિચારો કરવા નહિ.”

બળવંતે પોતાના મનને આવી ખાસ સૂચનાઓ કરી અને તે પ્રમાણે વર્તવાને તેનું મન તૈયાર હતું તોપણ કોઇ કોઇ વખત તેનું મન ત્યાંથી ઉઠી અમૃતરાયના બંગલામાં જતું અને રમાના પૂર્વેના સહવાસને—તેની સાથેના પૂર્વેના વાર્ત્તાવિનોદને—ચોરી લાવી તેને વિચારમગ્ન બનાવી દેતું હતું. પૂર્વેનું તે રમ્ય ચિત્ર જોતાં બળવંતનો નિશ્ચય નમ્ર થઇ જતો હતો. “જે તારા પર પ્રેમ કરે છે, તેના પર તારે શા માટે પ્રેમ કરવો ન જોઇએ ?” એવો પ્રશ્ન જ્યારે તેના મને તેને પૂછયો ત્યારે તે ઘણોજ શરમાઇ ગયો અને પાછો રમાના વિચારો કરવામાં મશગુલ બની ગયો. આવી સ્થિતિમાં ચાલતાં ચાલતાં પોતે કયાં છે અને કેટલો વખત થયો છે તે તરફ પણ તેનું લક્ષ્ય નહોતું. તે એક અજ્ઞાન વિદ્યાર્થીના માફક નીચી નજરે માર્ગ કાપતો હતો; પણ તેના મનની આવી સ્થિતિ વિશેષ વખતને માટે કાયમ રહી નહિ. પોતાના મનને રમામય થયેલું જોઇને તેને પોતાને સહજ શરમ ઉપજી તેથી જેમ બને તેમ પોતાનું મન સંયમી રાખવાનો તેણે નિશ્ચય કર્યો. તે તરતજ શુદ્ધિમાં આવ્યો અને રમાને ભુલી જઇ પોતાના

કાર્યનો વિચાર કરવા લાગ્યો. થોડા વખતમાં તે ગ્રાન્ટરોડના સ્ટેશન પર આવી પહોંચ્યો. તરતજ એક સેકન્ડ કલાસની ટીકીટ કાઢી તે પ્લેટફૉર્મ પર દાખલ થયો. પાંચ મિનિટમાંજ ઍન્ડોરા તરફથી ગાડી આવી તેમાં બેસી બળવંત કોટમાં જવા નીકળ્યો. ટ્રેનની કૅરેજનું સેકન્ડ કલાસનું બારણું ઉઘાડી જેવો તે અંદર દાખલ થયો કે તરતજ "ગુડ મૉર્નિંગ મી. બળવંતરાય!" નો અવાજ તેના સાંભળવામાં આવ્યો. બળવંતે આશ્ચર્ય પામીને સામી બાજુની બારી તરફ જોયું. તો ત્યાં તેણે રસિકને બેઠેલો જોયો. રસિકે તરતજ પોતાનો હાથ લાંબો કર્યો અને બન્ને જણાએ હાથમાં હાથ મિલાવી સુધારાના સંકેતરૂપ હસ્તધુનન કર્યું. રસિકે આ વખતે સંપૂર્ણ યૂરોપીયન પદ્ધતિનો પોષાક પહેર્યો હતો. એક તો ભાઇ સાહેબ શ્યામરંગી અને તેમાં વળી તેમણે ગળામાં સફેદ કૉલર પહેર્યો હોવાથી એક 'હાફ-કાસ્ટ' માં અને તેમનામાં કાંઇ પણ ફરક જણાતો ન હોતો. બળવંત અને રસીકના પરસ્પર વિલાયતી નમસ્કાર થયા પછી રસિક બોલ્યો:— "આજે આપની મુલાકાત થઇ એ ઘણીજ આનંદની વાત છે. આપ અમૃતરાયને મળવા ગયા હશો એમ હું ધારૂં છું. આપે તેમની મુલાકાત કરી?"

રસિકનો પ્રશ્ન સાંભળી બળવંતે સ્મિતહાસ્ય કરીને કહ્યું:— "હા, થઇ. અમુક વખતેજ મળવા આવજો એમ તેમણે પહેલાંથીજ કહેવડાવ્યું હતું તેથી મને વધારે મુશ્કેલી પડી નથી."

બળવંતનો પ્રત્યુત્તર સાંભળી રસિક સહજ વ્યંગ સ્વરે બોલ્યો:—"આપનો ચ્હેરો કાંઇક ઉદ્વિગ્ન જણાય છે, તે પરથી આપ ત્યાં સહુની મુલાકાત કરી શકયા હો એમ લાગતું નથી."

બળવંત રસિકના આ વચનોનો અર્થ જો કે સમજ્યો હતો તો પણ તે સ્મિત કરી બોલ્યો:–" મારે તો માત્ર અમૃતરાયનેજ મળવાનું હતું. હું તેમની મુલાકાત લઇ શકયો છું તથા મારે જે કામ કરવાનું હતું તે પણ કરી શકયો છું."

બળવંતનો ઉત્તર સત્ય હતો; પરંતુ પોતાની મુખમુદ્રા રમાની મુલાકાત નહિ થવાથી ચિંતાતુર થઈ છે, એ પ્રકારે રસિકના જાણવામાં કેવી રીતે આવ્યો તેનો તે વિચાર કરવા લાગ્યો. રસિક કાંઇ ઓછો ધૂર્ત્ત નહોતો. તેણે બળવંતને વિચારમગ્ન સ્થિતિમાં જોતાં જ કહ્યું:—" તમારી કલ્પના પ્રમાણે કામ થયું હશે; પણ તે અપૂર્ણ જ થયું હોવું જોઇએ! તમારી સાથે ઘરનાં બીજાં માણસોની મુલાકાત નહિ જ થઇ હોય; કારણ કે, મેં સાંભળ્યું છે કે ઘરનાં માણસો જીર્ણદુર્ગ ગયાં છે." એમ કહી રસિક પાછો ફરીથી તીક્ષ્ણ દ્રષ્ટિથી બળવંત તરફ જોવા લાગ્યો.

સ્વાભાવિક રીતે જ આ શબ્દોની અસર બળવંત પર થઇ. રમાને માટે રસિક કેવા ખરાબ વિચારો ધરાવે છે તેની કલ્પના પણ બળાવંતને નહિ હોવાથી તેને પોતાના જ વર્તન માટે સંશય ઉત્પન્ન થયો અને તેથી રસિકને શો ઉત્તર આપવો તેનો તે વિચાર કરવા લાગ્યો. "તેણે કહ્યું:—" તેઓ જીર્ણદુર્ગ જાય અગર બીજે સ્થળે જાય તેનો વિચાર કરવાની તમને કે મને શી જરૂર છે?"

આ વાકય સાંભળી રસિક એકદમ મ્હોટેથી હસવા લાગ્યો અને તેના કાળા હોઠ નીચેના સફેદ દાંત દેખાવાથી તેનો ચ્હેરો પણ સહજ વિશેષ ભયંકર દેખાયો. તેણે બળવંતને પૂછયું:—" બળવંતરાય! રમાસુન્દરી વગેરે બધાં કયાં ગયાં તે જાણવાની આપને બિલકુલ ઉત્સુકતા નથી?"

બળવંતે કહ્યું:—" એ જાણવાની મને ઉત્સુકતા છે એમ તમે શા ઉપરથી ધાર્યું ?"

રસિક હસતાં હસતાં જવાબ આપ્યો—" તે વાતની મને તો શું પણ અમૃતરાયને ત્યાંના પ્રત્યેક માણસને ખબર છે. આપ તેમના બંગલામાં જ્યારથી જવા આવવા લાગ્યા ત્યારથી રમા સાથેનું આપનું વર્તન જોઈને બંગલામાંનાં બધાં માણસોને સઘળી ખબર પડી ગઈ છે અને તે સંબંધી રામમોહન તેમજ અતમૃરાયે પણ એક બે વખત મારી પાસે ફરિયાદ સુદ્ધાં કરી હતી; પરંતુ મેં તો તેમને જુદાંજ કારણો કહી તેમના મનનું સમાધાન કરી નાખ્યું છે !"

રસિક હડહડતું જુઠું બોલ્યો હતો, પણ તે સાંભળી બળવંતના મનમાં તો સ્વાભાવિક રીતેજ ચિંતા ઉત્પન્ન થઈ. પહેલાં તો તે એ માટે સહજ ભય પામ્યો; પણ તેટલામાં તેના સાત્વિક વિચારો સતેજ થયા તેથી તે સહજ ગુસ્સામાં બોલ્યો:—" એ પિતાપુત્ર એટલા બધા ક્ષુદ્ર વિચારના હોય એમ મને તો જણાતું નથી. કદાચિત્ તેમણે તેમ કહ્યું હોય તો તે વિષે મને દરકાર નથી. કારણકે, રમાને માટે વિચાર કરવાનો મને કોઈ પણ અધિકાર નથી એ હું પ્રથમથીજ જાણું છું. વળી તમને પણ મારી વિનંતી છે કે, આબરૂદાર કુટુંબોની સ્ત્રીઓને માટે તમારે પોતાની ઇચ્છામાં આવે એવી ચર્ચા કરવી એ સારૂ ન કહેવાય."

બળવંતના વાકયો સાંભળી રસિક કાંઈક નમ્ર બની ગયો. તેણે કહ્યું:—" હું એ જાણું છું; પણ એ ચર્ચાથી આપને ભય પામવાનું કાંઈ કારણ નથી. કારણ કે, મેં હમણાંજ સાંભળ્યું છે તે પ્રમાણે તેમનાં લગ્ન કાઠિઆવાડના એક પહેલા વર્ગના દેશી રાજ્યના દિવાનના પુત્ર સાથે થોડા વખતમાંજ થનાર છે. તે હાલમાં વિલાયત

બૅરીસ્ટર થવા ગયેલ છે, તેથીજ લગ્ન અટક્યાં છે નહિ તો લગ્ન ક્યારનાય થઇ ગયાં હોત.” એમ કહી પાછી ફરીથી એક તીક્ષ્ણ દૃષ્ટિ તેણે બળવંત પર નાખી.

બળવંત આ વખતે પૂર્ણ સંયમી થઇ ગયેલો હોવાથી તેના ચ્હેરા પર તેને બિલકુલ ફેરફાર જણાયો નહિ પણ ઉલટું તેણે હસતા હસતા કહ્યું:—“ તો પછી આ લગ્નને વિષે તમારા જેવા ચાર આશ્રિતોને સારો લાભ પ્રાપ્ત થશે, એમ જણાય છે ! ”

આ વાક્ય સાંભળી રસિકે હસતાં હસતાં ત્રણ ચાર વખત માથું હલાવી ‘હા’ કહી. પછી થોડા સમય સુધી સ્તબ્ધ રહી તેણે પૂછ્યું;—“ આપ કોટમાં જાઓ છો કે ? ”

“ હા,” બળવંતે ઉત્તર આપ્યો. “ મને ધી કો-ઑપરેટીવ બૅન્ક ઑફ સિન્ધ’ માં જવું છે. મારે ત્યાં ત્રણ ચાર ચૅક વટાવવાના છે.”

આ ખુલાસો સાંભળી રસિક સહજ ઉત્સાહથી બોલ્યો--“ હું પણ ત્યાંજ આવું છું, આપના ચેક કેટલા હજારના છે ? ”

રસિકનો પ્રશ્ન સાંભળી બળવંતે ખિસ્સામાંથી ચૅક બહાર કાઢયા તથા ચૅકને જોતાં જોતાં તેણે કહ્યું:—“એકંદરે ૨૬૦૦૦ રૂપિયાની રકમ છે. આ રકમ ત્યાંથી ઉપાડી મુંબાઇ બૅન્કમાં રાખવાનો મારો વિચાર છે કારણ કે, પરદેશમાંથી યંત્રો વગેરે મંગાવતાં હુંડી વગેરેની લેવડદેવડ માટે તે બૅન્ક મારફત કામ લેવું અનુકૂળ થઇ પડે છે. આ કો-ઑપરેટીવ બૅન્ક હમણાંજ સ્થાપન થયેલી જણાય છે. એ બૅન્ક ઠીક ચાલે છે કે ? ”

રસિકે બળવંતના પ્રશ્નના ઉત્તરમાં ગંભીરતાથી કહ્યું:—“ હા, એ બૅન્ક ઘણીજ સારી રીતે ચાલે છે અને મુંબાઇના વ્યાપારી

વર્ગમાં તેની ઘણી સારી પ્રતિષ્ઠા છે. અમૃતરાયની મિલકત આટલા દિવસ સુધી જુદી જુદી બૅન્કોમાં હતી; પરંતુ આ બૅન્કની દિવસે દિવસે વધતી જતી ખ્યાતિ જોઇને તેમણે પણ પોતાની ઘણીખરી મિલકત એ બૅન્કમાંજ રાખી છે. એ બૅન્કે પહેલા છ મહિનામાં દસ ટકા અને બીજા છ મહિને પંદર ટકા વ્યાજ ભાગીદારોને આપ્યું છે. એ બૅન્કનો દરેક શેર એક હજારનો છે; પણ બજારમાં તેનો ભાવ દોઢ હજારનો બોલાય છે."

રસિકને મુખે બૅન્કની આવી ઉત્તમ સ્થિતિ સાંભળી બળવંતને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. તેણે પૂછયું:–"એ બૅન્કના માલિક કોણ છે?"

આ પ્રશ્નનો ઉત્તર આપતાં રસિકે સહજ ઉચ્ચ સ્વરે કહ્યું:–"જમીનદારો છે. એકનું નામ હરનારાયણ અને બીજાનું નામ શ્યામચરણ છે. બન્ને જણા કરોડાધિપતિ છે વ્યાપારી ધોરણની પણ તેમને ઘણીજ સારી આવડત છે. હાલના મુંબાઇના બજારનાં સૂત્રો પણ તે બે જણાજ ચલાવે છે એમ કહીએ તો કાંઇ અતિશ્યોકિત જેવું ન કહી શકાય. પહેલાં એ બૅન્કના ડિરેકટરો સિંધ પ્રદેશનાજ હતા; પણ મુંબઇના વ્યાપારીઓએ ખટપટ કરી મુંબાઇનાજ પતિષ્ઠિત લોકોનેજ બધા ડિરેકટરો બનાવી લીધા છે અને તેમાં વળી અભિમાન લેવા જેવી વાત તો એ છે કે, દિવાન સાહેબ અમૃતરાય પણ તે બૅન્કના ડિરેકટર છે." રસિક આ પ્રમાણે બૅન્કની ઉન્નતિની વાત કરતો હતો એટલામાં ચર્ચગેટનું સ્ટેશન આવ્યું અને તરતજ બન્ને જણા ગાડીમાંથી ઉતરી ભાડાની વિકટોરિયા કરી બૅન્ક તરફ ગયા.



## પ્રકરણ ૧૯ મું.

### ભાગ્યચક્રનું ભયંકર પરિવર્ત્તન!

" પૈસા હી બસ્સ બનાતા હૈ ઇન્સાં કે બાતકો,
પૈસા જેબ દેતા હૈ બ્યાહો બરાતકો.
પૈસા હૈ રંગ રૂપ પૈસા હી માલ હય
પૈસા ન હો તો આદમી ચર્ખેકા માલ હય ! "

—એક ઉર્દુ શાયર.

બૅન્કની ઉન્નતિનું જે રમ્ય ચિત્ર આપણે જોઇ ગયા તેમ રસિકે બળવંતની નજર સામે ખડું કર્યું હતું, તે કાંઇ તદ્દનજ ખોટું નહોતું; પરંતુ તે ચિત્ર જેટલું ખરૂં હતું, તેટલુંજ ખોટું પણ હતું ! બૅન્ક જો કે થોડા દિવસ થયાંજ સ્થાપિત થઇ હતી, અને આખા મુંબાઇ ઇલાકામાં પણ સારી રીતે પ્રખ્યાત થઇ હતી એ વાત ખરી હતી; તો પણ તે બૅન્કને બે સિંધી ગૃહસ્થોએ કાઢી છે, એ વાત તદ્દન ખોટી હતી. તેની ઉન્નતિનો દેખાવ માત્ર બહારનોજ હતો. આશ્ચર્યની વાત તો એ છે કે, આવા ઠગલબાજોની પેઢીઓ હોશિઆર વ્યાપારીઓ તો શું પણ ખુદ્દ પોલિસની આંખોમાં પણ ધુળ નાખી લોકોને લૂંટવાનો પ્રયત્ન ચલાવતી જાય છે ! રસિકે જે બે સિંધી ગૃહસ્થોની તારીફ કરી હતી, તે ગૃહસ્થો ખરી રીતે જોતાં કોણ હોવા જોઇએ તેની અમારા વાંચકોને ખબર પડે, તો આવા નીચ માણસોને મુંબઇ જેવા

શહેરમાં મરજી પડે તેવા વ્યવસાય કરી ખુશીથી ફરતાં આવડે છે, તેની નવાઈ લાગશે. બૅન્કના ઉત્પાદક બીજા કોઇજ નહિ પણ આપણા પૂર્વ પરિચિત શામળદાસ અને કૃષ્ણલાલજ હતા. તેઓ બન્ને જણાએ પોતાની દાઢીઓ વધારી સિંધી લાંબી ટોપીઓ પહેરવા માંડી હતી અને પોતાની બૅન્કને સરકારમાં નોંધાવી ધોળે દિવસે મુંબાઈને લૂંટવાનો આરંભ કર્યો હતો. બની શકે ત્યાં સૂધી લોકોના પૈસા લૂંટવા એવોજ આ બન્ને જણાઓનો ઉદ્દેશ હતો! તોપણ તેમનો ખરો ઉદ્દેશ તો અમૃતરાયના પૈસા પ્રાપ્ત કરવાનોજ હતો. તેમને અમૃતરાયના પૈસા મેળવવા એ ઘણું સહેલું કાર્ય જણાતું હતું; કારણ કે, અમૃતરાયના બધા પૈસાની લેવડદેવડ રસિક જ કરતો હોવાથી અને રસિક આ બૅન્કના ઉત્પાદકોની સોનેરી ટોળીમાંનો હોવાથી અમૃતરાયના બધા પૈસાને પચાવી પાડવાનું કામ તેમનાથી બની શકે એવું હતું. તેમણે વર્તમાનપત્રવાળાઓને પોતાના હાથમાં લઇ બૅન્કનાં બણગાં ફૂંકવા માંડયાં. તે વાંચીને તથા રસિકની અતિશ્યોક્તિ ભરેલી વાતોથી ભોળવાઇ જઇ અમૃતરાયની બુદ્ધિ બદલાવા લાગી. તેમણે વધારે તપાસ નહિ કરતાં વર્તમાનપત્રોમાંની બૅન્કની માયાવી ઇંદ્રજાળ પર વિશ્વાસ રાખી પોતાની ઘણીખરી રોકડ રકમ આ બૅન્કમાં રાખી. આવી રીતે અંધવિશ્વાસમાં પડીને અમૃતરાયે પોતાના ભાવિ સંકટની તૈયારી પોતાને હાથે જ કરી રાખવા માંડી; પણ તેમાં તેમને કાંઇ વિશેષ દોષ આપવો જોઈએ નહિ. મ્હોટા મ્હોટા વ્યાપારીઓ જેઓ મુંબાઇના વ્યાપારને નખથી શીખા સુધી જાણવાવાળા હોવા છતાં તેઓ આંખ મીંચીનેજ બૅન્ક સાથે વ્યવહાર રાખતા હતા, તો પછી વ્યાપારી ધોરણથી અજ્ઞાન રહેલા અમૃતરાય પણ ફસાઇ જાય તો તેમાં નવાઇ જેવું નહોતું!

બળવંતે પોતાનું બૅન્કનું તથા પૈસા સંબંધીનું કામ આઠેક દિવસની અંદર ખલાસ કર્યું અને તેથી તેણે પાછો રત્નપુર જવાનો વિચાર કર્યો. જતી વખત તે અમૃતરાયને મળવા ગયો; પરંતુ તેમણે તેને જવાની રજા આપી નહિ. તેમણે કહ્યું:–"તમે આટલા દિવસ રહી ગયા છો, તો બીજા ચારેક દિવસ રહી જાઓ. રામમોહન, રમા વગેરે જીર્ણદુર્ગ ગયાં છે તેઓ સહુ આજેજ પાછા આવવાનાં છે. આવતા શનિવારે અમારે ત્યાં મ્હોટો મેળાવડો થનાર છે, તેમાં તમારે હાજર રહેવું પડશે. નામદાર સરકારે મને કે. સી. એસ. આઇ. નો માનવંત ખિતાબ અર્પણ કર્યો છે તેથી મેં અહિંના મ્હોટા મ્હોટા યૂરોપીયન અને હિન્દી ગૃહસ્થોને તે દિવસે પાર્ટી આપવાનો વિચાર કર્યો છે તેથી તે મેળાવડો ખલાસ થતાં તમારે જ્યારે જવું હોય ત્યારે જજો."

અમૃતરાયનો ઘણો આગ્રહ જોઇ બળવંતના ઇલાજ થયો અને તેમના વચનને માન આપી તે મેલાવડા સુધી મુંબાઇમાં-જ રોકાઇ ગયો. રમાની મુલાકાત વગરજ તે જવાનો હતો, પણ રમા આજે આવનાર છે સાંભળી તેના મનમાં પાછા રમા વિષેના વિચારો આવવા લાગ્યા અને તેની મુલાકાત લેવાની તેને પાછી ઉત્કંઠા થવા લાગી; પરંતુ તેટલામાં વળી તેના મનમાં બૅરીસ્ટર સાથે તેનું લગ્ન થવાની વાત યાદ આવી તેથી તેની ઉત્કંઠા સહજ નમ્ર થઇ ગઈ. એક દિવસ પસાર થતાંજ શુક્રવારે સ્હવારે આઠ વાગ્યાના સુમારે બળવંત રમાને મળવા માટે અમૃતરાયને બંગલે ગયો. આ વખતે અમૃતરાય અને રામમોહન મુંબાઇના શ્રીમંતોને આમંત્રણ કરવાને માટે બ્હાર ગયા હતા. તેમની મુલાકાત ન થવાથી પોતે રમાના દિવાનખાના તરફ જવું કે કેમ, તે વિચારમાં

બળવંત થોડો વખત પડયો; પરંતુ તેના પગ તો રમાના દિવાનખાના તરફ જવા માટે અધીરા બની ગયા હતા. આ વખતે રમા અને ભાનુમતી પણ ઘણાં કામમાં રોકાઇ ગયાં હતાં, કારણ કે, આ વર્ગને આમંત્રણ કરવાનું કામ તેમને બન્નેને સોંપવામાં આવ્યું હતું. રમા ન્હાવાની ઓરડીમાં ઉતાવળથી સ્નાન કરતી હતી તેવામાં બારીમાંથી તેની નજર પોતાના દિવાનખાના તરફ આવતા બળવંત પર પડી. બળવંતનું દર્શન થતાંજ તે એકદમ હર્ષમાં આવી ગઇ અને જેમ બને તેમ જલદીથી સ્નાન કરી લેવાનો પ્રયત્ન કરવા લાગી. જેમતેમ સ્નાન કરી બીજું વસ્ત્ર પહેરી તે તરતજ પોતાના દિવાનખાનામાં આવી; પરંતુ ત્યાં બળવંત જોવામાં નહિ આવ્યાથી તેણે ત્યાં કામ કરતી ઘાટણને પૂછ્યું:—"બળવંતરાય હમણા અહિં આવ્યા હતા ને?"

રમાનો પ્રશ્ન સાંભળી ઘાટણે અદબથી જવાબ આપ્યો:—"હા, આવ્યા હતા; પણ તે બારણા પાસે લટકાવેલી પેટી સુધી આવ્યા અને ત્યાંજ થોડા સમય સુધી ઉભા રહ્યા. પછીથી પેટીમાં એક કાગળની કાપલી નાખી પાછા ચાલ્યા ગયા."

ઘાટણનો જવાબ સાંભળી રમા તરતજ બારણા પાસે આવી અને "બારણાને પેટી લગાડવાની દુર્બુદ્ધિ કયાંથી થઇ?" એમ પોતાનેજ ઠપકો આપતી વિષણ્ણવદને તે પેટી ત્યાંથી કાઢી અંદર લાવી, અને તેને ઉઘાડી અંદરથી બળવંતનો કાર્ડ કાઢી તેમાં લખેલા 'બળવંતરાય' નામને ગાંડાની માફક જોવા લાગી. આ ન્હાની લાકડાની પેટી સુંદર કારિગરીના એક ઉત્તમ નમુનારૂપ હતી અને તેના પાટીયાં પર, 'કુમારી રમા' 'ઘરમાં નથી' એમ બે વાકયો લખેલાં હતાં. રમાને આજે કામ પણ ઘણુંજ હતું તેથી

બીજી બ્હેનપણીઓને મળી નહિ શકાય એમ ધારી તેણે આ પેટી બ્હાર બારણે લગાડી હતી; પરંતુ પેટીનો ઉપયોગ તો જુદીજ રીતે થયાથી તેને ઘણોજ ખેદ થયો અને તેથી તરતજ વસુમતીને આમંત્રણ આપવાને બ્હાને તે ત્યાંથી નીકળી અને વિષ્ણુપ્રસાદને ત્યાં જઈ બળવંતને મળી. વસુમતી તેમજ રમાની ઘણા વખત સુધી વાતચિત ચાલી અને રમાના અતિ આગ્રહથી વસુમતીએ તેને મેળાવડામાં આવવાનું વચન આપ્યું.

શનિવાર આવ્યો. તે દિવસે સ્હવારથીજ અમૃતરાયને ત્યાં મેળાવડાની તૈયારી થવા લાગી. જ્યાં ત્યાં વાવટાઓ--તોરણો અને વિજળીના દીવાઓ વગેરે લગાડવાનું કામ શરૂ થવા લાગ્યું. ચાર વાંગતાજ અમૃતરાયનો બંગલો ઇન્દ્રભુવનની માફક વૈભવસંપન્ન દેખાવા લાગ્યો. સંધ્યાકાળ થતાંજ બધા વિજળીના દીવાઓ પ્રકટાવવામાં આવ્યા અને તેથી ત્યાં રાત્રિ હોવા છતાં દિવસ હોય એવો ભ્રમ સહુ કોઈને ઉપજવા લાગ્યો. બાગની અંદર ખાસ મંગાવેલું મીલીટરી બૅન્ડ વાગવા માંડ્યું અને બંગલાની અંદર શ્રીમંત લોકોની ગાડીઓ એક પછી એક આવવા લાગી. નિમંત્રિત હિન્દુ અને યુરોપીઅન લોકો—સ્ત્રી પુરૂષો પોતપોતાની જગ્યાએ બેસી ગયાં એટલે શરૂઆતમાં થોડો વખત હિન્દુ પદ્ધતિનું ગાયન ચાલ્યું ગાનારાં માણસો પોતાનાં કામમાં ઘણાજ કુશળ હોવાથી તેમનું ગાયન ચાલતું હતું ત્યારે તેમના કર્ણમધુર સ્વરો અને આલાપ સાંભળી આવેલાં બધાં માણસો સ્તબ્ધ બની ગયાં. ગાયન ખલાસ થયા પછી આવેલાં બધાં માણસોને ખાણું લેવાની સૂચના થઇ. ખાણાંની વ્યવસ્થા બાગની અંદર ખુલ્લી જગ્યામાંજ કરવામાં આવી હતી અને તેથી દરેક

માણુસ ત્યાં જઇ પોતપોતાની જગ્યાએ ગોઠવાઇ ગયું. જાતિનિયમ પ્રમાણે બધા ખાણાંની વ્યવસ્થા રાખવામાં આવેલી હોવાથી દરેકને સંપૂર્ણ રીતે સંતોષ મળ્યો. ખાણું લીધા પછી કેટલાક ચટપટીઆ સ્વભાવવાળાઓના મનને શાંતિ વળી. દરેક જણુ પોતપોતાના સ્નેહીઓ સાથે બાગમાં ફરવા લાગ્યા, અને તેથી બળવંત તેમજ રમાને એક બીજાની સાથે વાતચિત કરવાનો સમય મળ્યો. થોડો વખત ફર્યા પછી બધાં માણુસો પાછા પોતપોતાની જગ્યાયે ગોઠવાઇ ગયાં કે તરતજ ચાર પાંચ યુરોપિયન નાચનારીઓનો નાચ તે વિશાળ દીવાનખાનામાં શરૂ થયો. આ નાચની વ્યવસ્થા અમૃતરાયે ખાસ એ ચાર યુરોપીયનોના કહેવાથી જ કરી હતી. નાચનારી નવયુવતીઓ હતી અને તેમણે ઘણોજ બારીક પોષાક પહેર્યો હતો. તેમના નૃત્ય વખતે પિયાનો અને ફિડ્લ એ બે વાદ્યોજ વાગતાં હોવાથી તેના વિલક્ષણુ અભૂતપૂર્વ નૃત્યને લીધે હિન્દી ગૃહસ્થોને જેટલું આશ્ચર્ય લાગતું હતું તેટલોજ યુરોપિયન ગૃહસ્થોને આનંદ થતો હતો. બળવંતને આ બધું પસંદ નહિ આવવાથી તે ધીમે રહીને દિવાનખાનામાંથી ઉઠયો અને દિવાનખાનાની પછવાડેની બાજુએ આવલી ગૅલેરીમાં જઇને એક કૅાચ ઉપર બેસી આકાશમાંના તારાઓનું નિરીક્ષણુ કરવા લાગ્યો. બળવંત એટલો બધો પ્રખ્યાત માણુસ નહિ હોવાથી તે બેઠકમાંથી ઉઠી ગયો એ પ્રકાર કોઇના ધ્યાનમાં આવ્યો નહિ; પણુ રમાની નજર તો તેનાજ ઉપર હતી. તેના ઉઠી ગયા પછી પાંચેક મીનીટ બાદ તે પણુ કામનું બહાનું કાઢી ઉઠી અને ગૅલેરી તરફ ગઈ. બળવંતને આકાશ તરફ એકતાનથી જોતો જોઇ તે ધીમેથી તેની પાસે ગઈ અને મૃદુ સ્વરે બોલીઃ—" બેઠક છોડી આપ અહિં કેમ આવ્યા ?"

પરિચિત અને મધુર સ્વર કાને પડતાંજ બળવંતની દૃષ્ટિ એકદમ આકાશની ચન્દ્રિકા તરફથી પાછી વળી પાસે આવીને ઉભેલી ચન્દ્રિકા તરફ વળી. તેણે સ્મિતહાસ્ય કરીને ઉત્તર આપ્યોઃ- "મારો તો હવે ઘેર જવાનો વિચાર છે, તેથી કોઇની રજા લીધા સિવાય કેમ જવું તેનોજ વિચાર કરતો હું અહિં બેઠો છું."

"કેમ? આપને આ સમારંભ પસંદ નથી?" રમાએ તેજ કોચ ઉપર થોડે દૂર બેસતાં પૂછ્યું.

"હા, મને આ યૂરોપિયન સ્ત્રીઓનું નૃત્ય બિલકુલ પસંદ નથી. તમને પસંદ છે કે શું?" બળવંતેકિંચિત્ સ્તબ્ધ રહીને કહ્યું.

બળવંતનો પ્રશ્ન સાંભળી રમાએ કહ્યુંઃ—"હા, મ્હને નૃત્ય તો શું પણ આ મેળાવડાએ પસંદ નથી. મને આ બધો ડૉળ પસંદ નહિ હોવાથી પિતાશ્રી મારા પર ગુસ્સે પણ ભરાય છે. મારા મત પ્રમાણે જ તમારો મત છે, એમ હું તો ખુલ્લે ખુલ્લી રીતે કાલે પિતાશ્રીને કહી દઇશ."

"હવે કહેવાથી શું ઉપયોગ?" રમાના શબ્દો સાંભળી બળવંતે કહ્યું. "મેળાવડો તો થઇ ગયો; તો પછી હવે તેમનું મન દુઃખાવવાથી શો ફાયદો?"

"એ તો ખરૂં, પરંતુ ભવિષ્યમાં આવા ખુશામદીયા મેળાવડાઓ કરતાં તેઓ સાવધ રહે એટલુંજ હું ઇચ્છું છું," રમાએ ઉત્તર આપ્યો.

રમા અને બળવંતની વાતચીત ચાલતી હતી એટલામાં અમૃતરાયના ખાનગી કારભારી ગુલાબરાય ત્યાં આવ્યા, અને કૉચ પર રમાને બેઠેલી જોઇને તે અદબથી સ્હામે ઉભા રહ્યાં. ગુલાબરાયને જોતાં જ રમાએ હાસ્ય મુખે કહ્યુંઃ—"ગુલાબરાય! તમે તો

મારા વડિલ જેવા છો, તેથી તમારે કૅાચ પર બેસતાં સંકોચાવાનું કારણ નથી."

રમાના શબ્દો યથાર્થ હતા. ગુલાબરાય ઘણાજ સજ્જન, પ્રૌઢ વયના તેમજ જુના વિચારના માણસ હતા. રમાને તેમણે ન્હાનપણમાં પોતાની કમ્મર પર રમાડેલી હોવાથી રમાના કૅાચ પર બેસવાને તેમને કોઇ પણ જાતની હરકત નહોતી; તોપણ પોતે જુના વિચારના હોવાથી એક ખુરસી તેઓ લઇ બળવંતની બાજુમાંજ બેઠા. આટલા વખત સુધી બળવંતનું ધ્યાન ગુલાબરાયના ચ્હેરા તરફ ગયું નહોતું, પણ પોતાની નજીક બેસવાથી હવે તેને તેમનો ચ્હેરો સ્પષ્ટ દેખાતો હતો. ગુલાબરાયનો ખિન્ન અને ચિંતાગ્રસ્ત ચ્હેરો જોઇને તે આશ્ચર્ય પામ્યો. તેણે તેમને પૂછયું. "ગુલાબરાય! આપનો અવાજ આજે ભારે કેમ જણાય છે? વળી ચ્હેરો પણ નિસ્તેજ જણાય છે તેનું શું કારણ છે? આપની ચિંતાનું કારણ મને કહેવામાં કોઇ પણ જાતની હરકત નથી, એ તો આપ જાણો છો."

ગુલાબરાયે સહજ ચિંતામિશ્રિત સ્વરે કહ્યું:—"બળવંતરાય! તમારા પર મારો સંપૂર્ણ વિશ્વાસ છે, પરંતુ કેટલાંક કારણોને લઇને મારી ચિંતાનું કારણ હું તમને જણાવી શકતો નથી, તે માટે મને ક્ષમા કરશો."

બળવંતે સહજ ગંભીરતાથી કહ્યું, "આપને થોડી ઘણી સહાયતા કરવા માટે હું આપનો હમેશાંનો બંધાયેલો છું, અને તેથીજ મેં આપની ચિંતાનું કારણ પૂછયું છે. જો એ કારણ મને કહી શકાય એવું ન હોય તો કાંઇ હરકત નહિં; પરંતુ મારી મદદની જો આપને જરૂર પડે તો આજ્ઞા ફરમાવશો એટલુંજ હું ઇચ્છું છું."

બળવંતના શબ્દો સાંભળી ગુલાબરાય માથું હલાવી 'ઠીક' એમ દર્શાવી પાછા ચિંતામગ્ન બની જઈ શૂન્ય દૃષ્ટિથી જોવા લાગ્યા. ગુલાબરાયની ચિંતાગ્રસ્ત મુદ્રા જોઈને રમાના અંતઃકરણમાં સખ્ત આઘાત થયો. ગુલાબરાયે કહ્યું હતું કે, આ મેળાવડામાં હું હાજર થઈ શકીશ નહિ, તોપણ આવા વખતે અચાનક આવવાનું શું પ્રયોજન હોવું જોઈએ તેને માટે તેના મનમાં ચટપટ થવા લાગી. ગુલાબરાયને પૂછી ખુલાસો મેળવવો એમ તેના મનમાં થતું હતું; પરંતુ તેમની સ્થિતિ જોઇ તેમને કાંઇ પૂછવાનું તેને અનુચિત લાગ્યું. ત્રણે જણા આવી રીતે વિવંચનામાં પડયાં હતાં એટલામાં બાર વાગ્યાના ટકોરા ઘડીઆળમાં થયા. બાર વાગતાંજ આવેલા પરોણાઓ હાસ્યવદને અમૃતરાયની મુલાકાત લઈ પોતપોતાને ત્યાં જવા લાગ્યા. લગભગ સાડાબાર વાગતાં માણસોથી ગાજી રહેલા વિશાળ દિવાનખાનાએ શાન્તિ ધારણ કરી. અમૃતરાય પોતાનાં કપડાં ઉતારવા માટે બીજા ઓરડામાં ગયા. પોતાને જોઈએ તેવોજ એકાંત મળવાથી ગુલાબરાય પણ તરતજ અમૃતરાય જે ઓરડામાં ગયા હતા ત્યાં તેમની પછવાડે ગયા. ગુલાબરાયને જોતાંજ અમૃતરાય આશ્ચર્યચકિત થઇ ગયા. કારણ કે, આ વખતે તેમનો અહિં આવવાનો સંભવજ નહોતો. ગુલાબરાયનો ચિંતાતુર ચ્હેરો જોઇને તેમના પેટમાં ફાળ પડી અને ગભરાયેલા સ્વરે તેમણે પૂછયું-"ગુલાબરાય ! અત્યારે તમે અહિં કયાંથી ? શું કાંઇ કહેવા આવ્યા છો ?"

અમૃતરાયનો પ્રશ્ન સાંભળી ગુલાબરાય થોડો સમય સ્તબ્ધ ઉભા રહ્યા; પછી ધીમેથી તેમણે કહ્યું:—"એક અશુભ ખબર મારા સાંભળવામાં આવી છે, તે કહેવાને માટે હું અહિ આવ્યો છું." એમ કહી ગુલાબરાયે પાછા થોડો વખત ઉભા રહી અમૃતરાયની પાસે જઇ

તેમના કાનમાં કાંઇક કહ્યું. ગુલાબરાયના શબ્દ કાન પર પડતાંજ અમૃતરાય એક પાષાણપ્રતિમા પ્રમાણે સ્થિર ઉભા રહ્યા અને પછી 'હાય હાય' એમ બોલી એકદમ જમીનપર તૂટી પડયા. ગુલાબરાય અને અમૃતરાયની કાંઇ ખાનગી વાતચિત થવાની હશે એમ ધારી બળવંત અને રમા હજી સુધી ગૅલેરીમાંજ હતાં; પરંતુ અમૃત-રાયનો 'હાય હાય' શબ્દ સાંભળતાંજ તેઓ બન્ને જાણે વિજળીની ઝડપે ત્યાં દોડી આવ્યાં અને અમૃતરાયના માથા પાસે બેસી તેમને પવન નાખવા લાગ્યાં. પોતાના પિતાની આવી શોચનીય સ્થિતિ થયેલી જોઇને રમાની આંખોમાંથી ચોધાર આંસુઓ સરી પડવા લાગ્યાં અને તેણે અમૃતરાયના હૃદય પર માથું મૂકી એકદમ મ્હોટેથી રૂદન કરવા માંડયું. રમાનો રૂદનસ્વર સાંભળવામાં આવતાંજ રામમોહન અને ભાનુમતી એકદમ ત્યાં દોડી આવ્યાં. અમૃતરાયને મૂર્છિત પડેલા જોઇને સહુ ગભરાઇ ગયાં અને ડૅાકટરને બેલાવવા માટે દોડાદોડી કરવા લાગ્યાં. તેમનો હમ્મેશાંનો જે ડૅાકટર હતો, તે તરતજ આવી પહોંચ્યો અને તેણે યોગ્ય ઉપચાર કરી અમૃતરાયની મૂર્છા ઉતારી દીધી. શુદ્ધિમાં આવતાંજ અમૃત-રાયે રામમોહન તરફ પોતાની દૃષ્ટિ ફેરવી અને તેના તરફ ચમત્કારિક દૃષ્ટિથી જોયું. રામમોહન આ દૃષ્ટિનો ભેદ સમજ્યો નહિ. તેણે પૂછયું:--"પિતાજી! તમને હવે તો ઠીક જણાય છે ને?"

આ પ્રશ્નનો અમૃતરાયે કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ; પણ તેઓ પ્રથમની માફક ચમત્કારિક દૃષ્ટિથી કોઇ વખતે રામમોહન તરફ તો કોઇ વખતે રમાની તરફ જોવા લાગ્યા. રમાએ આંખો સાફ કરતાં કરતાં પૂછયું:--પિતાજી! અમે બધાં હમણાં ગભરાઇ ગયાં છીએ; હવે તો તમને સારૂં લાગે છે ને?"

રમાનો પ્રશ્ન સાંભળી અમૃતરાયથી શાંત રહેવાયું નહિ. તેઓ પાછા ફરીથી પોતાના કપાળે હાથ ઠોકી બોલ્યાઃ—" મારાં બચ્ચાંઓ, આપણા બધા વૈભવનો વિનાશ થઇ ગયો છે. દુનિયામાં મ્હોં બતાવવાનો પણ સમય રહ્યો નથી. અરેરે ! પેલા રસિકની બૅન્ક ઉડી ગઇ !"

અમૃતરાયના શબ્દો સાંભળી રામમોહનના મન પર જે અસર થઇ, તેની કલ્પના અન્યને આવી શકે તેમ નથી. ભાનુમતીનું મ્હોં પણ તદ્દન ચિંતાતુર બની ગયું. તેને દુનિયા ડૂબી ગઇ હોય એમ જણાવા લાગ્યું; પરંતુ રમા હજી સુધી શાંત હતી. પિતાશ્રીને ઘણું નુકસાન થયું છે એમ તે સમજી ગઇ હતી; પણ તેને માટે આટલો બધો સંતાપ શા માટે? તેની તેને ખબર પડતી નહોતી. ભોળી બિચારી રમા! તેને શું ખબર કે, આ જગતમાં માત્ર પૈસાનાજ જોરે જેઓ પોતાને મ્હોટા મનાવવાનો પ્રયત્ન કરતા હોય છે, તેમનો પૈસો ચાલ્યો જતાં તેમને પોતાના શિર પર આકાશ ટૂટી પડયા જેવું જણાય છે! રામમોહન અને અમૃતરાયની પ્રત્યેક મહત્વાકાંક્ષા માત્ર પૈસા પરજ અવલંબીને રહેલી હતી. તે પૈસાનેજ પોતાનું સર્વસ્વ સમજતા હતા. ઘણીખરી વખત શ્રીમાન્ માણસોને પોતે જગતમાં આટલા બધા કીર્ત્તિવાન્ શાને લીધે થયા હોય છે, તેને માટે વિસ્મરણ થાય છે અને આ ણી પાસે બીજા કોઇક સદ્દગુણો પણ છે, એવી તેમને ભ્રાંતિ ઉત્પન્ન થાય છે; પરંતુ ભાગ્યચક્રના ક્ષણિક ફેરફારથી તેઓ જ્યારે પોતાની સંપત્તિથી વિમુખ થાય છે ત્યારેજ તેમની આંખો ઉઘડે છે અને અંતે પોતાની સદ્દગુણની ખાલી કોથળી જોઇને તેમને અપાર અનુતાપ થાય છે. પાસે અઢળક સંપત્તિ હોવા છતાં પોતે જગતને શું ઉપયોગી થયા? એ પ્રશ્ન તેઓને તે વખત યાદ આવ્યો અને પોતાના પૈસાનો

સદુપયોગમાં વ્યય ન કરતાં માત્ર લોકોને વૈભવ દેખાડવામાં જ ખર્ચ કર્યાનો ઉત્તર જ્યારે તેઓનો મનોદેવતાએ આપ્યો, ત્યારે તે બન્ને જણાના અંતઃકરણમાં ઘણી ચટપટી થવા લાગી. ભાનુમતીનો ઇશ્વર પણ પૈસોજ હતો. આજે અમુક જાતની સાડી લેવી, કાલે નવી જાતનો દાગીનો લેવો, પરમ દિવસે શ્રીમંત કુટુંબોની સ્ત્રીઓને ચ્હા પાણીને માટે આમંત્રણ કરવું, વગેરે કાર્યોમાંજ તે પોતાની કર્ત્તવ્યપરાયણતા માનતી હતી. આથી કરીને ભાનુમતીના અંતઃકરણપર બૅન્ક ભાંગી પડયાથી કેવો સખ્ત આઘાત થયો હશે તેનો સુજ્ઞ વાંચકોએજ વિચાર કરી લેવો. ત્રણે જણાં ધૈર્યહીન બની અશ્રુ ગાળતાં હતાં ત્યારે રમા મૌન ધારણ કરી આ સંબંધીના વિચારો કરતી હતી. તેના આત્મામાં માત્ર પોતાના પિતા સંબંધીનુંજ દુઃખ થતું હતું. તેમને સારૂં લાગે માટે જ તે પવન નાખતી હતી તથા ધિરજની અનેક વાતો કહી કોઇ કોઇ વખતે અશાશ્વત વસ્તુનો શોક શામાટે જોઇએ, એવો વેદાન્ત બોધ પણ આપતી હતી.

અમૃતરાયે આખી રાત્રી ભયપ્રદ સ્થિતિમાં પસાર કરી. ઘડીમાં તેઓ વિલાપ કરતા હતા તો ઘડીમાં બેશુદ્ધ બની જતા હતા. કોઇ કોઇ વખતે ગાંડાની માફક લવારો કરતા હતા, તો કોઇ વખતે આખા જગત્ ઉપર ક્રોધે ભરાઇ જતા હતા. પ્રભાતકાળના શીતળ વાયુથી તેમને સહજ ઉંઘ આવી. સ્હવારે ઉઠતી વખતે તેમના ચ્હેરામાં વિલક્ષણ ફેરફાર દેખાયો. તેમની આંખો ઉંડી ઉતરી ગઈ હતી. મ્હોં ઉપરની રતાશ અદ્રશ્ય થઇ હતી અને અવાજ પણ બદલાઈ ગયો હતો. અમૃતરાયની આવી સ્થિતિ જોઇને બળવંત તેમજ ગુલાબરાયને સાંપત્તિક શકિતની ચમત્કૃતિ માટે ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. અમૃતરાય ચ્હા પીવાને પણ નારાજ હતા; પરંતુ

ડૉકટરે આગ્રહ કર્યો એટલે નિરૂપાયે થોડો નાસ્તો લઇ ચ્હા પીધી. ચ્હા પીધા પછી મન સહજ શાંત થવાથી તેમણે ગુલાબરાયને કહ્યું:–"તમે જેમ બને તેમ જલદી રસિકલાલને બોલાવવા માટે માણસ મોકલો. તે બૅન્કની બધી ખબર જાણે છે."

અમૃતરાયના શબ્દો સાંભળી કિંચિત્ ગુસ્સાથી ગુલાબરાયે કહ્યું:—"દિવાન સાહેબ! આપના સર્વસ્વનો વિનાશ એ નરાધમેજ કર્યો છે. એ દગાબાજ ઉપર અંધવિશ્વાસ નહિ મૂકવાને મેં આપને ઘણી વખત કહ્યું હતું; તોપણ આપે તેના પોપટની માફક પઢેલા ઇંગ્રેજી ભાષણથી મુગ્ધ બની જઇ હાથે કરીને આપના સર્વસ્વ સુખનો નાશ કર્યો. 'વિદ્વાન્ દુષ્ટનો ત્યાગ કરવો' એવું શાસ્ત્રનું વચન છે; પણ હાલમાં આપણા સમાજે તે તરફ દુર્લક્ષ કરેલું છે તેથીજ આવા સુધરેલા વિદ્વાન્ દુષ્ટોએ આખા દેશની દુર્દશા કરવા માંડી છે."

ગુલાબરાયનાં વચનો સાંભળી અમૃતરાય થોડો વખત શાંત–સ્તબ્ધ બેસી રહ્યા. પછીથી તેમણે ક્ષીણ સ્વરે પૂછ્યું:—"રસિકનો તેમાં શો દોષ છે?"

"તેજ આ કપટ નાટકનો સૂત્રધાર છે," ગુલાબરાયે ગુસ્સામાંજ કહ્યું. "શામળદાસ અને કૃષ્ણલાલ નામના તેના બે સ્નેહીઓ છે. તેમણે આ બૅન્કની સ્થાપના કરી હજારો લોકોને રખડાવ્યા છે અને અનેક વિધવાઓને ભિખારિણીઓ બનાવી દીધી છે!"

બૅન્કના સ્થાપકો શામળદાસ અને કૃષ્ણલાલ છે એમ સાંભળી બળવંતને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું અને તેજ ભાંગી પડેલી બૅન્કમાંથી ચાર દિવસ પહેલાંજ પોતાના છવ્વીસ હજારના ચૅક કેવી રીતે વટાવ્યા તેને માટે તેને ઘણીજ નવાઇ લાગી. થોડા વખત પછી અમૃતરાયે કહ્યું:—"ગુલાબરાય! થઇ ગયેલી વાતનો હવે કાંઇ

ઉપાય નથી; પણ હવે કાંઇ પણ વ્યવસ્થા કરવી જોઇએ. તમે આ હકીકત પોલિસમાં જણાવી છે કે શું ?"

"ના." ગુલાબરાયે કહ્યું. "આ હકીકત તો ઉલટી પોલિસેજ મને કહી છે. ગઇ કાલે રાત્રે મારા એક ઓળખીતા પોલિસ ઇન્સપેક્ટર મારી પાસે આવ્યા અને તેમણેજ મને કહ્યું કે તેઓ ત્રણે લુચ્ચાઓ ગૂમ થઇ ગયા છે આ ત્રણે જણાએ એક માણસનો વિશ્વાસઘાત કરી તેને ફસાવેલો હોવાથી પોલિસે તે બાબતની તપાસ શરૂ કરી. ત્રણે જણાનો પત્તો નહિ મળવાથી પહેલાં પોલીસે બૅન્કને પોતાના તાબામાં લીધી, બૅન્કની ત્રિઝોરીઓ ખાલી પડેલી હતી અને મહત્વના ઉપયોગી કાગળો પણ ત્યાં રહ્યા નહોતા. ડાયરેકટરોમાંના એક પ્રસિદ્ધ શેઠ રામનારાયણે તો આબરૂ જતી જોઇને તેજ વખતે આત્મહત્યા કરી છે એમ લોકો કહે છે. બિચારા ડાયરેકટરોના પૈસા તો ગયા પણ પાછી તે લોકોના ગળામાં બૅન્કની થાપણની બલા પણ આવી પડી છે."

"હા, ગુલાબરાય; હું પણ તેજ ચિંતામાં પડયો છું." અમૃતરાયે કહ્યું. "મારા પૈસા તો ભલે ગયા, પણ બીજાના પૈસાને માટે શું જવાબ આપવો તેનીજ મને ચિંતા થાય છે. વધારે વ્યાજ ખાવાની આશાએ તો મારી બધી સંપત્તિ મેં એ બૅન્કમાં મૂકી હતી !"

આ પ્રમાણે કહીને અમૃતરાયે એક દીર્ઘ નિશ્વાસ મૂકયો અને તરતજ તેમણે પોતે જે કૅાચ ઉપર બેઠા હતા તેના ઉપરજ પોતાના શરીરને નાખી દીધું. આ વખતે ડૅાકટરે પાછો ઉંઘ આવવાનો ઉપાય કર્યો અને તેજ પ્રમાણે જ્યારે તેમને ઉંઘ આવી ત્યારે રમા સિવાય બધાં તે દિવાનખાનામાંથી બ્હાર ચાલ્યાં ગયાં.

પ્રિય પાઠક ! ભાગ્યચક્રની ગતિ આવીજ અકળ છે



---

## પ્રકરણ ૨૦ મું.

### સ્નેહ લગ્ન.

" It is a secret sympathy,
The silver link, the silken tie,
Which heart to heart and mind to mind,
In body and in soul can bind."

—Sir Walter Scott.

મનુષ્યની બુદ્ધિ દૈવાધીન હોવાને લીધે પોતાને હોશિયારમાં માનવાવાળાઓ પણ ઘણી વખત ફસાઇ જાઇ છે, તો પછી અમૃતરાય જેવાઓ દુર્દૈવને લીધે ફસાઇ જાય છે તો તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. આપણા હિન્દવાસીઓ પણ બૅન્કોના આવી રીતના વ્યવહારમાં કેવી રીતે ફસાઇ જાય છે તેનું વધારે વર્ણન કરવાની જરૂર નથી. કારણ કે, થોડા વખત પહેલાંજ હિન્દની પ્રજાએ તેનો સ્વાદ ચાખ્યો છે! અમૃતરાયના ઘણાખરા પૈસા જો કે આ બૅન્કની અંદર ડૂબી ગયા હતા, તોપણ થોડા વખત પછી તે પાછા ટટાર થઇ શકત; પરંતુ કર્મયોગે તેઓ બૅન્કના ડાયરેકટરોમાંના એક હોવાથી કૉર્ટે બીજાઓની સાથે તેમને પણ જવાબદાર ગણ્યા અને તેથી તેમનો પૈસાનો પૈસો તો ગયો પણ દક્ષિણામાં ઉલટા દસ બાર લાખ રૂપિયા ભરવા પડયા! આટલી બધી મ્હોટી રકમ ભરતી વખતે અમૃતરાયને પોતાનો

'સ્નેહ-સદન' નામનો બંગલો તથા પોતાની પાસેનું સઘળું ઝવેરાત વેચી નાખવું પડ્યું. આવી રીતે સ્થિતિમાં પરિવર્તન થવાથી ભવિષ્યમાં શું કરવું તેનો તેમને મ્હોટો વિચાર થઇ પડયો. આ વખતે તેમને ઘણાઓએ પોતાની સલાહ આપી; પરંતુ બધાની અંદર તેમને રમાની સલાહજ પસંદ પડી. રમાએ કહ્યું:—પિતાજી! આપણી આવી દુર્દશા કરવામાં પણ ઇશ્વરનો કોઈ સારોજ હેતુ હશે. દિનપ્રતિદિન તમે હવે વૃદ્ધ થતા જાઓ છો, તોપણ તમારી વૈભવ-લાલસા હજી સુધી નાશ પામેલી નહિ હોવાથી ઈશ્વરેજ તમારી આખમાં અંજન આંજ્યુ. હોય એમ મને તો જણાય છે. પહેલાંના મ્હોટા મ્હોટા રાજાઓ પણ આર્યોના ચારે આશ્રમોની માફક વર્તતા હતા. વૃધાવસ્થાની શરૂઆતમાં તેઓ વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરી આધ્યાત્મિક વિચારોમાંજ પોતાનો વખત પસાર કરતા હતા. પૂર્વની આ આશ્રમ પ્રથા આર્યોમાંથી નષ્ટ થવાને લીધેજ આપણા દેશની દુર્દશા થઇ છે. મનુષ્યે જેમ બને તેમ વૈભવ-લાલસાથી દૂર રહેવું જોઇએ. જન્મ ધારણ કરતી વખતે કોઇ પણ પોતાની સાથે સંપત્તિ લાવતું નથી, તેગજ મૃત્યુનું નિમંત્રણ આવતી વખતે કોઇ સંપત્તિને સાથે લઇ જતું નથી. સુકૃત્ય અને દુષ્કૃત્યજ આત્માના ચિરસ્થાયીના સાથીઓ છે અને તેટલાજ માટે આપણે આપણા આ વિનાશકાળના વખતમાં આપણા મૂળના જીર્ણદુર્ગમાંજ જઇને રહીએ તો ઠીક. તમારા આટલા બધા સ્નેહી-સંબંધીઓ હોવા છતાં કોઇના તરફથી એક પાઇની પણ મદદ થઇ નહિ; તો પછી મુંબાઇમાં રહીને પણ આપણે શું કરવું છે? આપણી રત્નપુરની મિલકત હજી આપણી પાસેજ છે, તેમજ જીર્ણદુર્ગમાં પણ આપણો એક વિશાળ બંગલો તથા વાડી છે. તો ત્યાં જઇ તમે હવે ભગવદ્-

ભક્તિમાં વખત કાઢો તથા ભાઇ રત્નપુર તેમજ તેની આસપાસની આપણી જમીનની વ્યવસ્થા કરે એજ ઉત્તમ છે. આપણું આજ કર્ત્તવ્ય હતું અને તે કર્ત્તવ્યને વિસરવાથીજ આપણી આવી દુર્દશા થઇ છે—પાયમાલી થઇ છે."

રમાની સલાહ અમૃતરાયને પસંદ પડી. આટલા દિવસ સુધી જીર્ણદુર્ગનું નામ સાંભળવામાં આવતાંજ તેમના કપાળ ઉપર કરચલીઓ પડી જતી હતી; પરંતુ હવે તેમને પોતાની જન્મભૂમિ યાદ આવવા લાગી. પોતાની માતૃભૂમિનો તિરસ્કાર કરવા માટે અપાર અનુતાપ કરવા લાગ્યા. બૅન્કની અંદર ડૂબેલા પૈસાનો જો રત્નપુર તથા તેની આસપાસના ગામના લોકોના ઉદ્યોગ ધંધાને માટે ઉપયોગ કર્યો હોત તો હજારો મનુષ્યોનું પાલન કરવા સાથે તેમણે પોતે પણ પોતાના જીવનનું સાર્થક કર્યું હોત. રામમોહન આટલું બધું ભણ્યો હતો તેમજ ગર્ભશ્રીમંતાઇમાંજ ઉછર્યો હતો તેનું તો મનજ આ સમયે ભ્રમિત થઇ ગયું હતું, અને હવે શું કરવું તેના વિચારો કરી કરીને તે ગાંડા જેવો બની ગયો હતો; પણ રમાની સલાહ સાંભળી તેને તેના કર્ત્તવ્યનું ભાન થયું અને 'બડે બાપકા બડા બેટા' એ ન્યાયે પોતે પોતાનો વખત નિરર્થક ગુમાવ્યો તે માટે તેને ઘણોજ અફસોસ થવા લાગ્યો. પિતાપુત્રને રમાની સલાહ પસંદ પડતાંજ બીજેજ દિવસે મુંબઇ છોડીને તેઓ બધાં જીર્ણદુર્ગ ચાલ્યાં ગયાં.

* * *

જીર્ણદુર્ગમાં આવ્યાને છ મહિના થઇ ગયા પછી અમૃતરાયની પરિસ્થિતિમાં અપાર પરિવર્ત્તન થયું. જે અમૃતરાય પહેલાં અયશ આરામ અને પોઝીશનના પવનમાં મસ્ત રહેવામાંજ પોતાની જીંદ-

ગીનું સાર્થક સમજતા હતા તેમને હવે વાનપ્રસ્થાશ્રમમાંજ રહેવું સર્વોત્તમ જણાતું હતું. સુધારાના પ્રવાહમાં તણાઇ અયશઆરામમાં પડી રહેનારાં માણસો પશુઓનાં જેવાં નીચ તેમજ દુર્ભાગી છે એવી કલ્પના તેમના અંતરમાં ઉપજી. અમૃતરાય પોતાનો બધો વખત એકાંતમાં જ ગાળતા હતા. કોઇની સાથે વિશેષ મળતા હળતા નહિ. તેમનો ચ્હેરો હમેશાં પ્રશાંત અને અધ્યાત્મ વિચારોથી ગંભીર દેખાતો હતો. રામમોહનનો ચ્હેરો પણ પહેલાંના કરતાં સતેજ અને ચાલાક દેખાવા લાગ્યો હતો. પહેલાં વખત ગાળવા માટે શું કરવું તેની તેને ફિકર રહેતી હતી; પરંતુ હવે તો તેને પોતાની મિલકત તપાસવાને પણ પૂરતો વખત મળતો નહોતો.

એક દિવસે પિતાપુત્ર વાતો કરતા બેઠા હતા એટલામાં એક નોકરે આવી કહ્યું :—"બહારગામના કોઇ ગૃહસ્થ આપની મુલાકાતે આવ્યા છે."

આ ખબર સાંભળતાં જ અમૃતરાયે રામમોહનને આજ્ઞા કરી:— "રામમોહન! જા, કોણ આવ્યું છે તે જો અને પછી વાતચિત કરી તેને બારોબાર વિદાય કરી દે. કોઇની પણ મુલાકાત લેવાની મારી ઇચ્છા નથી. મિત્રો, આપ્તજનો, સગાં-સંબંધીઓ વખત આવ્યે કેટલાં ઉપયોગી થઇ પડે છે તેનો મને ઘણોજ સારો તેમજ સંપૂર્ણ અનુભવ થયો છે. બધા મિત્રોમાં શ્રેષ્ઠ, બધા આપ્તજનોમાં પ્રેમાળ અને બધાં સગાં-સંબંધીઓમાં વૈભવી સચ્ચિદાનંદ પરમાત્માના સાનિધ્ય શિવાય મને હવે કોઇની પણ મુલાકાતની જરૂર નથી."

અમૃતરાયના ઉદ્ગારો સાંભળી રામમોહન તરતજ ત્યાંથી ઉઠ્યો અને બ્હાર કોણ આવ્યું છે, તે જોવાને માટે ગયો.

રામમોહને બહાર જઈને જોયું તો તેણે બળવંતને જોયો! અમૃતરાય અને રામમોહનના અંતઃકરણમાં મુંબાઈમાં આવી પડેલા વખત પછી ઘણા માણસો માટે તિરસ્કાર ઉત્પન્ન થયો હતો તોપણ બળવંત, તેના ભાઇ વિષ્ણુપ્રસાદ તથા ગુલાબરાય, એ ત્રણેને માટે તેમના મનમાં સંપૂર્ણ સ્નેહ તેમજ આદર હતો. બળવંતને જોતાંજ રામમોહનનું હૃદય ભરાઇ આવ્યું, તેને જોતાંજ તે એકદમ બાઝી પડયો અને તેને તેના પિતાશ્રી બેઠા હતા ત્યાં તેડી જવા લાગ્યો. બળવંતે રામમોહનને પૂછયુંઃ—"કેમ, બધાં આનંદમાં તો છે ને? દિવાનસાહેબ કયાં છે?"

બળવંતનો પ્રશ્ન સાંભળી રામમોહને ઉત્તર આપ્યોઃ-"બધાં આનંદમાં છે. હું તમને પિતાશ્રી પાસેજ લઇ જાઉં છું" એમ કહી રામમોહન આગળ ચાલવા લાગ્યો અને બળવંત તેની પાછળ ચાલવા લાગ્યો. જૂની પદ્ધતિથી બાંધેલા આ ઘરના એક પછી એક ચોક વટાવી બન્ને યુવકો ઘરની પછવાડેના બાગમાં આવ્યા અને સામેજ દેખાતા એક શિવાલયમાં દાખલ ગયા. આ શિવાલય ન્હાનું પરંતુ ઘણીજ સુંદર બાંધણીથી બાંધવામાં આવ્યું હતું. શિવાલયની અંદર સફેદ ઇટાલિયન લાદીઓ જડી લેવામાં આવી હતી. શિવાલયના એક ખુણામાં અમૃતરાય એક મૃગચર્મ ઉપર બેઠા હતા. તેમણે ધોયેલાં વસ્ત્રો પહેરેલાં હતાં તથા અંગ ઉપર એક સફેદ કાશ્મિરી પાતળી પણ ગરમ શાલ ઓઢી હતી. માથાના તથા દાઢીના વાળ પણ ઘણા વધી ગયેલા હતા. વળી પાસે ચાર-પાંચ અધ્યાત્મશાસ્ત્રનાં પુસ્તકો પડેલાં હતાં. અમૃતરાયની સ્થિતિમાં આવું આશ્ચર્યજનક પરિવર્ત્તન થયેલું જોવામાં આવતાં બળવંતની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. તરતજ તેણે તેમને સાષ્ટાંગ નમસ્કાર

કર્યાં તથા તે તેમની પાસે જઈને બેઠો આ વખતે રમા અને ભાનુમતી પણ તેમની પાસે બેઠાં હતાં. બળવંતના બેઠા પછી અમૃતરાયે કહ્યું:— "તમે જે શ્રમ લઇને અમને મળવા અહિં આવ્યા છો તે જોઇ અમને બધાંને ઘણોજ આનંદ થાય છે. આપનું કારખાનું તો સારૂં ચાલે છે ને?"

બળવંતે નમ્રતાથી મધુર વચને ઉત્તર આપ્યો:—"કારખાનું સારી રીતે ચાલવાના મને વારંવાર પત્રો આવે છે; હું હજી સુધી કારખાનામાં ગયો નથી. આટલા દિવસ સુધી હું મુંબાઇ તેમજ તેની આસપાસના પ્રદેશમાંજ ફરતો હતો. આજે હું આપને એક આનંદના સમાચાર કહેવાને આવ્યો છું."

"મારે માટે હવે આનંદ યા તો શોકના સમાચાર સરખાજ છે," અમૃતરાયે કહ્યું. "મેં મુંબાઇ છોડતી વખતે સાંભળ્યું હતું કે, તમે તમારા ભાઇ વિષ્ણુપ્રસાદ અને ગુલાબરાય વગેરે એ બૅન્કના વિષે શોધખોળ કરવા માંડી છે. તમે તે કામમાં ક્યાં સુધી ફત્તેહ પામ્યા છો?"

"ઇશ્વર કૃપાએ અમે તે કાર્યમાં સંપૂર્ણ ફત્તેહ પામ્યા છીએ," બળવંતે ઉત્તર આપ્યો. "પોલિસે પહેલાં તો તે કામની તપાસ કરવા માટે ઘણી મહેનત ઉઠાવા માંડી હતી; પરંતુ કોણ જાણે શા કારણથી તેઓ પાછા ઠંડા પડી ગયા. મે જે પોલીસ ઇન્સ્પેક્ટરની મદદ લીધી તે ઘણોજ ભલો માણસ છે. આ ગુન્હાની શોધ ધીમી પડેલી જોઇને તે એકદમ તૈયાર થયો અને તેણે કોઇ જુદીજ રીતે શોધ કરવા માંડી. હું આટલા વખત સુધી તેનીજ સાથે હતો. આખરે શોધતાં શોધતાં અમે તે લુચ્ચાઓને પોર્ટુગીઝ સત્તા નીચેના ગોવા શહેરમાં શોધી કાઢયા અને ત્યાંથી બધી સંપત્તિ પણ અમને મળી.

શામળદાસ, કૃષ્ણલાલ, રસિક વગેરે મદ્રાસી, પંજાબી, ગુજરાતી, મરાઠી મળી લગભગ ચોવીસ પચીસ માણસની એક સોનેરી ટોળી છે, અને તેમનો ધંધો પણ કારસ્થાનો કરવાનો છે. ધોળે દિવસે લોકોની આંખોમાં ધૂળ નાખી પૈસા લૂંટવા, રેલ્વેની અંદર ફર્સ્ટ અને સેકન્ડ કલાસમાં મુસાફરી કરી અપ-ટુ-ડેટ્ જેન્ટલમેન લોફર બની લોકોને છેતરવા એ તેમનું મુખ્ય જીવનવ્રત છે. આશ્ચર્ય પામવા જેવું તો એ છે કે આ આખી ટોળીના લગભગ પોણા ભાગના મેમ્બરોએ વિશ્વવિદ્યાલયની ઉપાધિઓ મેળવેલી છે અને તેથીજ તેઓ પોતાનું ચીનના શાહુકારનું યા તો શરીફ બદમાશનું કામ કોઈને સહજ પણ સંશય ન આવે તેવી રીતે પાર ઉતારે છે. તેમના રહેઠાણ ઉપર અમે એકદમ દરોડો નાખ્યો ત્યારે અમને જુદી જુદી જાતના કાગળ પત્રો મળી આવ્યા. તે કાગળ પત્રો ઉપરથી એમ જણાય છે કે, આપના પૈસાનો ઘણોજ થોડો ભાગ નાશ પામ્યો છે. બૅન્કની સોનેરી ટોળીની શોધ લાગવાથી મુંબાઈનાં હજારો માણસો પોલિસની પ્રશંસા કરી તેને આશીર્વાદ આપે છે. આ શોધથી માત્ર થોડાંજ માણસો પકડાયાં છે. શામળદાસ, કૃષ્ણલાલ તથા રસિકનો હજી સુધી પત્તો મળ્યો નથી; પણ છુપી પોલિસની તેમના પર કડક નજર હોવાથી થોડાજ દિવસમાં તેઓ સપડાઈ જશે એમ જણાય છે. વળી જે ઘરની અંદર આ સોનેરી ટોળીની બધી સંપત્તિ રાખવામાં આવી હતી તેનો વ્યવસ્થાપક ઘણોજ સારો હોવાથી અને તેણે જમા ખર્ચનો હિસાબ બરાબર પ્રમાણિક રીતે રાખેલો હોવાથી અમને ઘણી સારી ફત્તેહ મળી છે. અંતે જેમના પૈસા હતા તેમને ઘણીજ સહેલાઈથી પોલિસ તરફથી પાછા આપવામાં આવશે.”

બળવંતે કહેલી હકીકત જો કે અહિં ટુંકમાંજ ઉતારી લીધી છે,

તોગાણુ તેણે તો આ હકીકત અતિ વિસ્તારથી કહી હતી. આ હકીકત સાંભળતાં વચ્ચે વચ્ચે રામમોહન, ભાનુમતી વગેરે તરફથી કાંઇ પ્રશ્નો પૂછવામાં અવતા હતા. માત્ર અમૃતરાય આ હકીકત શાંત રીતે સાંભળતા હતા.

બળવંતની હકીકત પૂરી થવા પછી અમૃતરાયે કહ્યું:—"બળવંતરાય! અમારા ઉપર તમારા ઘણા ઉપકાર થયા છે તેને માટે હું તમારો આભાર માની શકીશ નહિ; પણ રામમોહન માગશે. કારણ કે, હું હવે જેમ બને તેમ આવી સાંસારિક ઉપાધિઓથી મુક્ત થવા ઇચ્છું છું. જો કે તમારા ઉપકારના ઋણુમાંથી મુક્ત થવું અશક્ય છે, તથાપિ અંશતઃ પણ મુકત થવાના પ્રયત્ન તરીકે મેં રત્નપુરની મારી બધી મિલકત તમને ઉપહાર તરીકે આપવાનો નિશ્ચય કર્યો છે. તમે તે ઉજ્જડ જંગલ જેવી જમીનને સોનાના જેવી બનાવી છે તેથી તમારા તે ગુણો તરફ ધ્યાન આપી હું તમને આ એક સાધારણ પારિતોષિક આપું છું. આપણા દેશમાં ઉદ્યોગી અને વિચારબળ ધરાવનારા માણસો ઘણાજ થોડા છે તેથી જો અમે તેમનો ઉત્સાહ આવી રીતે વધારીએ નહિ તો આપણા દેશનું ઘણુંજ નુકસાન થવાનો સંભવ રહે છે."

"મારી યોગ્યતાના કરતાં પણ વિશેષ બક્ષિસ મળેલી છે એમ મને જણાય છે;" બળવંતે ઉપકાર દર્શાવતાં કહ્યું.

બળવંતના શબ્દો સાંભળી રામમોહન બોલ્યો:—"તમારી યોગ્યતાની દૃષ્ટિથી જોતાં તો આપવામાં આવતી બક્ષિસ ઘણીજ થોડી છે, એમ કહેવું પડશે. ઠીક, પણ પહેલાં જમી લ્યો અને પછી આપણે નિરાંતે વિશેષ વાતચિત કરશું."

રામમોહને ભાનુમતી અને રમાને બળવંતના ભોજનની વ્યવસ્થા

કરવાની આજ્ઞા કરી. રામમોહનની આજ્ઞા સાંભળતાં જ તે બન્ને જણીઓ ત્યાંથી ઉઠી ચાલવા લાગી. તેમની પછવાડે રામમોહન પણ બળવંતને સાથે લઇને ઉઠયો. તેઓ થોડાક આગળ ગયા એટલામાં અમૃતરાયે રામમોહનને બોલાવ્યો અને કહ્યું:—"રામમોહન! તેમને જમવા બેસાડી એક કાગળ અને ખડીઓ કલમ લઇ અહિં આવ. મારે એક કાગળ લખવાનો છે."

પિતાની આ આજ્ઞાનું રહસ્ય રામમોહન સમજી ગયો. તે પ્રસન્નવદને બળવંતને જમવાને માટે તેડી ગયો. બળવંત રામમોહનના હસવાનો અર્થ હજી સુધી સમજ્યો નહોતો. બળવંત તે દિવસે ત્યાંજ રહ્યો. રમાને કુશળવર્તમાન પૂછવાની બળવંતને વારંવાર ઇચ્છા થઇ આવી; પરંતુ ગમે તેમ હોય, તોપણ અમૃતરાયે રામમોહનને પોતાની પાસે બોલાવ્યાની ખબર તેને પડવાથી તે બળવંતની સ્હામે એક ક્ષણ ઉભી રહી નહિ. પહેલાં તે બળવંત સાથે વારંવાર વાર્ત્તાવિનોદ કરતી હતી; પણ આ વખતે તો તેણે બળવંતની તરફ દૃષ્ટિ સુદ્ધાં કરી નહિ.

બીજે દિવસે ચ્હા પાણી લેતી વખતે બળવંતે વિદાય માગી; પણ રામમોહને તેને વિદાય થવા દીધો નહિ. તેણે તેને બીજા પાંચ છ દિવસ રહેવાનો ઘણો આગ્રહ કર્યો તેથી બળવંત તદ્દન નિરૂપાય બની જઇને રહ્યો. આળસુની માફક ઘરમાં પડી રહેવાનું બળવંતને બિલકુલ પસંદ નહોતું તેથી તે આસપાસનાં ખેતરો અને જમીન જોવા હમ્મેશાં જવા લાગ્યો. બળવંત એક દિવસે બ્હાર ફરીને આવી બંગાલાના દરવાજામાં પગ મૂકે છે, એટલામાં વિષ્ણુપ્રસાદને ત્યાંથી બહાર નીકળતા તેણે જોયા. ભાઇને જોતાંજ તેને જેટલો આનંદ થયો તેટલુંજ આશ્ચર્ય પણ લાગ્યું. તે વિષ્ણુ-

પ્રસાદની એકદમ નજીકમાં ગયો અને પુછયું:—"ભાઇ! તમે અહિં કયાંથી? કાંઇ ગરબડ તો નથી ને?"

"હા, થોડીક ગરબડ છે," વિષ્ણુપ્રસાદે હસતાં હસતાં કહ્યું. "હું તેટલા માટેજ અહિં આવ્યો છું. મારી સાથે આવ, એટલે તને બધી ખબર પડશે."

વિષ્ણુપ્રસાદના શબ્દો સાંભળી બળવંત આકાશ પાતાળના વિચારમાં પડી ગયો, અને શી ગરબડ હશે તેનો વિચાર કરવા લાગ્યો; પરંતુ વિષ્ણુપ્રસાદે તેને હસતાં હસતાં ઉત્તર આપ્યો હતો તેથી કાંઇ અનિષ્ટ તો નહિજ થયું હોય એમ તે ધારવા લાગ્યો. બળવંત વિચાર કરતો કરતો વિષ્ણુપ્રસાદની પછવાડે ચાલતો હતો એટલામાં વિષ્ણુપ્રસાદ એક મ્હોટા તેમજ સુશોભિત ઘરમાં દાખલ થયા. બળવંત પણ તેમની પાછળ પાછળ તે ઘરમાં દાખલ થયો. ઘરમાં દાખલ થતાં તેણે કેટલીક ચીજોને અસ્તવ્યસ્ત પડેલી જોઇ અને છોકરાંઓનો શોરબકોર તેના કાને સંભાળાયો. બળવંત આ બનાવ જોઇ ઘણોજ ગંભીર બની જઇ વિચારમાં પડી ગયો; પરંતુ તેની વિચારમાળા ઝાઝો વખત ટકી નહિ. સહજ આગળ જતાંજ વસુમતી અને બળવંતની બન્નેની દૃષ્ટિઓ મળી. બન્ને જણાં હસી પડયાં. વસુમતી હસતાં હસતાં બોલી;—"આવો, જમાઈરાજ! પત્ની પ્રાપ્ત કરવાને માટે પ્રેમઘેલા બની જઇને અમારો ત્યાગ કરી એકલાએ જ પલાયન કર્યું; પણ અમે કાંઇ તમારો ત્યાગ કરીએ એવાં નથી!" આટલા શબ્દો બોલતાં જ તેનાં નયનયુગલમાં હર્ષનાં આંસુઓ ઉભરાઇ જવા લાગ્યાં.

હવેજ સઘળું ગુપ્ત રહસ્ય બળવંતના જાણવામાં આવ્યું. અમૃતરાયે જે ગુપ્ત પત્ર રામમોહનની પાસે લખાવ્યો હતો તેનો

મતલબ શી હોવી જોઇએ તે હવે સારી રીતે સમજી શકયો.

અમૃતરાયે રમાનાં લગ્ન બળવંતની સાથે કરી નાખવાનો નિશ્ચય કર્યો હતો, અને તેથીજ તેમણે બળવંતથી ગુપ્ત પત્ર લખી વિષ્ણુપ્રસાદને જીર્ણદુર્ગ તેડાવ્યા હતા. એક શુભ મુહૂર્તે બળવંત તેમજ રમાનું સ્નેહ લગ્ન ઘણી ધામધૂમથી થઇ ગયું—પ્રેમી જનોનું પ્રેમ-મિલન થયું. દંપતીના આનંદનો પાર રહ્યો નહિ.

અમૃતરાયે લગ્ન પ્રસંગે ઘણું ખર્ચ કર્યું. ગરીબ લોકોને દાન દક્ષિણા આપી લગભગ ચાર દિવસ સુધી જમાડયાં હતાં. જાન વળાવતી વખતે રામમોહન, ભાનુમતી, અમૃતરાય વગેરેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. બધાંની રજા લેતી વખતે રમાનું હૃદય પણ ભરાઇ આવ્યું. કોઇથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. બધું સરઘસ વાજતે ગાજતે જાનને ઉતારે આવ્યું. ત્યાં પહોંચતાંજ વસુમતીએ તેમને વધાવી લીધાં. હર્ષમાં ને હર્ષમાં તે તેમને દિવાનખાનામાં લઇ ગઇ. સૌ પોતપોતાને સ્થળે જવા લાગ્યાં. વસુમતી રમા હતી ત્યાં આવી પહોંચી અને તરતજ તેને બાઝી પડી. “બ્હેન ! આજથી આપણે એકજ છીએ મારા અપરાધોને મ્હોટું મન રાખી તારા પેટમાં સમાવી રાખજે. હું તો રાખીશ જ. હું તારી મ્હોટી બ્હેન અને તું મારી ન્હાની બ્હેન છે.”

વસુમતીના શબ્દો સાંભળતાંજ રમાનું અંતઃકરણ વિશેષ આર્દ્ર થયું. તે આંખો સાફ કરતાં બોલીઃ—“પિતાશ્રીએ મને તમારાજ આશ્રયમાં સોંપી છે. જીંદગી સુધી આવો અખંડ પ્રેમ રાખી મને નિભાવી લેશો એટલુંજ હું ઇચ્છુ છું.” એટલું કહેતાંજ બન્ને જણીઓ કોઇના બોલાવવાથી તરતજ ત્યાંથી નીકળી બીજી બધી સ્ત્રીઓ જ્યાં બેઠી હતી ત્યાં ચાલી ગઇ!

## પ્રકરણ ૨૧ મું.

### ઘરડા ઘુવડનો પ્રપંચ!

"યુવા વૃદ્ધાવસ્થા, સુખ દુઃખ સમે નિર્મલ અતિ
ડગે ના પ્રીતિની દિલ પરની જ્વાળા ઝળકતી."

—કલાપી.

લગ્ન સમારંભ ખલાસ થયા પછી વિષ્ણુપ્રસાદ બળવંત અને રમાને પોતાની સાથે મુંબાઇ તેડી લાવ્યા હતા. ત્યાં ચાર છ દિવસ રહી બળવંત પાછો રત્નપુર ચાલ્યો ગયો. આપણા જેવા સાધારણ સ્થિતિના કુટુંબમાં રમા કેવી રીતે વર્તશે, તેની વસુમતિને ચિંતા થતી હતી; પરંતુ એ ચાર દિવસમાંજ રમાની વર્તણુંક તેમજ તેની કામકાજ કરવાની પદ્ધતિ તથા બોલવા ચાલવાની મર્યાદા જોઇ વસુમતીની ચિંતા ઓછી થઇ. એટલુંજ નહિ, પણ જેમ જેમ તે બન્ને જણીઓ વધારે સંબંધમાં આવતી ગઇ તેમ તેમ બન્ને જણીઓમાં સગી બ્હેનો જેવો પ્રેમ ઉત્પન્ન થતો ગયો અને તેજ પ્રમાણે તેઓ વર્તવા લાગ્યાં. આસપાસની સ્ત્રીઓને પણ દિવાન સાહેબની પુત્રી કેવી છે, તેનો મિજાજ કેવો છે વગેરે જાણવાની ચટપટી લાગી રહી હતી; પરંતુ રમાને નિરભિમાની, સરળ અને શાંત પ્રકૃતિની જોઇ તેઓ પણ અજાયબ થઇ ગઇ. રમા આવી રીતે એક મહિનો સાસરે રહી એટલે રામમોહન જીર્ણદુર્ગથી તેને તેડવા આવ્યો અને ચાર દિવસ રહી રમાને સાથે લઇ તે પાછો જીર્ણદુર્ગ ચાલ્યો ગયો.

અમૃતરાયને પોતાની સંપત્તિ પાછી મળવાથી પોતાનો 'સ્નેહ-સદન' નામનો બંગલો જે તેમણે પાછો ફરીથી ખરીદી લીધો હતો—તેમાં પૂર્ણ ઠાઠમાઠથી રહેવાને કાંઇ જાતની હરકત નહોતી; પરંતુ તેમને વાનપ્રસ્થાશ્રમની શાંતિનું સુખ છોડવાની ઇચ્છા થઇ નહિ. રામમોહનની માનસિક સ્થિતિ પણ અમૃતરાયની માફક બદલાઈ ગઇ હતી. મુંબાઈમાં રહી મૉટરની અંદર બેસી જ્યાં ત્યાં ભટકવા કરતાં જીર્ણદુર્ગના કર્ત્તવ્યક્ષેત્રમાં ત્યાંના સાદા અને ભોળા દિલના ઉદાર લોકો સાથે સમય પસાર કરવો તેને વધારે શ્રેયસ્કર જણાતો હતો. મુંબાઇના મિત્રો સાથે જગતની ઉથલપાથલનાં નકામાં ગપ્પાં મારવા કરતાં ખેડૂતો સાથે તેમના સુખદુઃખની ચર્ચા કરવી એજ ઇષ્ટ છે એમ તેને લાગતું હતું. એક હોશિયાર વૈદ્યને બોલાવી તેણે ધર્માદા દવાખાનું શરૂ કર્યું તથા ગરીબ ખેડૂતોનાં છોકરાંઓને ભણવાને માટે એક નિશાળ પણ સ્થાપી. આ નિશાળમાં પ્રાથમિક શિક્ષણ આપવાની સાથે ખેતીનું જ્ઞાન આપવાની પણ વ્યવસ્થા કરેલી હોવાથી ખેડૂતોને ઘણોજ ફાયદો થવા લાગ્યો. ખેડૂતોના કેટલાક જૂના રીતરિવાજો તેમજ તેમનાં દુષ્ટ વ્યસનોને જડમૂળથી ઉખેડી નાખવાનો તેણે પ્રયત્ન કર્યો અને તેમાં તે ફત્તેહ પણ પામ્યો. એક હોશિયાર એન્જીનીયરને રાખી પોતાનાં બધાં ખેતરોમાં પાણી પૂરું પડે તેવી તેણે વ્યવસ્થા કરી અને તેથી તેની આવક વધવા સાથે ખેડૂતોની સ્થિતિમાં પણ સારું પરિવર્ત્તન થવા લાગ્યું. સુધરેલાં ઓજારોની તેમજ બીજી પણ કેટલીક ઉત્તમ પ્રકારની સગવડ થયાથી ખેડૂતોને ઘણોજ ફાયદો થવા લાગ્યો. રામમોહનનું કાર્યક્ષેત્ર આવી રીતે દિવસે દિવસે વિસ્તૃત થતું હોવાથી તેને બીજા કોઇ પણ સ્થળે જવાની ઇચ્છા થતી નહોતી.

રમા સાસરેથી આવી એટલે તેની તદ્દન સાદી તથા શાંત વર્તણુંક જોઇને અમૃતરાયના મનને ઘણોજ સંતોષ થયો. મુંબાઇના કૃત્રિમ સુખ કરતાં સાદાઇથી રહેવામાંજ ખરૂં સંસાર સુખ તેમજ શાંતિ છે એવી તેમને ખાત્રી થઇ. રમા એક મહિનો જીર્ણદુર્ગમાં રહ્યા પછી પોતાને રત્નપુર તેડી જવા માટે બળવંત ઉપર ઉપરા ઉપરી પત્રો લખવા લાગી. કેમકે તે સમજતી હતી કે સ્ત્રીએ હમ્મેશાં પતિના સહવાસમાં રહી તેની સેવા કરવી જોઈએ.

રમાના પત્રો વાંચી બળવંતે વિષ્ણુપ્રસાદને રમાને રત્નપુર મોકલી દેવા માટે લખ્યું. વિષ્ણુપ્રસાદને પણ વસુમતી હમ્મેશાં તેમજ કહ્યા કરતી હોવાથી બળવંતનો પત્ર આવતાંજ વસુમતીની સલાહ લઇ બન્નેના સંસારને માટે જરૂર પડતી ચીજો લઇ તે તરતજ તેમણે રત્નપુર રવાના કરી દીધી અને પછી તે વસુમતીને સાથે લઇ તરતજ જીર્ણદુર્ગ જવા માટે રવાના થયા. ત્યાં બે ચાર દિવસ રહી રમાને સાથે લઇ તેઓ બધાં રત્નપુર આવ્યાં. તેઓ ત્યાં આવ્યાં તે પૂર્વેજ બળવંતે જગ્યાની વ્યવસ્થા કરી રાખી હતી. વસુમતી આઠ દસ દિવસ ત્યાં રહી અને રમાનો સુખમય ગૃહસંસાર માંડી આપી પાછી વિષ્ણુપ્રસાદ સાથે મુંબઇ ચાલી આવી.

શ્રીમંતના ઘરમાં ઉછરેલી અને તેમાં પણ વળી નવા સંસારની શરૂઆતને લીધે કદાચિત્ રમા ગભરાઇ જાય એમ ધારી બળવંતે એક રસોઇઓ રાખવાની વ્યવસ્થા કરી હતી; પરંતુ રમાને આ વાત પસંદ પડી નહિ. તેણે રસોઇઆને રજા આપી માત્ર લુગડાં ધોવા અને વાસણો માંજવા માટેજ એક બાઇને નોકર તરીકે રાખી, અને બાકીનું બધું કામ તે પોતે કરવા લાગી. રસોઇનું જ્ઞાન તેને સાધારણ હતું; તો પણ મુંબાઇમાં એક મહિનો રહી હતી ત્યારે

તેટલા વખતમાં તેણે ઘણીખરી બાબતનું જ્ઞાન વસુમતી પાસેથી મેળવી લીધું હતું. ઉત્તમ બુદ્ધિશાળી અને પતિને હમ્મેશાં આનંદમાં રાખવાની ઉત્સુકતાવાળી પત્નીથી બળવંતને કલ્પના કરતાં પણ વધારે સુખ મળવા લાગ્યું. સંસારમાં પડયા પછી કારખાના તરફ થોડું ધ્યાન અપાશે એવી બળવંતને પહેલાં ધાસ્તી લાગતી હતી; પરંતુ રમાની કાર્યદક્ષતા તથા સંસાર ચલાવવાની ઉત્તમ વ્યવસ્થાને લીધે તેને પોતાના ઘરની જરા પણ ચિંતા રહી નહિ. ધીમે ધીમે કારખાનાના દરેક માણસ સાથે રમાની ઓળખાણ થવા લાગી અને તેનું સદાચરણ તેમજ ગરીબો પરની દયા જોઇને દરેક જણને કારખાનાનું રક્ષણ કરવા માટે દેવી અન્નપૂર્ણાજ આવી છે એવી કલ્પના થવા લાગી. રમા બળવંત પ્રત્યે એવું સંતોષજનક વર્તન ચલાવતી હતી કે તેથી બળવંતને અપૂર્વ આનંદ થતો. તે પોતાના સંસારને સ્વર્ગ સમજતો હતો. પૂર્વજન્મનાં સુકૃત્યોને લીધેજ આવા સારા સ્વભાવની પત્ની પોતાને મળી છે એમ વિચારી તે ઇશ્વરનો વારંવાર આભાર માનતો હતો.

આવી રીતે આ દંપતીએ સ્વર્ગીય સુખમાં ત્રણ વર્ષ પસાર કર્યાં. આ વખત દરમ્યાન રમાએ એક પુત્રને જન્મ પણ આપ્યો હતો; પરંતુ ભાનુમતીનાં છોકરાં બચતાં ન હોવાથી તેણે રમાના પુત્રને પોતાની પાસે રાખી લીધો હતો. વસુમતીને પણ ન્હાનાં બે બાળકો હતાં. તેને પણ ભાનુમતી કોઇ કોઇ વખત જીર્ણદુર્ગમાં લઇ આવતી. ભાનુમતીને પોતાના વૈભવનું સહજ પણ અભિમાન રહ્યું નહોતું. તેની આવી સાદાઇ જોઇને અમૃતરાય પણ મનમાં આનંદ પામતા હતા, અને આવી રીતે તેમના વૃદ્ધાવસ્થાના દિવસો અપૂર્વ સુખમાં પસાર થતા હતા.

રમાનું લગ્ન થવાને ત્રણ વર્ષ થયાં એટલે પછી અમૃતરાયની પ્રકૃતિ એકાએક બગડી ગઇ અને આવા વૃદ્ધાવસ્થાના વખતમાં દુઃખ સહન કરવાની શકિત તેમનામાં નહિ હોવાથી તેમણે બળવંત અને રમાને પોતાની પાસે બોલાવી લીધાં. તેમની પ્રકૃતિ દિવસે દિવસે વધારે બગડવા લાગી. વૈદ્યોએ પણ તેમની આશા છોડી દીધી. રમાના આવ્યા પછી આઠમે દિવસે અમૃતરાય ઘણીજ શાંતિથી આ લોકની યાત્રા પૂર્ણ કરી પરલોક યાત્રા કરી ગયા. તેમનું મૃત્યુ થયાથી આખું જીર્ણદુર્ગ ખળભળી ઉઠયું તા પછી તેમનાં કુટું-બનાં માણસોને કેટલું બધું દુઃખ થયું હશે તેની કલ્પના આવવી અશકય છે. અમૃતરાયની ઉત્તર ક્રિયા સંપૂર્ણ થયા પછી ભાનુમતીના આગ્રહથી રમા પિયરમાં જ થોડો વખત રહી. અમૃ-રાયના સ્વર્ગવાસ પછી લગભગ વીસ બાવીસ દિવસે રમા આગળના ખંડમાં બ્હારથી આવેલી કેટલીક સ્ત્રીઓ સાથે કાંઇક વાતચીત કરતી બેઠી હતી એટલામાં એક સાઠ પાંસઠ વર્ષનો વૃદ્ધ; પણ સહજ સભ્ય દેખાતો ગૃહસ્થ ચિંતાયુકત ચ્હેરે અંદર આવ્યો, અને બેઠેલી સ્ત્રીઓ તરફ જોઇ તેણે પૂછયું:—"રામમોહનરાય ઘરમાં છે કે?"

વૃદ્ધનો કંઠસ્વર ચિંતામિશ્રિત હતો. તેનો પ્રશ્ન સાંભળી રમા સમજી ગઇ કે તે ઘણોજ ચિંતામાં હોવો જોઇએ. તેણે સહાનુભૂતિસૂચક સ્વરે વૃદ્ધને ઉત્તર આપ્યો:—"આવો, બેસો; રામમોહનરાય બ્હારગામ ગયા છે. આવતી કાલે અથવા પરમ દિવસે આવશે. આપને શું કામ છે?"

"હું રત્નપુરથી બળવંતરાયનો પત્ર લઇને આવ્યો છું," રમાએ બતાવેલી જગ્યાએ બેસતાં તે વૃદ્ધે એક ગાઢ નિઃશ્વાસ

મૂકતાં કહ્યું. "તેમની તબિયત એકદમ બગડી જવાથી સાથે બે ચાર માણસોને પોતાની સાથે લઇ તે મુંબઇ જવા માટે નીકળ્યા છે. તમે તેમને રસ્તામાંજ મળી શકો એટલા માટે તેઓ અમદાવાદમાં ચોવીસ કલાક રોકાવાના છે અને તેથીજ તમને તેડી લાવવા માટે તેમણે મને અહિં મોકલ્યો છે. આજે સ્હાંજની ગાડીમાં જો આપણે જઇએ તો તેમને આવતી કાલે સવારે અમદાવાદમાં મળી શકીએ. જુઓ, આ પત્ર પણ તેમણે આપ્યો છે." આમ કહી તે વૃદ્ધ ગૃહસ્થે એક પત્ર રમાના હાથમાં આપ્યો.

બળવંતની બિમારીના સમાચાર સાંભળતાંજ રમાના પેટમાં ફાળ પડી. તેણે પત્રનું કવર એકદમ ફાડી નાખ્યું અને પત્ર વાંચવા માંડ્યો. પત્રની અંદર પેલા વૃદ્ધ ગૃહસ્થે કહેલી હકીકત લખેલી હતી, તેમજ અક્ષર પણ બળવંતના જેવાજ જણાતા હોવાથી રમાના મનમાં કોઇ પણ જાતનો સંશય આવ્યો નહિ. પરિચિત હસ્તાક્ષરો જોઇને તેમજ પતિની બિમારીના સમાચાર વાંચીને રમાની સ્થિતિ ઘણીજ ગંભીર બની ગઇ. જો ઇશ્વરે તેને પાંખો આપી હોત તો તે અત્યારે ઉડીને બળવંત પાસે ગયા સિવાય રહેત નહિ; પરંતુ તેવી રીતે જવું એ માણસની શકિત બહારની વાત છે, એમ તેના ધ્યાનમાં આવતાંજ તે એકદમ ખિન્ન થઇ ગઇ. તેના વદનમંડળ ઉપરની રતાસ ઉડી ગઇ અને તેનું મ્હોં કાગળના જેવું સફેદ થઇ ગયું. તરતજ તેણે તે પત્ર ભાનુમતીને બતાવ્યો અને હવે શુ કરવું તેને માટે તેની સલાહ પૂછી.

રામમોહન ઘેર નહિ હોવાથી ભાનુમતી પણ શી સલાહ આપવી તેના મ્હોટા વિચારમાં પડી ગઇ. માણસ પર એકાદ વિલક્ષણ પ્રસંગ આવે, પછી તે કાલ્પનિક પ્રસંગ પણ કેમ ન

હોય-તો પણ તેવે વખતે ગમે તેવા બુદ્ધિમાન્ માણસની અક્કલ પણ ગૂમ થઇ જાય છે. અર્થાત્ બીજાએ આપેલી ખરીખોટી સલાહનો વિચાર કરવાની પણ તેનામાં શકિત રહેતી નથી. રમા અને ભાનુમતી આવી ચિંતામાં પડયાં હતાં તે વખત દરમ્યાન પેલો વૃદ્ધ ગૃહસ્થ કાંઇ શાંતિથી બેસી રહે નહોતો. તે રમાની ચિંતા વધારવાનો અને બળવંતને મળવાની તેની આતુરતા વધારવાનોજ પ્રયત્ન કરતો હતો. તેણે ગંભીરતાથી કહ્યું:-" રમાબ્હેન! તેમાં વિચાર શો કરો છો? રામમોહનરાય ઘેર નથી, તો તેમને એક પત્ર લખી રાખો અને મારી સાથે ચાલો. એમાં આવા મહાભારત વિચારમાં કેમ પડી જાઓ છો? હાલમાં ન્હાનાં બાળકો પણ કાશ્મિરથી રામેશ્વર સુધી એકલાં પ્રવાસ કરી શકે છે. તમે તો કેળવાયેલાં છો અને વળી સાથે હું પણ છું, તેથી તમારે કોઇ પણ જાતની ધાસ્તી રાખવાનું કારણ નથી. રામમોહનરાયની રજા સિવાય કેમ જવું એ એક પ્રશ્ન છે; પરંતુ આ પ્રસંગે એ પ્રશ્ન પ્રત્યે લક્ષ્ય આપવાની જરૂર નથી. બળવંતરાયની તબિયત કાંઇ વિશેષ બગડી નથી; પરંતુ ગમે તેમ હોય—તેમણે જેમ બને તેમ જલદીથી તમને બોલાવી લાવવાની મને આજ્ઞા કરી છે એટલેજ મારે લાચારીથી આવી સલાહ આપવી પડે છે. આપણે જલદી નીકળીએ તો અમદાવાદ જરૂર તેમની અને આપણી મુલાકાત થશેજ."

વૃદ્ધ ગૃહસ્થનાં આવાં વચનો સાંભળી રમાના મનમાં અનંત વિચારો આવવા લાગ્યા. પતિથી વિયોગી બન્યાને ઘણો કાળ ગયેલો હોવાથી તેમજ તેમની તબિયત ઠીક નહિ હોવાથી રસ્તામાંજ મળવાનો તેમણે કરેલો આગ્રહ-વગેરે બાબતનો સંપૂર્ણ વિચાર કરી તેણે તે વૃદ્ધ ગૃહસ્થની સાથેજ જવાનો વિચાર કર્યો. તરતજ તેણે

રામમોહનને એક પત્ર લખી રાખ્યો અને પેલા વૃદ્ધ સાથે સાંજના ૪–૫૦ મિનિટે ઉપડતી ટ્રેનમાં સેકંડ ક્લાસની ટીકીટ કાઢી જીર્ણદુર્ગથી મુંબાઈ તરફ રવાના થઈ. ગાડીમાં બેઠા પછી પેલો વૃદ્ધ ગૃહસ્થ બે ચાર નિઃશ્વાસ મૂકી બોલવા લાગ્યો:—"ચાલો, હવે મારા જીવમાં જીવ આવ્યો. હવે આપણે બરાબર સ્હવારે તેમને અમદાવાદમાં મળીશું."

રમા આ શબ્દો સાંભળી કાંઇ પણ બોલી નહિ. ગાડી ચાલતી થયા પછી થોડો વખત તે બેઠેલીજ હતી; પરંતુ તે પતિના વિચારોમાંજ વ્યાકુળ બની ગઇ હતી. તેના મનની સ્થિતિ ઘણીજ ખરાબ થયેલી હોવાથી તેમજ પેલા વૃદ્ધ ગૃહસ્થમાં તેને વિશ્વાસ હોવાથી તે જ્યાં બેઠી હતી ત્યાંજ સહજ આડી થઇ; અને તંદ્રામાં પડી. રમાને ઉંઘ આવેલી જોતાંજ પેલા વૃદ્ધનો ગંભીર ચ્હેરો મહા ભયંકર દેખાવા લાગ્યો. તરતજ પોતાના ખિસ્સામાંથી એક બાટલી કાઢી તે તેના તરફ ચમત્કારિક દૃષ્ટિથી જોવા લાગ્યો. ઇશ્વર જાણે તે બાટલીમાં શું હતું?



# પ્રકરણ ૨૨ મું.

## કપટીઓનું કારસ્થાન.

" જૂની પ્રીતિ ગઇ તૂટી ! નથી તૂટી તણી બૂટી !
ખૂટી ગઇ વાટ દીવાની, પછી બળવું રહ્યું ક્યાંથી? "
—કલાપી.

રમાને ગયાને બે દિવસ થઇ ગયા. ત્રિજે દિવસે રામમોહન બ્હારગામથી ઘેર આવ્યો. ભાનુમતીએ રમા વિષેની બધી હકીકત વિના વિલંબે તેને કહી ભાનુમતીએ કહેલી હકીકત સાંભળ્યા પછી રમા ગઇ એજ તેણે ઠીક કર્યું એમ તેને જણાવા લાગ્યું. કારણ કે રમા અને બળવંતના અપૂર્વ પ્રેમથી તે અપરિચિત નહોતો, અને તેથીજ પોતાની રજા વગર પણ તે ગઇ તે માટે તેના મનમાં કોઇ પણ જાતનો સંશય આવ્યો નહિ. રામમોહનની બળવંત તરફ ઘણીજ સારી લાગણી હોવાથી તેણે પણ ભાનુમતીને સાથે લઇને મુંબઇ જવાનો વિચાર કર્યો. તે વિષે તેણે ભાનુમતીની સલાહ લીધી અને બન્ને જણાએ મસલત કરી બે ચાર દિવસ પછી મુંબાઇ જવાનો વિચાર કર્યો. એક દિવસ રામમોહન મુંબાઇ જવાની તૈયારી કરતો હતો એટલામાં પોષ્ટમેન આવ્યો અને તેણે રામમોહનના હાથમાં કેટલાક પત્રો મૂક્યા. ઉપરનો પહેલો પત્ર તેણે ઓળખ્યો અને તે રમાનોજ હોવો જોઇએ એમ તેની ખાત્રી થઇ. પત્ર ફોડવા જાય છે એટલામાં તેની નજર પત્ર ઉપર પડેલી કરાંચીની છાપ ઉપર ગઇ. કરાંચી શબ્દ વાંચતાંજ તે આશ્ચર્ય-

ચકિત થઇ ગયો અને એક ક્ષણ સુધી તેનું અંતઃકરણ ભયંકર કલ્પનાઓથી કંપવા લાગ્યું. તેણે પાછું ફરીથી તે કવર ઉથલાવી ઉથલાવીને જોયું. કવર ઉપર તપાસ કરતાં રમા, એવા શબ્દો એકબીજામાં ગુંથેલા હતા, તથા તેની નીચે અર્દ્ધવર્તુલમાં '**यतो धर्मस्ततो जय :**' એવું સુંદર વાકય હતું. રમા હમ્મેશાં આવા કવરનો જ ઉપયોગ કરતી હતી તેથી તેમજ ઉપરના અક્ષરો પરથી પત્ર રમાનો જ છે એવી તેની ખાત્રી થઇ. ત્યારે કરાંચીની છાપ શા માટે હોવી જોઇએ? એવા વિચારમાં તે પડી ગયો એટલામાં ભાનુમતી ત્યાં આવી અને તેણે પૂછ્યું:— "રમા બ્હેનનો પત્ર આવ્યો હોય એમ જણાય છે!"

રામમોહને હૃદયભાવને છુપાવી ગંભીરતા ધારણ કરી કહ્યું:— "હા પત્ર રમાનોજ છે; પરંતુ તેના પર કરાંચીની છાપ કેમ છે, તેની કાંઇ ખબર પડતી નથી!"

"શું કરાંચી?" ભાનુમતીએ ગભરાઇ જઇને પૂછ્યું.

"હા." રામમોહને પોતાની ડોક નીચી નમાવી ઉત્તર આપ્યો. તરતજ તેણે કવર ફોડી અંદરનો કાગળ વાંચવાનો આરંભ કર્યો. પત્રનો એકેએક શબ્દ રામમોહનનાં અંતઃકરણને ઘણું વિહ્વળ કરવા લાગ્યો. પત્ર પૂરો વાંચી રહેતાં જ પોતાને કપાળે હાથ મારી તે એકદમ પાસે પડેલા કૉચ ઉપર ઢળી પડયો. રામમોહનની આવી સ્થિતિ જોતાંજ ભાનુમતી ગાંડીઘેલી બની ગઇ. એકદમ તે પોતાના કબાટ પાસે દોડી ગઇ અને તેમાંથી કોલન વૉટરની શીશી દોડતી લઇ આવી અને રામોહનના ચ્હેરાપર છાંટી તેને પવન નાખવા લાગી. થોડા વખત પછી રામમોહન સાવધ થયો. ભાનુમતીએ પોતાની આંખો લૂછતાં પૂછ્યું:— "તે પત્રમાં એવું શું

અશુભ લખેલું છે? બળવંતરાયની તબીયત તો ઠીક છે ને?"

ભાનુમતીના શબ્દો સાંભળી રામમોહન થોડો વખત સ્તબ્ધ બેસી રહ્યો, પછી એક દીર્ઘ નિઃશ્વાસ મૂકી તેણે ઉત્તર આપ્યો, "તુંજ આ પત્ર વાંચી જો એટલે તને બધી ખબર પડશે."

ભાનુમતીએ ભીતિયુકત વિહ્‌વળ અંતઃકરણે નીચે પડેલા કાગળ ભેગા કર્યા, અને કરાંચીનો પત્ર કયો તે જોવા લાગી. પત્ર જોતાંજ તેણે રામમોહનને પૂછ્યું: "આ પત્રમાં કોની છબી છે?"

રામમોહન ચિંતાગ્રસ્ત થયેલો હોવાથી પત્રની સાથે બીજા કયા કાગળો છે, તે તરફ તેનું બિલકુલ ધ્યાન ખેંચાયું નહોતું; પરંતુ ભાનુમતીએ આપેલી છબી જોતાંજ તેની આંખો અગ્નિની માફક લાલ થઇ ગઇ અને તે છબીને ફાડી નાખવી કે બાળીને ખાક કરી નાખવી તેના વિચારમાં ને વિચારમાં તે પોતાના દાંત કચકચાવવા લાગ્યો. પરંતુ કોણ જાણે તેને શું જણાયું? તરતજ તેણે તે છબીને "આ નરાધમેજ અમારા કુળને કલંક લગાડયું છે," એમ બોલી પોતાના ખિસ્સામાં મૂકી.

વાંચક! આ પત્રમાં એવું તે શું લખેલું હતું, કે જેથી આ બન્ને જણાંની આવી ચમત્કારિક સ્થિતિ થઈ ગઇ"? તે ભેદ જાણવાની ઇચ્છા હોય તો તે પત્ર અહિં અક્ષરશઃ ઉતારી લઇએ છીએ.

બંદર રોડ, નં. ૧૯
**કરાંચી**, તા. ૧૮–૨–૧૪.

**પ્રિય ભાઈ,**

બ્હેન રમા—નહિ! એ નામ મને પસંદ નથી—રમાના સાષ્ટાંગ પ્રણિપાત. આ કાગળની હકીકત વાંચી આપને ઘણુંજ ખરાબ લાગશે, પણ નિરૂપાય. હું હવેથી આપના અને બળવંતરાયના

ઘરથી છૂટી થાઉં છું, તે માટે મને જરા પણ ખરાબ લાગતું નથી. કદાચિત્ આપના બન્નેના ઘરને કલંક લગાડયું એમ જો તમે કહો તો પણ તેની જવાબદારી મારા પર નથી. ન્હાનપણથીજ જે શિક્ષણ મને મળ્યું હતું તેનું સ્પષ્ટ ફળ આજે મને મળ્યું હોય એમ જણાય છે. મારૂં અધઃપતન થયું એમ આપને જણાતું હશે, પરંતુ મને તેવું કાંઈ જણાતું નથી. પહેલાંથીજ મારૂં મન રસિકલાલ ઉપર ચોંટેલું હતું. તમે અને પિતાશ્રીએ મારો કોઈ પણ જાતનો વિચાર નહિ પૂછતાં બળવંતરાય સાથે મારૂં બળાત્કારે લગ્ન કર્યું તેનું જ આ પરિણામ છે. ખરી રીતે જોતાં મારા પતિ રસિકલાલ છે. તેમની અને મારી આટલા દિવસથી જે જુદાઇ હતી તે હવે ઈશ્વર કૃપાથી દૂર થઈ છે અને અમે એક બીજાનું સહવાસ સુખ મેળવવા ભાગ્યશાળી થયાં છીએ. તેના સ્મરણ ચિહ્ન તરીકે બળવંતરાયે રત્નપુરમાં બાંધેલા શિવાલયના બાંક પર રસિકલાલનો અને મારો જે ફોટોગ્રાફ લેવામાં આવ્યો છે તેની એક નકલ આજે મેં આપના તરફ મોકલી છે. પિતાશ્રીનો બેન્કમાં જે રકમ ડૂબી હતી અને તેમાંથી જે કાંઇ થોડું ઘણું મળ્યું હતું, અને બાકી જે રકમ મળી નહોતી તે રસિકલાલ પાસે છે. તેમણે મારા કહેવાથી તે રકમ છુપાવી રાખી હતી. તેમાંની બે લાખની સરકારી નોટો રસિકલાલથી બજારમાં વટાવી શકાય તેમ નહિ હોવાથી તે તેમણે મારી પાસે પહેલાંથીજ આપી મૂકેલી હોવાથી મેં ત્યાંથી નીકળતી વખતે તે નોટો મારા પલંગ પરનાં ગાદલાંઓની વચ્ચે છુપાવી રાખી છે. તેવીજ રીતે પહેલાં પિતાશ્રીના ઘડીઆળની મોતીની સાંકળી ચોરાઇ ગઇ હતી, તે પણ પલંગના ઉશિકા નીચે છે. વાસ્તવિક રીતે જોતાં મેંજ ચોરીને તે

રસિકલાલને બક્ષિસ તરીકે આપી હતી; પરંતુ તેમણે થોડા વખત પહેલાં તે પાછી મને આપી તેથી મેં ત્યાં ગાદલામાં મૂકી છે. બાકીના રૂપિયા પાછા મેળવવા માટે તમે જે પ્રયત્ન કરો છો તે હવે પછી કરશો નહિ. કારણકે તે રકમ ગૂમ કરવામાં રસિકલાલ કરતાં હુંજ વધારે જવાબદાર છું. આપ એમ કહેશો કે તારા પુત્રનો ત્યાગ કરીને કેમ ગઇ? તો તેના ઉત્તરમાં એટલું જ જણાવવાનું કે, તે મિલકત બળવંતરાયની છે, તેથી તેમને તે પાછી આપશો. વધારે શું લખું? એજ. મારો આ આપના ઉપર છેવટનો જ પત્ર છે.

લી. આપની ભગિની

રમા.

પત્ર વાંચતાં જ રામમોહન અને ભાનુમતિનું મન ઘણું જ ચિંતામગ્ન બની ગયું. રમાનું આજ સુધીનું શુદ્ધાચરણ ધ્યાનમાં લેતાં સહજ એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે આ પત્ર શું ખરો હોવો જોઇએ? આ પત્રનો ઉત્તર કોઇ પણ માણુસ નકારમાંજ આપશે. આ પત્ર માત્ર રસિકની કપટકળાનું જ ફળ હતું. જે ટોળીની અંદર તેણે શિક્ષણ લીધું હતું તે ટોળીમાંના તેના કપટી સ્નેહીઓ યા તો મદદગારો એવા તો હોંશીઆર હતા કે તેઓ ગમે તેવા માણસના અક્ષરોની નકલ ઘણીજ સરસ રીતે કરી શકતા હતા. આવા કપટીઓ રમા અને બળવંતના અક્ષરોની નકલ સહેલાઇથી કરી શકે તેમ હતા. તે તો માત્ર તેમના ડાબા હાથનુંજ કામ હતું! અફસોસ, આવા દગાબાજ જાલીમોના પત્રથી બિચારાં સુખી દંપતીની ચરિત્રસૃષ્ટિ બદલાઇ ગઇ! ભાગ્યની ગતીને મહા સમર્થ મનુષ્ય પણ પલટાવી શકતું નથી તો આપણે સાધારણ

મનુષ્ય કોણુ માત્ર ? આ પત્રનો રહસ્યમય ખુલાસો અમે વાંચકોને કર્યો છે; પરંતુ રામમોહનનું ધ્યાન તે દિશા તરફ ગયું નહિ. પત્ર ખોટો છે કે ખરો તે વિષે તેને બિલકુલ સંશય આવ્યો નહિ. તેના મનની તો ખાત્રી હતી કે આ પત્ર રમાનો જ છે. અધૂરામાં પૂરૂં પલંગ પરથી બે લાખની નોટો તથા મોતીની સાંકળી મળી આવી! વળી રમા-રસિકનો એક બીજાંના ગળામાં હાથ નાંખેલો ફોટોગ્રાફ તો તેના હાથમાંજ હતો! આથી ખાત્રી પડે એવા પૂરાવાની શી જરૂર રહે? આટલો પૂરાવો કોઇ પણ હોશિયાર ન્યાયાધિશની નજર આગળ મૂકવામાં આવે, તો તે પણ રમાને કુલકલંકિનીજ સાબિત કરે; તો પછી રામમોહન તો એક સાધારણ મનુષ્ય હતો. તેની સ્થીતિ ગાંડાઘેલા મનુષ્ય જેવી થઇ ગઇ. દુનિયામાં કોઇ પણ સ્થળે મ્હોં બતાવવાનું રહ્યું નહિ એવો વિચાર આવતાં તેના હૃદય પર વજ્રઘાત થયો.

આટલા દિવસ સુધી ભાનુમતીનું મન રમાને માટે શુદ્ધ અને આદરપૂર્ણ હતું; પરંતુ હવે તો તેના મનમાં રમાને માટે ઘણોજ તિરસ્કાર ઉત્પન્ન થયો. તેનું પહેલાનું માયાભર્યું વર્ત્તન હવે તેને સંશયપ્રદ જણાવા લાગ્યું. આવી રીતે સંશયરૂપી પિશાચથી ઘેરાયેલી ભાનુમતી રામમોહનને કહેવા લાગીઃ—"તમારા આવ્યા સિવાય નહિ જવાને મેં તેમને ઘણું સમજાવ્યું હતું; પરંતુ પોતાને આવી રીતે સ્વાર્થ સાધવાનો હોવાથી જ તેઓ તમારી ગેરહાજરીમાં અહિંથી ચાલ્યાં ગયાં. મને તો પેલા વૃદ્ધ માણુસને માટે તેજ વખતે સંશય આવ્યો હતો, અને તે માટે મેં તેમને કહ્યું ત્યારે તેને એકાંતમાં લઇ જઇને તેઓ મસલત ચલાવવા લાગ્યાં. કેટલોક વખત તો તે બારણું બંધ કરીને ઓર-

ડાની અંદર એકાંતમાં જ બેસી રહેતાં હતાં. હું પૂછતી તો કહેતાં કે, ઇશ્વરની પ્રાર્થના કરૂંછું; શેની પ્રાર્થના! આવી રીતે ઈશ્વરના નામે એકાંત શોધી ગુપ્ત પ્રેમપત્રો લખતાં હશે!" આવી રીતે એક નહિ પણ અનેક વાતો તેણે રામમોહનને કહી. પાઠકો! ભારતવાસીઓની આવી ભ્રમપૂર્ણ કલ્પનાઓથી કેટલાં સુખી સંસાર સ્મશાન સમાન બની જાય છે, તેનો આ પ્રસંગે કાંઇ ખ્યાલ આવે છે? માણસનું મન એક ચમત્કારિક વસ્તુ છે. એક વખતે તે જેને વખાણવા બેસે છે, તેને ઠેઠ બ્રહ્મપદ પર ચઢાવે છે અને એકની નિંદા કરવાનો વિચાર કરે છે તો તરતજ તે નિંદાપાત્ર નિવડનારને ગટરની દુર્ગંધ સુધી પહોંચાડી દે છે! રામમોહન તેમજ ભાનુમતીને રમાની દરેક હિલચાલ–વર્તણુંક સંશયાસ્પદ જણાવા લાગી અને તે રસિકની સાથેજ નાસી ગઇ એવી તેમને ચોક્કસ ખાત્રી થવા લાગી હવે શું કરવું અને શું નહિ, તેના વિચારમાં જ બેચાર દિવસ નીકળી ગયા; પરંતુ આવી રીતે શાંત બેસી રહેવું રામમોહનને યોગ્ય જણાયું નહિ, તેથી તેણે તે હકીકત બળવંતરાય અને વિષ્ણુપ્રસાદને જણાવવાનો વિચાર કર્યો. પહેલાં તો તેણે તે બન્ને જણને પત્ર લખીને પોતાની પાસે બોલાવવાનો વિચાર કર્યો; પરંતુ તેમ કરવા જતા આ બાબત વધારે ચર્ચાશે અને જગબત્રીશીએ ચઢશે એમ ધારી તે બન્ને જણને એકદમ જીર્ણદુર્ગ આવવા માટે તેણે લખ્યું. આ વખતે વિષ્ણુપ્રસાદ અને વસુમતી મુંબાઇમાં નહોતાં પણ બહારગામ ગયાં હતાં તેથી તેમને તે પત્ર ચાર પાંચ દિવસ પછી મળ્યો. બળવંતને તે પત્ર માત્ર વખતસર મળ્યો હતો અને તેથી તરતજ તે જીર્ણદુર્ગ આવવા માટે નિકળ્યો. બળવંત આવ્યો ત્યારે રામમોહને પેલો પત્ર તથા ફોટોગ્રાફ તેને બતાવ્યાં. પત્ર વાંચીને

અને રામમોહનને કહેલી હકીકત સાંભળીને માથા ઉપર વજ્રપાત થાય, તેવી બળવંતની સ્થિતિ થઇ ગઈ. આ વખતે સાક્ષાત કાળ આવીને તેને આ ફાની દુનિયામાંથી લઇ જાય તો ઠીક એમ જણાવા લાગ્યું. "જ્યાં ઘણેજ પ્રેમ હોય છે, ત્યાં પાપમય શંકા પણ હોય છે;" એમ જે કહેવામાં આવે છે તે કાંઈ ખોટું નથી. જેમ જેમ બળવંત તે પત્ર ઉપર વિશ્વાસ રાખી વિચાર કરવા લાગ્યો, તેમ તેમ રમાનું પહેલાનું પ્રત્યેક આચરણ તેને સંશયસ્પદ જણાવા લાગ્યું. તેને દરેક બાબતમાં રસિક અને રમાનો પ્રેમ દેખાવા લાગ્યો. આવા વિચારોથી તેની સ્થિતિ દીવાના જેવી થઇ ગઇ, તો પણ તેનું મજબૂત અને નિગ્રહી મન આ પ્રસંગને ગળી ગયું. તરતજ તે રામમોહનની રજા લઇ પોતાના કારખાના તરફ ચાલ્યો ગયો. કારખાનામાં ગયા પછી તેની સ્થિતિ ઘણીજ ચમત્કારીક થઇ ગઇ; તો પણ ધીમે ધીમે તેણે પોતાના બધા વિચારોને મનમાંથી કાઢી નાખ્યા અને પાછો તે પોતાના કારખાનાનાં કામ તરફ ધ્યાન આપવા લાગ્યો. તેના મનનો નિગ્રહ દિવસે દિવસે એટલો તો વધી ગયો કે, હવે પછી કોઇ પણ સ્ત્રીનું મ્હોં સુદ્ધાં જોવું નહિ એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો. કારખાનાનું કામ ખલાસ થયા પછી જે વખત મળે, તે વખત એકાંતમાં બેસી ઇશ્વરચિંતનમાં ગાળવા લાગ્યો. કોઇ કોઈ સમયે વખત ગુમાવવા માટે પોતે બાંધેલા શાંત અને રમણીય શિવાલયમાં જઇને તે બેસવા લાગ્યો.

વિષ્ણુપ્રસાદને રામમોહનનો પત્ર મળતાંજ તે વસુમતીને મુંબાઈ મૂકી આવ્યા અને પછી એકલાજ જીર્ણદુર્ગ આવ્યા. આટલા વખત સુધી તેમને રમા વિષેની કાંઇ પણ ખબર નહોતી. જીર્ણદુર્ગ આવ્યા પછી રામમોહને તેમને પેલો પત્ર તથા ફોટોગ્રાફ જોવા

આવ્યાં. વિષ્ણુપ્રસાદના મન પર પણ પહેલાં તો બળવંતની માફ-ક્જ અસર થઈ; પરંતુ બળવંતનો અને રમાનો પ્રેમ તેમનાથી અજાણ્યો નહિ હોવાથી તે એટલા બધા વિવેકશૂન્ય થયા નહિ. પહેલાં તો તે સહજ ઉદ્વિગ્ન-ખિન્ન થયા; પણ પછીથી તે વિષેના સત્યાસત્યના વિચારો તેમના મનમાં આવવા લાગ્યા. જે નીચ માણસે બળવંત જેવા કર્ત્તવ્યપરાયણ માણસને ફસાવવાને પણ બાકી રાખ્યો નહિ તેનું તો આ કારસ્થાન નહિ હોય ? એવી શંકા વિષ્ણુપ્રસાદના અંતરમાં ઉત્પન્ન થઈ અને તેજ દૃષ્ટિએ તે આ આખા બનાવ ઉપર તર્ક-વિતર્ક કરવા લાગ્યા. રામમોહનનો મુખ્ય મુદ્દો પલંગ પરથી મળેલી નોટો તથા મોતીની સાંકળીનો હતો; પરંતુ રમાને તેડવા આવેલો ગૃહસ્થ એ કાર્ય ન કરી શકે, એમ કાંઈ નહોતું. કોઈની પણ નજર ચુકાવી આ કામ તેનાથી પાર પાડી શકાય એવું હતું. વિષ્ણુપ્રસાદ આવી રીતે તે બનાવની આલોચના કરવા લાગ્યા અને તેથી રમા પૂર્ણ નિર્દોષ હોવી જોઇએ એમ તેમને જણાવા લાગ્યું. તેની આવી સ્થિતિમાંથી તે બિચારીને છોડાવવા માટે કાંઈ પણ પ્રયત્ન નહિ કરતાં ઉદાસીન રહેવું એ એક પ્રકારની ભયંકર મૂર્ખાઇ છે એમ તેમને લાગ્યું. તેમણે તે દિવસ તો જીર્ણદુર્ગમાંજ કાઢયો; પરંતુ બીજે દિવસે પેલો પત્ર તથા ફોટોગ્રાફ લઈ તે મુંબાઇ ચાલ્યા ગયા. ઘેર આવતાંજ તેમણે વસુમતીને બધી વાત કહી અને તેને પત્ર તેમજ ફોટોગ્રાફ આપી તરતજ બહાર ચાલ્યા ગયા.

રમાની હકીકત સાંભળી વસુમતીને પણ વિષ્ણુપ્રસાદની માફકજ અસર થઈ; પરંતુ થોડા વખતમાંજ તેની વિવેકદૃષ્ટિ જાગૃત થઇ અને તેથી તે કોઇ જુદીજ દૃષ્ટિથી આ બનાવ તરફ જોવા લાગી.

પોતાની નજર સ્હામે પત્ર રાખી વિચાર કરતી હતી એટલામાં તેને એક શંકા ઉત્પન્ન થઇ અને તેથી તેણે રમાએ પહેલાં મોકલેલા બધા પત્રો એકઠા કર્યા અને તેને ધ્યાનપૂર્વક જોવા લાગી. એક સૂક્ષ્મદર્શક યંત્રની સહાયતાથી તે રમાના અક્ષરોનું લક્ષ્યપૂર્વક નિરિક્ષણ કરવા લાગી. વસુમતીનું આ કાર્ય ચાલતું હતું એટલામાં વિષ્ણુપ્રસાદ પણ બ્હારથી આવી પહોંચ્યા.

વિષ્ણુપ્રસાદને જોતાંજ વસુમતી કિંચિત્ હર્ષ દર્શાવતાં બોલીઃ— "હું તો ધારૂં છું કે આ પત્ર બનાવટી હોવો જોઇએ. આ પત્ર-માંના કેટલાક અક્ષરો જૂદી ઢબના છે. રમા હમ્મેશાં પત્ર લખવા માટે જે કાગળ વાપરતી હતી, તે કાગળ પણ નથી. કાગળને અજવાળામાં પકડીને જોતાં કાગળના કારખાનાનાં નામો જૂદાં જણાય છે. તેમજ મોનોગ્રામ અને નીચેના '**यतोधर्मस्ततोजयः**' એ અક્ષરો પણ બદલાયેલા જણાય છે."

વસુમતી તરફથી પોતાના વિચારોનેજ ટેકો મળ્યાથી વિષ્ણુ-પ્રસાદને વિશેષ હિમ્મત આવી અને તેથી તે "સૂક્ષ્મદર્શક યંત્ર" લઇ ધ્યાનપૂર્વક રમાના પત્રોમાંના અક્ષરો જોવા લાગ્યા. તે પત્ર જોઇ રહેવા આવ્યા હતા એટલામાં એક બીજા ગૃહસ્થ ત્યાં આવ્યા તેથી વસુમતીને ત્યાંથી બીજા ઓરડામાં જવું પડયું. વસુમતીના ગયા પછી આવનાર ગૃહસ્થે અને વિષ્ણુપ્રસાદે તે પત્ર અને ફોટોગ્રા-ફનું ઘણા વખત સુધી આલોચન કર્યું અને પછી આગળ ઉપર શું કરવું તેનો વિચાર કરી તેઓ બન્ને ત્યાંથી બ્હાર ચાલ્યા ગયા.

રમાને કોઇ ગમે તેમ બોલે, તો પણ તે પૂર્ણ નિર્દોષ હતી એ વાંચકોના ધ્યાનમાં જ છે; તેથી તેની સ્થિતિ કેવી થઇ હશે, તે જાણવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. તેથી હવે આપણે તેની

તરફ દૃષ્ટિ ફેરવીએ. પેલા વૃદ્ધ ગૃહસ્થ પર વિશ્વાસ રાખી ગાડીમાં સૂઇ ગયા પછી તે ગૃહસ્થ પોતાના ખિસ્સામાંથી એક બાટલી કહાડી તે તરફ ચમત્કારિક દૃષ્ટિએ જોવા લાગ્યો, તેની વાંચકોને ખબર છે. ત્યાર પછી તેણે પેલી બાટલીમાંથી કોઇ પદાર્થનાં બે ત્રણ બિંદુ પોતાના રૂમાલ પર નાખ્યાં અને તે રૂમાલ ઘણીજ ચપળાઈથી રમાના નાક આગળ ધર્યો. રમા નિદ્રામાં હોવાથી તેને કાંઇ પણ નહિ જણાતાં તેના શરીરમાં શ્વાસોશ્વાસદ્વારા તે રૂમાલ માંહેલું ઝેર ગયું અને તેથી તે તેની જ સ્થિતિમાં બેશુદ્ધ પડી રહી. વિરમગામ સ્ટેશને આવ્યા પછી તેમને ગાડી બદલવી પડતી હતી; પરંતુ પેલા વૃદ્ધ માણસનો પ્રપંચ કાંઇ જુદોજ હોવાથી તેણે ગાડી બદલી નહિ અને રમાને લઇને તે કરાંચી તરફ ઉપડી ગયો.

ત્રીજે દિવસે સંધ્યા સમયે જેમ જેમ કરાંચી નજીક આવતું ગયું તેમ તેમ રમા સહુજ શુદ્ધિમાં આવવા લાગી અને આંખો ઉઘાડી તે તરફ જોવા લાગી. થોડો વખત વીત્યા પછી તે જરા વધારે હોશિયાર થઇ અને ગાડીમાંથી ડોકું બહાર કાઢી આસપાસના પ્રદેશનું નિરિક્ષણ કરવા લાગી. અમદાવાદ તરફનાં સ્ટેશનો તેણે ઘણી વખત જોયેલાં હોવાથી અને તે બાજુના લોકોને તે બરાબર ઓળખતી હોવાથી ત્યાંના સિંધી લોકોને જોઇને તે અપાર આશ્ચર્યમાં પડી ગઇ. તેને ગુજરાતને બદલે કોઈ જુદાજ પ્રદેશમાં 'હું આવી છું' એમ જણાવા લાગ્યું. બળવંતની બિમારીના સમાચાર સાંભળીને તે ગભરાઇ ગયેલી તો હતી અને તેમાંય વળી પોતાને અજાણ્યા પ્રદેશમાં આવેલી જોઇને તો તે ઘણીજ ભયભીત થઇ ગઇ. તેણે દુઃખિતસ્વરે પેલા વૃદ્ધ ગૃહસ્થને પૂછયું:- "આ શું? આપણે મુંબાઇ નહિ જતાં અહિં ક્યાં આવ્યાં છીએ?"

પેલા વૃદ્ધે કિંચિત્ હસતાં હસતાં ઉત્તર આપ્યોઃ—" બ્હેન! આવી રીતે બ્હીશો નહિ. મુસાફરી વખતે તમને શું થયું હતું તે હું સમજી શક્યો નથી. તમે ટ્રેનમાં બેશુદ્ધ થઇનેજ પડયાં હતાં અને તેથી હું તો ઘણોજ ગભરાઇ ગયો, પરંતુ વિરમગામ સ્ટેશને એક સારો ડૉક્ટર મળી જવાથી અને તેણે તમને સારી રીતે દવા આપ્યાથીજ તમે અત્યારે બોલવા લાગ્યાં છો. વિરમગામ આવ્યા પછી સ્ટેશન માસ્તરે ખાસ મારી મુલાકાત લીધી હતી અને 'રમા સુન્દરી આવે તો તેમને મુંબાઇ નહિ મોકલતાં કરાંચીજ મોકલજો' એમ બળવંતરાયે આપણને જણાવવા માટે તેને કહ્યું હતું; વળી તેણે કહ્યું કે, બળવંતરાયની તબિયત હમણાં ઘણીજ સુધરી ગઇ છે અને તે કરાંચી બંદરરોડપર નં. ૧૯ વાળા મકાનમાં ઉતરવાના છે. સ્ટેશન માસ્તર ઘણોજ ભલો માણસ હતો અને બળવંતરાયનો સ્નેહી હતો તેથી તેણે મુંબાઇની ટીકીટ પોતાની પાસે રાખી લીધી અને કરાંચીની ટીકીટો બદલાવી આપી. હવે આપણે કરાંચીની નજીકમાંજ આવ્યા છીએ. માત્ર દશ પંદર મિનિટમાં જ સ્ટેશન આવી પહોંચશે."

રમાએ આ વચનો ઉપર વિશ્વાસ રાખ્યો ખરો; તો પણ તેનું મન અસ્વસ્થ થયું અને ઘર છોડી અજાણ્યા માણસ સાથે બ્હાર નીકળવામાં પોતે ભયંકર ભૂલ કરી છે, એમ તેને જણાવા લાગ્યું. થોડા વખતમાં બન્ને જણાં સ્ટેશન ઉપર ઉતર્યાં અને એક ભાડાની ગાડી કરી બંદર રોડ ઉપર નં. ૧૯ વાળા મકાનમાં આવી પહોંચ્યાં. આ ઘર એક માળનું અને સહજ ઉંચાણવાળી જગ્યાએ બાંધેલું હોઇ તે એક ન્હાના બંગલા જેવું દેખાતું હતું. ત્યાં ગયા પછી ઘરને ખાલી પડેલું જોઇને વૃદ્ધ ગૃહસ્થ ઘણોજ આશ્ચર્યચકિત્

થઇ તે ઘરના રામોશીને બોલાવી પૂછવા લાગ્યોઃ—" અહિં બળવંતરાય નામના ગૃહસ્થ આવ્યા હતા ને ? "

" હા સાહેબ," રામોશીએ સલામ ભરી ઉત્તર આપ્યો." તેઓ અહિં આવ્યા હતા, પરંતુ કચ્છ માંડવીમાં એક દેશાભિમાન ગૃહસ્થ તરફથી નવાં ઉઘડનારા સીમેંટના કારખાનાનો આવતી કાલે સમારંભ થવાનો હોવાથી અત્રે જે ઇજનેર સાહેબ રહેતા હતા, તેઓ તેમને માંડવી તેડી ગયા છે. તેમણે આપને અહિં રહેવા માટે જણાવ્યું છે. જુઓ આ એક પત્ર પણ આપને આપવાને આપી ગયા છે." એમ કહી રામોશીએ એક કવર વૃદ્ધ ગૃહસ્થના હાથમાં મૂક્યું.

વૃદ્ધ ગૃહસ્થે તરતજ કવર ઉપર નજર નાખી અને તે કવર ફોડવા જતો હતો એટલામાં જાણે કે પોતે મહાન્ ભૂલ કરેલી હોય એવો ભાવ દર્શાવી બોલ્યોઃ—" અરે ! આ પત્ર તો તમારે માટે લખી રાખ્યો છે ! " એમ કહી તેણે તે પત્ર રમાને આપ્યો.

રમાએ ઘણીજ ઝડપથી તે પત્ર પોતાના હાથમાં લીધો અને તે ઉપરના અક્ષર જોતાં તેને ખાત્રી થઇ કે પત્ર તો બળવંતરાયનોજ છે. પત્ર ફોડી તેણે વાંચી જોયો. તેનો ભાવાર્થ નીચે પ્રમાણે હતોઃ—

" મારી તબિયત ઠીક છે. કેટલાક મહત્વના ખાસ કામ માટે મારે માંડવી જવું પડે છે. તમે પણ મેં મોકલાવેલા માણસની સાથે માંડવી આવશો. એજ." પત્રના અક્ષરો અને હકીકત માટે રમાને બિલકુલ સંશય આવ્યો નહિ. તે પેલા વૃદ્ધ ગૃહસ્થની સલાહ મુજબ તે દિવસે ત્યાંજ રહી અને બીજે દિવસે સ્ટીમરમાં બેસી માંડવી ઉપડી ગઇ.

---

## પ્રકરણ ૨૩ મું.

### પાપીના પંઝામાં સપડાયલી સુન્દરી
### અને
### ચોરને પોટલે ધૂળની ધૂળ!

શામળદાસ, કૃષ્ણલાલ, રસિક વગેરે નામાંકિત શાહુકારો પોલિસને હથેળીમાં ચાંદ બતાવી અહિં તહિં મુસાફરી કરતા—દરેક વખતે પોતાનો પોષાક બદલતા તેમજ વારંવાર જૂદાં નામ ધારણ કરતા માંડવીમાં આવી પહોંચ્યા હતા. આવા ચીનના શાહુકારોને હિન્દુસ્થાનમાંનાં ફ્રેન્ચ, પોર્ટુગીઝ તથા દેશી રાજ્યો, ભરાવા–છૂપાવા માટે ઠીક ઉપયોગી થઇ પડે છે. માંડવીમાં તેઓ પોતાને 'હાફ્‌-કાસ્ટ' તરીકે ઓળખાવતા હતા. થોડો વખત અહિં રહી પાંચ દશ લાખ રૂપિયાનો તડાકો જે તેમણે માર્યો હતો તે લઇ ફ્રાન્સ તરફ ઉપડી જવાનો તેમનો ઇરાદો હતો; પરંતુ રસિક હજી સુધી રમાને ભૂલી શકયો નહોતો—રમાને તેણે પોતાની સાથે ફ્રાન્સ ઉપાડી જવાનો વિચાર કર્યો હતો. તેથી તેણે પોતાના વિલક્ષણ બુદ્ધિ સામાર્થ્યનો ગેરઉપયોગ કરી એક કારસ્થાન રચ્યું, અને તે પ્રપંચના પરિણામ તરીકે તે રમાને જીર્ણદુર્ગમાંથી પોતાની પાસે માંડવીમાં લાવી શકયો.

માંડવીમાં આવી ગામ બહારના એક બંગલામાં ઉતર્યા પછી રમાએ પોતાની સાથેના વૃદ્ધ ગૃહસ્થને પૂછ્યું:—" કેમ, અહિં

કોઇ પણ જણાતું નથી ? ”

વૃદ્ધ ગૃહસ્થે હસતાં હસતાં જવાબ આપ્યો:—“ તમે અહિં હવે નિશ્ચિંત થઇ બેસો. હું હમણાંજ તેમને શોધી લાવું છું. ” એમ કહી તે વૃદ્ધ ત્યાંથી બીજા દિવાનખાનામાં ચાલ્યો ગયો.

શામળદાસ અને રસિકલાલ ખાનગી વાતોમાં મશગૂલ થઇ ગયા હતા. તેવામાં તેમણે પેલા વૃદ્ધને બારણામાં પ્રવેશ કરતો જોયો. તેને જોતાંજ તેઓ વાત કરતા અટકી ગયા અને એકદમ મ્હોટેથી બોલી ઉઠયા:—“ તમે કોણ છો ? ”

વૃદ્ધ ગૃહસ્થે ખડખડ હસ્તાં પોતાની કૃત્રિમ સફેદ દાઢી તેમજ મૂછો કાઢી નાખી શામળદાસ તથા રસિકલાલને નમસ્કાર કર્યા. વૃદ્ધનું ખરૂં સ્વરૂપ જોતાંજ રસિક એકદમ ખુશાલીમાં આવી ગયો અને ખુરશી પરથી ઉઠી તેની પીઠ થાબડી બોલ્યો:—“ શાહબાશ, કૃષ્ણલાલ શાહબાશ ! કેમ, સિંહ કે શિયાળ ? ”

“સિંહ,” કૃષ્ણલાલ રસિકનો હાથ દબાવતાં બોલ્યો. “બાજુના દિવાનખાનામાંજ આપનાં રાણી સાહેબને લાવીને બેસાડયાં છે ! ”

કૃષ્ણલાલના શબ્દો સાંભળતાંજ રસિકને જે આનંદ થયો તે આનંદનું શાબ્દિક ચિત્ર નિર્જીવ લેખિનીથી આલેખી શકાય તેમ નથી. તે ત્વરાથી ત્યાંથી બીજા ઓરડામાં ગયો અને ત્યાંથી લક્ષ્મી તથા માયાને તેની બરદાસ્ત કરવાને માટે તેણે મોકલી દીધી. બન્ને જણીઓ ત્યાંથી ઉઠી રમા જ્યાં બેઠી હતી ત્યાં ગઇ. તેમણે પહેલાં રમાને હાથપગ તથા મ્હોં ધોવા માટે પાણી આપ્યું, ત્યાર પછી ચ્હા તથા થોડોક નાસ્તો આપ્યો ચ્હા અને નાસ્તો ખાધા પછી રમાને સહજ શાન્તિ જણાઇ. લાંબા વખતના પ્રવાસને લીધે ક્યારે નિશ્ચિંત રીતે વિશ્રાંતિ લઉં એમ તેને થતું હતું. લક્ષ્મી અને

માયાના તેની પાસેથી વિદાય થયા પછી તેણે દિવાનખાનાનું બારણું અંદરથી બંધ કરી લીધું અને શ્રીકૃષ્ણની ભક્તિ કરી થોડો વખત વિશ્રામ લેવાના વિચારથી તે કૉચ ઉપર પડી. કૉચ ઉપર પડતાંજ તેને નિદ્રા આવી ગઇ; પરંતુ નિદ્રામાં સુદ્ધાં તે શાંતિ મેળવી શકી નહિ. નિદ્રાની અંદર તેને ઘણાંજ અશુભ સ્વપ્ન આવવા લાગ્યાં. તે આવી રીતે સ્વપ્નસૃષ્ટિમાં પડી રહી છે એટલામાં બારણાં બે ચાર વખત ખખડયાથી તે એકદમ જાગૃત થઇ અને બળવંતરાય આવ્યા એમ ધારી એકદમ હર્ષાવેશમાં ઉઠી દરવાજો ઉઘાડવા દોડી. દરવાજો ઉઘડતાંજ બળવંતને બદલે જેની કલ્પના પણ ન હોતી તેવા એક ભયંકર મનુષ્યને પોતાની સ્હામે ઉભેલો જોઇ તેનું હૃદય કંપી ગયું—તેની આંખોએ અંધારાં આવવા લાગ્યાં. તે ભીતિવિહ્વળ ચિત્તે સહજ પાછળ ખસી એટલે ઇંગ્રેજી ઠાઠમાઠમાં સજ્જ થયેલા રસિકે દિવાનખાનાની અંદર પ્રવેશ કર્યો અને હસતાં હસતાં પૂછ્યું:—"રમા! મને જોઇને આટલી બધી ગભરાય છે શા માટે? હજી સુધી તેં મને ઓળખ્યો નથી? હવે તો તું આ રસિકની મહેમાન છે! હું ધારૂં છું કે પેલા અરસિક બળવંતના લોઢાના કારખાનામાંથી તારો છૂટકારો કર્યો તેથી તને સંતોષજ થયો હશે!"

રસિકનાં વિષમય વચનો સાંભળતાંજ રમાના કોમળ પુષ્પ સ્વરૂપ હૃદયની પાંખડીઓ કરમાવા લાગી. પોતાની હમણાં કેવી સ્થિતિ છે, તેની હવે તેને કલ્પના થવા લાગી અને પેલા અજાણ્યા વૃદ્ધ ગૃહસ્થ સાથે અચાનક નિકળવામાં ભયંકર ભૂલ કરી છે એમ તેને જણાવા લાગ્યું-પશ્ચાતાપના. પ્રચંડ અગ્નિથી તેનું હૃદય બળીને ખાક થવા લાગ્યું. રમા આવી રીતે બુદ્ધિ શુદ્ધિ ગુમાવી

ગભરાઇ જઇ વિચાર કરતી ઉભી હતી એટલામાં રસિકે ફરીથી કહ્યું:— "રમા! પૂર્વના સુખમય દિવસો તને યાદ છે કે? ખરેખર, તે વખતે તો તું મારા પરજ આશક થઇ હતી. મનેજ તું ખરા જીગરથી ચ્હાતી હતી. તારા પિતાનો પણ મારી સાથેજ તારૂં લગ્ન કરવાનો વિચાર હતો; પરંતુ બળવંતે બૅન્કની અંદર ડૂબેલી કેટલીક સંપત્તિ તેમને પાછી મેળવી આપી, તેથીજ તેમણે તારાં લગ્ન તેની સાથે કરી દીધાં છે; પણ આ કાંઇ સ્નેહ લગ્ન નથી. આ તો કન્યા-વિક્રય થયો છે એમ જ માનું છું! તેથીજ મેં બળવંત ઉપર મારા વેરની વસુલાત કરવાનો વિચાર કર્યો હતો. હવે તું સમજી શકતી હોઇશ કે મેં મારા વેરની વસુલાત વ્યાજ સાથે લીધી છે. હું ધારૂં છું કે આ બનાવથી તને પણ અપાર આનંદ થશે!"

રમાએ આ વચનોનો કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ, તો પણ તેની પ્રકૃતિમાં ધીમે ધીમે પરિવર્તન થવા લાગ્યું. પહેલાં તો તે ભયથી વ્યકુલ બની ગઇ હતી; પરંતુ હવે તેનો સાત્વિક ક્રોધ સળગી ઉઠયો અને તે એક છંછેડાયેલી વાઘણની માફક ક્રોધાવેશમાં આવી ગઇ. તેની આંખોમાંથી અગ્નિકણ ઝરી પડવા લાગ્યાં. તેના થરથર ધ્રુજતા ઓષ્ઠયુગલ જોઇને રસિક પણ ક્ષણપર્યંત ભય-ભીત બની ગયો.

રમાએ ક્રોધાવેશમાં જ કહ્યું:—"રસિક ચુપ રહે. ખબરદાર જો મારા કે મારા પતિ વિષે એક પણ શબ્દ તારા મ્હોઢામાંથી તેં કાઢયો છે તો! તું જાણે છે કે આર્યનારીની એક માત્ર પતિજ ગતિ છે. પતિજ તેનો આરાધ્ય દેવ-નેત્રોનું તેજ-જીવન સર્વસ્વ છે."

રસિકે આ વચનો સાંભળી રૂઆબમાંજ કહ્યું;—"તું મારો શિકાર થઇ પડેલી છે છતાં આટલો ગર્વ અને અભિમાન રાખે છે?

રમા! હજી સુધી તેં આ રસિકની ચતુરાઇનો પૂરતો અનુભવ મેળવ્યો નથી તેથી ગર્વથી ફુલાય છે અને અંતરમાં મલકાય છે, પરંતુ ફિકર નહિ; હવે તું મારો શિકાર છે, હું જોઉં છું કે તને તેમાંથી કોણ બચાવનાર છે?"

રમાઃ-"કોણ? કોણ સાક્ષાત પરમાત્મા!"

રસિકઃ—"પરમાત્મા? પરમાત્મા છેજ કયાં? વળી તું જાણે છે કે હું મારા બુદ્ધિબળથી ધરાને ધ્રુજાવી મૂકું તેમ છું-ભલભલી ભામિનીઓને મારા પંજામાં સપડાવી શકું તેમ છું; તો પછી ત્હારા પરમાત્માના શા ભાર છે?"

રમાઃ—"ન કર; નરાધમ! જગન્નિયંતા નારાયણનું અપમાન ન કર-તારા પાપનો ઘડો ઓછો ભર. તારાં આવાં ભયંકર પાપ દયાળુ દેવના દરબારમાં નોંધાય છે-યાદ રાખ કે મૃત્યુ પછી એ પાપનો હિસાબ લેવાય છે."

રસિકઃ—"પાપ પુણ્યને હું પિછાનતો નથી—તેને પિછાનવાની જરૂર પણ ધારતો નથી. જીંદગી એ મોજશોખ કરવાને મળેલું સાધન છે એમ હું માનું છું."

રમાઃ—"દુષ્ટાત્મા! જીંદગી મોજશોખનું સાધન નહિ, પરંતુ પાપ પુણ્યની પરીક્ષાનું સાધન છે માટે સમજી જા. કરેલાં પાપોનો પશ્ચાતાપ કરી જીવન માર્ગને પુણ્યમય બનાવ. તું જાણે છે કે પશ્ચાત્તાપનાં આંસુથીજ મનુષ્યનું પાપ ધોવાય છે-અંતે શ્રેય થાયછે."

રસિકઃ—"રમા તું ગાંડી તો નથી—"

રસિક કાંઇક વધારે બોલવા જતો હતો એટલામાં તેનાં આવાં નીચ કૃત્યથી ક્રોધે ભરાયલી રમાએ નજીકમાં પડેલી બેંટ વુડની ખુરસી ઉપાડી એવા તો ચાલાકીથી તેના સેંથા પાડેલા તાલકામાં

મારી કે જેથી રસિક તમ્મર ખાઇને જમીન ઉપર પડી ગયો. તેણે એકાએક બૂમ પાડી હોત; પરંતુ પોતાની બૂમથી કદાચિત્ આસપાસના લોકો દોડી આવશે એવી ભીતિથી તેણે પોતાનો માથાનો જખમ હાથથી દબાવી રાખ્યો અને રમાપર દાંત કચ-કચાવતો તે દિવાનખાનામાંથી બ્હાર નીકળ્યો.

રસિકના ગયા પછી રમાએ બારણું એકદમ અંદરથી બંધ કરી દીધું અને પ્રાણ જાય તોપણ દરવાજો ઉઘાડવો નહિ એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો. તેનો ક્રોધ ધીમે ધીમે ઓછો થવા લાગ્યો. હવે શું કરવું, તેના વિચારો કરતી તે કૉચ ઉપર સ્વગત બોલવા લાગીઃ—"સતિત્વ એજ સ્ત્રીઓની ખરી સંપત્તિ છે. તેનું રક્ષણ કરતાં પ્રાણ જાય તો પણ હરકત નહિ; પરંતુ સતીત્વ ગુમાવવું નહિ. નહિ તો પછી પશુ અને મનુષ્યમાં શો ફરક !! પાર્થસારથી કૃષ્ણ ભગવાન્ ! મારાપર ગમે તેવી આપત્તિ આવવા દે. હું સમજું કે દુઃખ એજ જીવનની કસોટી છે. હું કોઇ પણ રીતે મારા સતીત્વની રક્ષા કરીશ જ. પતિએ જે મનોબળ આપ્યું છે તેની કસોટીનો જ આ વખત છે." એમ બોલી તે કૉચ પરથી ઉઠી અને એક બારી આગળ જઇને ઉભી રહી. દિવાનખાનાને જે બાજુએ દરવાજો હતો, તે બાજુએ બારીઓ બિલકુલ નહોતી. માત્ર પછવાડેની ભીંતને બે બારીઓ હતી. આમાંની એક બારી પાસે રમા ઉભી રહી ત્યારે તેને માંડવીનો ઘણો ખરો ભાગ દેખાવા લાગ્યો. સૂર્યાસ્તનો વખત હોવાથી શહેર ઘણુંજ રમણીય દેખાતું હતું. શહેરનો દેખાવ જોતાં આ દુષ્ટોના હાથમાંથી કેવી રીતે ન્હાસી છૂટવું તેનો તે વિચાર કરવા લાગી. બીજા માળની બારીમાંથી નીચેની જમીન ઘણીજ દૂર જણાતી હોવાથી બારીમાંથી કુદકો મારવાનું કાર્ય શક્ય નહોતું. વળી

બારીઓને મજબૂત લોઢાના સળીયા જડેલા હોવાથી કુદકો માર-વાનો કોઇ રસ્તો પણ નહોતો. આવી સ્થિતિમાં કેવી રીતે બ્હાર નીકળવું અને કેવી રીતે ઘેર પહોચવું, તેનું ચિત્ર પોતાના હૃદયપટ પર રમા ચિતરવા લાગી.

સંધ્યાકાળનો સમય થતો હોવાથી રમાના દિવાનખાનામાં અંધ-કાર ફેલાવા લાગ્યો. ભાનુમતીએ ઉતાવળમાં અને ઉતાવળમાં નાસ્તા માટે લાડુ બનાવી આપ્યા હતા તેનો ડબ્બો તેણે પોતાની બેગમાંથી કાઢયો. તેમાંથી બે લાડુ ખાઇ થોડુંક પાણી પી તણે ડબ્બો પાછો બેગમાં મૂકી દીધો. બેગના અંદર નાસ્તા માટેનો ડબ્બો, એક પહેરવાનું લૂગડું અને વિશ રૂપિઆ એટલુંજ માત્ર હતું. રાત્રે આઠ નવ વાગે દિવાનખાનાના બારણા પાસે કોઇને વાતચિત કરતા રમાએ સાંભળ્યા તેથી તે કોચ પરથી ઉઠી બારણા પાસે આવીને ઉભી રહી. થોડા વખતમાં બારણું ખખડયું અને બારણું ઉઘાડવા માટે શામળદાસ અને રસિકલાલ રમાને ધમકીઓ આપવા લાગ્યા; પરંતુ રમાએ તેમની ધમકીઓની બિલકુલ દરકાર કરી નહિ. વિવેકશૂન્ય રસિકે બારણું ઉઘાડવા માટે બારણાને જોરથી બે ચાર લાતો મારી; પરંતુ બારણું ઘણુંજ મજબૂત હોવાથી સહજ હાલ્યું પણ નહિ. રસિક એવીજ રીતે ધાંધલ મચાવી મૂકત; પણ શામળદાસે તેને તેમ કરતાં અટકાવ્યો અને તેને શાંત કરીને કહ્યુંઃ-" ગધેડા! તારી આવી ધાંધલથી આજુ-બાજુના લોકો દોડી આવશે અને રચેલી પ્રપંચજાળ વ્યર્થ થઇ પડશે તેનો કાંઇ ખ્યાલ છે? હમણાં જવા દે. આવતી કાલે રક્ષ કાઢવાનાં હથિયારો લાવીશું એટલે સહેલાઇથી આપણે આપણું કામ પાર પાડી શકીશું." એમ કહી શામળદાસ રસિકને ત્યાંથી

સાથે લઇ ચાલ્યો ગયો.

ઉપરોક્ત વચનો સાંભળી દરવાજો ઉઘાડવાનું કામ આજે નહિ પણ કાલે થનાર છે, એમ રમાના ધ્યાનમાં આવ્યું અને તેથી આજની રાત્રિ તો નિષ્કંટક રીતે જશે એમ તેને જણાયું; પરંતુ આવી નિષ્કંટક રાત્રી જો કોઈ પણ જાતનો પ્રયત્ન કર્યા વગર વૃથા ગુમાવવામાં આવશે તો પોતે પરમેશ્વરની ગુન્હેગાર થશે એમ તેને લાગવા માંડ્યું, અને તેથી તે પોતાના છૂટકારા માટેનો પ્રયત્ન કરવા લાગી.

વિચાર કરતાં કરતાં એક, બે, ત્રણ વાગ્યા; પરંતુ રમા હજી સુધી કોઇ પણ જાતના નિશ્ચય ઉપર આવી નહિ. લગભગ સાડા ત્રણ વાગે તેને એક યુક્તિ સૂઝી અને તે પ્રમાણે તે એકદમ કામ કરવા મંડી પડી. દિવાનખાનાના અંદર હાથેથી ચલાવવાનો એક મ્હોટો પંખો હતો. તેની જાડી સુતરની દોરી તેણે છોડી અને બારીના સળીયાને મજબૂત બાંધી. નીચે ઉતરવાને દોરી મળી, પણ તેનો ઉપયોગ શું? બારીને તો સળીયા જડેલા હતા! આખરે તેને માટે પણ ઉપાય જડી આવ્યો. સળીયાના ઉપર કાચની એક ન્હાની બારી અજવાળાને માટે રાખી હતી. તેમાંથી નીકળી શકાશે એમ જણાવાથી તરતજ તેણે કાચને બારી આગળ લીધો અને તે ઉપર ચ્હડી કાચને લગાડેલી લાપી પોતાના નખથી ઉખાડવા માંડી. લગભગ અર્ધા કલાકે તે કાચ ઉખાડી શકી. તરતજ તેણે એક ખુરસી કૅાચ ઉપર ગોઠવી અને તે ઉપર ચઢી પોતાની ઍંગને પોતાનાં વસ્ત્રાને છેડે બાંધી નીચે ઉતરવા માંડયું. નીચે ઉતરતી વખતે તેનું સર્વાંગ કંપી ઉઠયું. આવી સ્થિતિમાં કોઇ જોઇ જશે તો કેવા હાલ થશે? એવા ભીતિજનક વિચારો પણ

તેના મનમાં આવવા લાગ્યા. આવી રીતે ઉતરવાની તેને ટેવ નહિ હોવાથી નીચે પડી જવાશે તો કેવું ભયંકર પરિણામ આવશે એ સંબંધોના ભયજનક વિચારો તેના મનમાં આવવા લાગ્યા પરંતુ ધૈર્ય ધારણ કરી ધીમે ધીમે પોતાના મનને દ્દઢ કરી તે ઉતરવા લાગી. નીચે ઉતરતી વખતે તેના હાથ તથા પગ સહેજ છોલાઇ ગયા તો પણ તરતજ તેણે તેને આવી રીતે બચાવી લેવાને માટે ઇશ્વરને સાષ્ટાંગ નમસ્કાર કર્યો. આવી સ્થિતિમાં અહિ ઉભા રહેવું ઉચિત નહિ જણાવાથી તરતજ તે અંધકારમાંથ પોતાનો રસ્તો કાપી આગળ વધવા લાગી થોડે દૂર જતાં તે એક મ્હોટા રસ્તા ઉપર જઇ પહોંચી અને ત્યારેજ તેના જીવમાં જીવ આવ્યો. આ વખતે પ્રભાતકાળ થવા આવ્યો હતો લગભગ પાંચનો વખત હતો. એકાદશીનો દિવસ હોવાથી કેટલી વૈષ્ણવ સ્ત્રીઓ સાગરસ્નાન કરવા જતી હતી. રમાને પણ આ સંગા ઠીક ઉપયોગી થઇ પડયો. તે પણ તેમની પછવાડે પછવાડે ચાલ લાગી. થોડા વખતમાં તે દરિયા કિનારે જઇ પહોંચી. કિનારે જ તેણે આગબોટ કયારે ઉપડે છે તેની તપાસ કરી. તપાસ કર સાત વાગે વેરાવળની સ્ટીમર ઉપડવાની ખબર તેને મળી. તરત એક સેકન્ડ કલાસની ટીકીટ કઢાવી તે સ્ટીમરમાં ચઢી બેઠી. સાત વ સ્ટીમર ત્યાંથી ઉપડી અને તેની સાથે રમા પણ પોતાના પતિ મળવા માટે ચોરોની આંખમાં ધૂળ નાખી ઉપડી ગઇ.



## પ્રકરણ ૨૪ મું.

### અસત્ય આરોપ
### અને
### આશ્ચર્યજનક સંયોગ.

' હરિ હરિ અરે ! છુપા ઘા આ ઘટે કરવા તને ?
પ્રણયી દિલને વિના દોષે ઘટે હણવાં તને ?
કદિ કંઈ હશે દોષો ત્હોયે ક્ષમા નવ શું ઘટે ?
તુજ સખત આ શિક્ષાથી રે વિધિ ! શુભ શું થશે ? "

—કલાપી

રમાએ માંડવીમાંથી ન્હાસી જવાને માટે નકામી ઉતાવળ કરી હતી. બીજા ચોવીસ કલાક જો તે ત્યાં રહી હોત તો તેનું ચરિત્ર કોઇ જૂદીજ રીતે લખવું પડયું હોત; પરંતુ ઘટનાચક્રની વિચિત્રગતિ આગળ તેનું શું ચાલે ? તેને કયાંથી ખબર હોય કે તેને છોડાવવા માટે વિષ્ણુપ્રસાદ પણ પોલિસને લઇને તેની પછવાડે પછવાડે આવે છે ! તેણે જે દિવસે સ્ટીમરમાં પગ મૂકયો, તેજ દિવસે વિષ્ણુપ્રસાદ પોર્ટુગીઝ બ્રિટિશ અને દેશી સિપાહીઓને લઇને રસિકનાં દિવાનખાનામાં આવી પહોંચ્યા હતા. પોલિસોને જોતાંજ રસિક, શામળદાસ, કૃષ્ણલાલ વગેરે ચીનના શાહુકારો ગુપચુપ પોલિસને સ્વાધીન થયા; પરંતુ રમાને જોવામાં નહિ આવ્યાથી વિષ્ણુપ્રસાદ ગભરાવા લાગ્યા અને તે સંબંધીનો

ખુલાસો કરવાનું તેમણે રસિકને કહ્યું. રસિકે પણ જાણ્યું કે હવે આપણા દિવસ ભરાઇ ચુકયા છે તેથી છ પાંચ નહિ ગણતાં જે કાંઇ ખરી હકીકત હતી, તે તેણે ગભરાતાં ગભરાતાં વિષ્ણુપ્રસાદને કહી સંભળાવી. તરતજ વિષ્ણુપ્રસાદ પોલિસને સાથે લઇ રમાના દિવાનખાના તરફ ગયા; પણ અંદરથી બારણું બંધ હોવાથી તેઓ નિરૂપાય થયા. તેમણે રમાને ઘણી બૂમો મારી, બારણું પણ ઘણી વખત ખખડાવ્યું; પરંતુ બારણું ઉઘડયું નહિ. અંદરથી જવાબ પણ મળ્યો નહિ તેથી વિષ્ણુપ્રસાદ ઘણાજ વિચારમાં પડયા અને રમાએ કદાચ આત્મહત્યા તો નહિ કરી હોય એવો વિચાર આવવાથી ગભરાવા લાગ્યા. તરતજ પોલિસ સિપાહીઓ સુતારને બોલાવી લાવ્યા અને તેમની પાસે બારણું ઉઘડાવી તેમણે દિવાનખાનામાં પ્રવેશ કર્યો. પણ અંદર શું હતું? કાંઇજ નહિ. આ બનાવ જોઇ સહુ આશ્ચર્ય પામ્યા. વિષ્ણુપ્રસાદ પણ આશ્ચર્યચકિત થઇ ચારે તરફ જોવા લાગ્યા એટલામાં બારીની જાળીએ બંધાઇ રહેલી દોરી તેમના જોવામાં આવી. તરતજ તેમના ધ્યાનમાં સઘળી હકીકત આવી ગઇ. આવા દુષ્ટ લોકોની આંખોમાં ધૂળ નાખી ન્હાસી જવા માટે રમાએ જે સાહસ કર્યું હતું તે જોઇ તેમના મનમાં તેને માટે ઘણું માન ઉપજયું; પરંતુ બીજી બાજુનો વિચાર કરી જોતાં તે હવે કયાં ગઇ હશે તેની તેમને ઘણી ચિંતા થવા લાગી. તરતજ તે તાર ઑફીસમાં ગયા અને બે ચાર ઠેકાણે તેમણે રિપ્લાઇ તારો કરી જોયા; પરંતુ એક પણ તારનો સંતોષજનક ઉત્તર મળ્યો નહિ. વિષ્ણુપ્રસાદે બીજો દિવસ પણ તેવીજ રીતે માંડવીમાં રહી રમાની શોધમાં ગાળ્યો; પણ રમાનો બિલકુલ પત્તો લાગ્યો નહિ.

વિષ્ણુપ્રસાદને ત્રણ ચાર દિવસ સુધી માંડવીમાં પોલિસ તપાસને માટે રહેવું પડયું. માંડવીની પોલિસે તપાસ પૂરી કરી શામળદાસ, કૃષ્ણલાલ તથા રસિકને બ્રિટિશ પોલિસને સ્વાધીન કર્યા. પછી વિષ્ણુપ્રસાદ તે બધાને સાથે લઈને મુંબાઇ ગયા અને ત્યાં પોલિસની પ્રાથમિક તપાસનો આરંભ થયો.

વાંચક ! હવે આપણે રમાની ખબર લઇએ. વેરાવળ ઉતર્યા પછી કેશોદ જવાને માટે તેને તરતજ ગાડી મળી. તે ગાડીમાં બેસી કેશોદ સ્ટેશને આવી પહોંચી. સંધ્યાકાળનો વખત હતો તેથી કર્મધર્મસંયોગે એક પણ ભાડાની ગાડી તેને રત્નપુર જવાને માટે મળી નહિ તેથી તેણે તે રાત્રિ ત્યાંજ ગાળવાનો વિચાર કર્યો. કેશોદથી તે ઘણી વખત રત્નપુર ગઈ હતી; પરંતુ ત્યાં તેનું કોઇ પણ ઓળખીતું નહોતું તેથી તે વિચારમાં પડી ગઇ એટલામાં તેને વનલતાની યાદ આવી. વાસ્તવિક રીતે જોતાં રમા અને વનલતાની બિલકુલ ઓળખાણ નહોતી, તેમજ તે બન્ને જણીઓને કોઇ દિવસ વાતચિત કરવાનો પ્રસંગ પણ મળ્યો નહોતો; તો પણ તે અહિં આટલામાંજ રહે છે એવી વાત બળવંતે રમાને ઘણી વખત કહેલી હોવાથી તેને વનલતાની સહજ યાદ થઈ આવી. આ વખતે ગામની ચાર પાંચ સ્ત્રીઓ કૂવેથી પાણી ભરીને આવતી હતી તેમણે રસ્તામાંજ રમાને બેઠેલી જોઇ, તેથી જુદા જુદા તર્કવિતર્કો કરતી તે સ્ત્રીઓ રમાની પાસે આવી અને તેને જોવા લાગી. તે સ્ત્રીઓનાં ટોળાને પોતાની પાસે આવેલું જોઇ તેમાંથી એકને રમાએ પૂછ્યું: —" બ્હેન, રત્નપુર જવા માટે એકાદ ભાડાની ગાડી અહિંથી મળશે કે ? "

જે સ્ત્રીને રમાએ આ પ્રશ્ન પૂછ્યો તે સ્ત્રીએ પોતાની ગાગર

નીચે મૂકી અને તેણે રમાની પાસે બેસતાં ઉત્તર આપ્યોઃ—"ના, અત્યારે ભાડાની ગાડી બિલકુલ મળી શકશે નહિ." તે સ્ત્રી નીચે બેઠી એટલે બીજી સ્ત્રીઓએ પણ પોતાનાં પાણીનાં બેડાં નીચે ઉતાર્યાં અને રમાની તરફ સહાનુભૂતિ દર્શાવતી તેઓ પણ તેની પાસે બેઠી.

રમાએ ફરીથી પૂછ્યુ:—"અહિં વનલતા નામની કોઇ બાઇ રહે છે ને?"

રમાનો પ્રશ્ન સાંભળી એ ત્રણ સ્ત્રીઓ એકદમ બોલી ઉઠી:—"હા, હા; તે અહિં રહે છે ખરી." એટલામાં બીજી એક સ્ત્રી બોલી:—"ના, બ્હેન! તે બાઇ તો ત્રણ ચાર દિવસ થયાં અહિંથી રત્નપુર ગઇ છે. લોકો કહે છે કે, રત્નપુરના કારખાનાના માલેકે તેની સાથે લગ્ન કર્યું છે."

'લગ્ન' શબ્દ સાંભળતાંજ રમાના મન પર જે અસર થઇ, તે અવર્ણનીય હતી. રમાના મનમાં બીજી શંકા આવી અને તેથી તે બાઇને તેણે પૂછ્યું:—'પણ રત્નપુરના કારખાનાના માલેકનું તો લગ્ન થયેલું છે ને?"

તે બાઇએ ઉત્તર આપ્યો:—"હા, થયું છે. પણ કહે છે કે, તે પહેલી સ્ત્રી ખરાબ ચાલચલગતની નીકળવાથી કોઇની સાથે ન્હાસી ગઇ છે."

રમાના મનની કેવી સ્થિતિ થઇ હશે, તેની કલ્પના વાંચકોએજ કરી લેવી. વળી ત્રીજી એક સ્ત્રીએ કહ્યું:—"ના બ્હેન! ખરી વાત તેમ નથી. મારો ભાઇ તે કારખાનામાં નોકરી કરે છે. તે પરમ દિવસે જ અહિં આવ્યો હતો. તે તો કહેતો હતો કે, તે સ્ત્રીના ન્હાસી જવાથી કારખાનાના માલિકે હવે લગ્ન નહિં કરવાનો જ નિશ્ચય કર્યો છે. એટલુંજ નહિ; પરંતુ પોતાના કારખાનામાં કોઇ પણ

ઓનો પ્રવેશ જ થવા દેવો નહિ એવો તેમણે સખ્ત હુકમ કાઢયો છે. તું તો કહે છે કે તેમણે વનલતાની સાથે લગ્ન કર્યું છે! એ વાત તદ્દન જૂઠી છે તે તો બીજે ગામ ગઇ છે."

તે સ્ત્રીઓ આવી રીતે વાતચીત કરતી હતી એટલામાં પહેલી સ્ત્રીએ રમાને કહ્યું :—"બ્હેન! તમે હમણાં મારે ઘેર ચાલો. રાત્રે ત્યાં રહી સ્હવારે જોઇએ તો રત્નપુર જજો."

રમાને પણ એટલું જ જોઇતું હતું. તરતજ તે તેની સાથે જવાને તૈયાર થઇ. તે સ્ત્રીને ઘેર ગયા પછી રમાએ પોતાની બૅગ-માંથી કાંઇક નાસ્તો કહાડયો. ઘરવાળી બાઇએ પણ તેને દૂધ વગેરે આપ્યું તેથી નાસ્તો કરી તે રાત્રી તેણે ત્યાંજ વિશ્રાંતિ લીધી. સ્હવાર પડતાંજ ન્હાઇ ધોઈ એક ભોમીયાને પોતાની સાથે લઇ તે રત્નપુર તરફ જવા લાગી. ગરિબ બિચારી રમા! તેના પર આજ સુધી કદાપિ પગે ચાલવાનો પ્રસંગ આવ્યો નહોતો; પરંતુ વખત જ માણસને શિક્ષણ આપે છે, એ ન્યાયે તે પગે ચાલવાનું કામ શાંત રીત સહન કરતી આગળ ચાલવા લાગી. થાક લાગી જાય તો ઝાડની નીચે વિશ્રાંતી લેતી લેતી લગભગ બાર વાગે તે કારખાના પાસે આવી પહોંચી. ત્યાં પહોંચતાંજ તેણે પોતાની સાથે જે ભોમીયો લીધો હતો તેને બે રૂપિયા આપી વિદાય કર્યો અને તે એકલીજ કારખાનાના બારણાં પાસે આવીને ઉભી રહી. હવે પતિપત્નીની મુલાકાત થશે અને તેને લીધે સઘળાં દુઃખોનો અંત આવશે એવી રમાને આશા ઉત્પન્ન થઇ. આશામાં ને આશામાં તેનું અંતઃકરણ ધડકવા લાગ્યું, પણ તેની તે આશા વ્યર્થ ગઇ.

દરવાજાના રક્ષકે રમાને ઓળખી નહિ. તેણે જણાવ્યું કેઃ-

"કારખાનામાં જવાની કોઈ પણ સ્ત્રીને પરવાનગી નથી તેથી તમે ગુપચુપ અહિંથી ચાલ્યાં જાઓ." દ્વારપાળના શબ્દો સાંભળતાંજ રમા એકદમ ચિંતાતુર થઇ ગઇ. તેણે કહ્યું:-"તેવો હુકમ હોય તો હું એક ચીઠી તમને આપું છું તે તમે મહેરબાની કરીને તમારા શેઠને આપી આવશો?" દ્વારપાળે એ વાત કબુલ કરી તેથી રમાએ "આપની નમ્ર દાસી રમા અંદર આવવાને રજા માગે છે" એવા આશયની ચીઠી બળવંત ઉપર મોકલી, પણ તેનો પ્રત્યુત્તર જ્યારે તેને મળ્યો ત્યારે તેના માથા ઉપર જાણે વજ્રાઘાત થયો હોય તેવી તેની સ્થિતિ થઇ. "તમે ઉભય કુળને કલંક લગાડેલું હોવાથી તમારી મુલાકાત લેવાની મારી બિલકુલ ઇચ્છા નથી. ગમે તેમ હોય, તો પણ ઇશ્વર તમારૂં કલ્યાણ કરે એટલું જ હું તેની પાસે યાચું છું. મારો અને તમારો સંબંધ તૂટયો છે એમ જાણી તમારી મરજી પડે ત્યાં તમે બેલાશક જજો."

બળવંતનો ઉત્તર વાંચી ગમે તેવા પત્થર જેવા હૃદયના માણસની આંખમાંથી પણ બે અશ્રુબિંદુ સરી પડયા સિવાય રહેશે નહિ. બળવંત જેવા સુશીલ, મનોનિગ્રહી અને કેળવાયેલા યુવાનને પણ રસિકનું માયાવીપણું સમજાયું નહિ, ત્યારે તો રમાપર દૈવની અવકૃપા થઇ હોવી જોઇએ એમજ કહેવું જોઇએ. બળવંતનો ઉત્તર વાંચી રમા થોડો વખત શું કરવું તેના મ્હોટા વિચારમાં પડી ગઇ તો પણ તેના સત્યાગ્રહી સ્વભાવને લીધે તેણે પતિને વિનંતિ કરવાનો તેમજ પોતાની પવિત્રતા સપ્રમાણ કરવાનો પુરાવો રજુ કરવાનો વિચાર માંડી વાળ્યો અને પતિનું કલ્યાણ ઇચ્છતી ત્યાંથી પાછી ફરી.

રમા પાછી તો ફરી, પણ પોતે કયે રસ્તે જાય છે તેનું તેને

ભાન નહોતું. તેણે ડુંગરોવાળા ભયંકર જંગલમાં પ્રવેશ કર્યો અને કૃષ્ણ પરમાત્માનું સ્મરણ કરતી તે આગળ ચાલવા લાગી. તે પોતાના શરીરનું ભાન ભૂલી ગઈ ભૂખ, તૃષા, તેમજ તડકા તરફ તેનું ધ્યાનજ ગયું નહિ એક દીવાની સ્વાની માફક ડુંગરો ચઢતી તેમજ ઉતરતી તે આગળને આગળ ચાલવા લાગી. તેનો સઘળો ભય દૂર થઇ ગયો હતો. પોતાનું પ્રત્યેક પગલું તે નિશ્ચયથીજ આગળ ભરતી હતી સંધ્યાકાળ થયો. સૂર્યદેવ અસ્તાચળમાં પશ્ચિમ દિગ્વધૂને આલિંગન કરવા ઉતરી પડવા લાગ્યા; તો પણ રમા ચાલ્યાજ કરતી હતી. આવી રીતે સતત ચાલવાથી તે એટલી તો થાકી ગઇ કે તેનાથી આગળ એક પણ પગલું ભરી શકાય તેમ નહોતું. તે થોડો વખત ઉભી રહી અને આસપાસ જોવા લાગી એટલામાં થોડેક દૂર તેણે એક ન્હાનું તળાવ જોયું અને તેની આસપાસ ઝુંપડાંઓના કાળા ડાઘ તેને દેખાયા. એક પગલું પણ આગળ ચાલવાની તેનામાં બિલકુલ શકિત નહિ હોવાથી તે ત્યાંજ એક ઝાડ નીચે બેસી સૂઇ ગઇ. જમીન ઉપર શરીર પડતાંજ તેને ગાઢ નિદ્રા આવી ગઈ.

અસ્ત પામેલા સૂર્યનો પુનઃ ઉદય થયો. પર્વતના શિખરો પર સૂર્ય દેવના રંગ બેરંગી કિરણો પ્રકાશવા લાગ્યાં; તો પણ રમા હજી સુધી નિદ્રામાંજ હતી. તે આમને આમ પડી રહી હોત; પરંતુ એટલામાં કોઇને મુખે બે ચાર વખત પોતાનો નામોચ્ચાર થયેલો સાંભળવામાં આવતાંજ તે આશ્ચર્ય પામી જાગી ઉઠી અને વ્યાકુળતાથી આસપાસ જોવા લાગી તો તેણે પોતાનું માથું એક પ્રશાંત અને પ્રભાવશીળ સન્યાસિનીના ખોળામાં જોયું. તે સંન્યાસિનીએજ પોતાનો નામોચ્ચાર કર્યો છે એમ સમજ-

વામાં પણ વિલંબ થયો નહિ. પોતે કેવી સ્થિતિમાં છે તેની રમાને કલ્પના પણ થઇ શકી નહિ. તેણે ઘણાજ દુઃખપૂર્ણ તેમજ નમ્રસ્વરે તેને પૂછયું:—"દેવિ તમે કોણ છો? હું એક ઝાડ નીચે સૂતી હતી ત્યાંથી આ મંદિરમાં કેવી રીતે આવી શકી?"

રમાની સુશ્રુષા કરનારી સન્યાસિનીએ તેના માથાપર હાથ ફેરવીને કહ્યું:—' રમા! મને તેં ઓળખી નહિ? હું તો તારી બ્હેન નિર્મળા છું!"

રમાએ આ શબ્દો સાંભળતાંજ પોતાની આંખો બરાબર ઉઘાડી અને નિર્મળા તરફ જોયું. એકાએક તેનું હૃદય ભરાઇ આવ્યું. તેનાથી એક શબ્દ પણ બોલાયો નહિ. તેના આંખોમાંથી ચોધાર આંસુઓની ધારા વહેવા લાગી અને તેથી તે નિર્મળાને એકદમ બાઝી પડી.

રમા શા માટે આટલી બધી રડે છે અને આવા ભયંકર અરણ્યમાં તે કેવી રીતે આવી પહોંચી તે સંબંધી નિર્મળા વિચાર કરવા લાગી; પરંતુ તેના મનનું કોઇ પણ રીતે સમાધાન થયું નહિ. રમાને આવી સ્થિતિમાં કાંઇ પૂછવાનું પણ યોગ્ય નહોતું; કારણ કે, તે એટલી તો અશકત થઇ ગઇ હતી કે રડતાં રડતાંજ બેશુદ્ધ થઇ જતી હતી. નિર્મળાએ મહાકષ્ટે તેને બેઠી કરી અને તેને બે ત્રણ ફળો ખાવા આપ્યાં. ફળો ખાઇ થોડું પાણી પીધા પછી તેને જરા હોશિયારી જણાવા લાગી. આવી રીતે બે ત્રણ દિવસે તેના મનની સ્થિતિ કાંઇક શાંત થયા પછી તેણે પોતાના અંતઃકરણની સઘળી હકીકત નિર્મળાને નિવેદન કરી.

---

## પ્રકરણ ૨૫ મું.

### મોહવિનાશ યાને દૈવી જ્ઞાન.

"ફાની છે આ જગત સઘળું અંત આ જીવવાને,
જે છે તે ના ટકી કદી રહે સર્વદા કાળ ક્યાંએ;
શોધી લેને પ્રિય પ્રિય સખે! સર્વદા જે રહેશે,
આશા તૃપ્તિ વિભવ સુખની તુચ્છ સૌ છોડી દેને" —કલાપી.

ઘણા લાંબા કાળને અંતરે રમા અને નિર્મળાની નહિ ધારેલી આશ્ચર્યજનક રીતે મુલાકાત થઇ હતી. સંન્યાસવૃત્તિથી રહેવું ઘણુંજ કઠણ છે એમ તેનાં માબાપોએ તેને ઘણી વખત કહ્યું હતું; તો પણ નિશ્ચયી સ્વભાવની નિર્મળાએ આજકાલ કરતાં પાંચ વર્ષથી જંગલમાં રહી પોતાની આધ્યાત્મિક ઉન્નતિ કરી લીધી હતી. તપના તેજથી તે ઘણીજ પ્રશાંત અને પ્રભાવશીળ દેખાતી હતી. તેની દૃષ્ટિ પ્રેમાળ અને સતેજ થઇ હતી. પરબ્રહ્મના સાનિધ્યથી તે શાંત અને આનંદી થઇ હતી આવી રીતે પવિત્રતાથી સતેજ થયલું રમણી રત્ન રમાએ આજ સુધી કોઇ પણ સ્થળે જોયેલું નહિ હોવાથી તેને નિર્મળાના દર્શનથી આશ્ચર્ય ઉપજ્યું, તે અવર્ણનીય હતું. નિર્મળાની વનવાસની હકીકત કાંઇ ઘણી લાંબી નહોતી. તેણે પાંચ દશ મિનિટમાંજ એ હકીકત રમાને કહી સંભળાવી ઘર છોડી પ્રાચી આવવા પછી એક યોગીની પાસેથી તેણે યોગશાસ્ત્રનો અભ્યાસ કર્યો, અને તેના કહેવાથી

તેણે નજીકમાં આવેલા સિદ્ધેશ્વર મહાદેવના મંદિરમાં રહેવાનું રાખ્યું હતું. તેને ફળાહાર ઉપર રહેવાની ટેવ પડી ગયેલી હોવાથી આવા જંગલમાં તેનું શું થશે તેની તેને બિલકુલ ચિંતા નહોતી. નિર્મળાએ પોતાની હકીકત ટુંકમાં કહી સંભળાવી એટલે પછી રમાએ પહેલેથી તે છેલ્લે સુધીની પોતાની બધી હકીકત તેને કહી સંભળાવી. રમાએ જે હકીકત કહી તેમાં અસંત્યાશ હોવાનો સહજ પણ સંશય નિર્મળાને આવ્યો નહિ, કારણકે તે રમાને ન્હાનપણથીજ ઓળખતી હતી. રમાની હકીકત સાંભળ્યા પછી નિર્મળાએ તેના મનનું ઘણી રીતે સાંત્વન કર્યું અને તેને પોતાનો યોગધર્મ શિખવાડવા માંડયો. રમાનો તેના પતિએ જો કે તિરસ્કાર કર્યો હતો, તો પણ રમાનું મન પતિ માટે ઘણુંજ શુદ્ધ હતું. તેનીજ મંગલ કામનાઓથી તેનું અંતઃકરણ ભરાઈ ગયેલું હતું. આવી સ્થિતિમાં નિર્મળાએ રમાને પોતાના પતિને અક્ષય સાન્નિધ્યમાં કેમ જોવા, તે શિખવાડવાનો આરંભ કર્યો. તે જેમ જેમ રમાને આધ્યાત્મ વિષયનું શિક્ષણ આપતી ગઇ તેમ તેમ તેને જણાતું ગયું કે, રમાએ પૂર્વજન્મમાંજ યોગાભ્યાસનું શિક્ષણ મેળવેલું હોવાથી તેને તો હવે અગ્નિ ઉપરની રાખજ ફુંક મારીને ઉડાડવી પડે છે. રમા ધીમે ધીમે અધ્યાત્મવાદમાં પ્રવીણ થવા લાગી અને પોતાના પતિને પોતાના સાન્નિધ્યમાંજ જોવા લાગી.

સિધ્ધેશ્વર મહાદેવના મંદિરથી થોડે દૂર એક ન્હાની નદી મધુર તરંગો ઉછાળતી, સ્વચ્છંદે નૃત્ય કરતી કલકલ અવાજ કરતી વહેતી હતી. એ સરિતાના કિનારા ઉપર એક ન્હાનું ગામડું આવેલું હતું. એ ગામડામાં લગભગ વિસ પચીસ મકાનો હતાં. રમા મંદિરમાં રહેવા લાગી ત્યારથી નિર્મળા તેને માટે લોટ, ચોખા, ચહા સાકર વગેરે

સીધું સામાન મંગાવતી હતી. કારણ કે, આટલા થોડા વખતમાં જ ફળાહારથી રહેવું તેને માટે ઇષ્ટ નહોતું. રમા પાસે જોકે થોડાક પૈસા હતા, તો પણ તેની પાસેથી એક પાઇ પણ નહિ લેતાં નિર્મળાજ બધો ખર્ચ કરતી હતી. ગામડા માંહેલા ભરવાડો ઘણાજ ભક્તિવાળા હતા, અને તેથી તેઓ નિર્મળાને જોઇએ તેટલું દૂધ મફત લાવી આપતા હતા.

એક દિવસે કાંઇક સામાન ખૂટવાથી નિર્મળાએ એક ભરવાડણને થોડાક પૈસા આપી સામાન લેવાને તેને ગામમાં મોકલી. ભરવાડણ જે સામાન લાવી હતી તે બધો વ્યવસ્થિત રીતે મૂકતાં સાકરના પડીકા તરફ રમાનું ધ્યાન ખેંચાયું. તેણે તે પડિકાનો કાગળ છૂટો કર્યો અને વાંચવા લાગી. વાંચતાં વાંચતા તેની આંખો આંસુથી ભરાઇ ગઇ અને એકદમ રડવા લાગી. એટલામાં નિર્મળા પણ કાંઇ કારણને લીધે આવી ચડી. રમાને રડતી જોઇ તે પણ સહજ આશ્ચર્યમાં પડી ગઈ. તેણે રમાને તેના રૂદનનું કારણ પૂછયું. રમાએ આંખો સાફ કરતાં ઉત્તર આપ્યોઃ—"બ્હેન! હું નિર્દોષ છું, એમ તેમની ખાત્રી થવાથી તે હવે મારી શોધ કરતા ગાંડાની માફક જયાં ત્યાં રખડયા કરે છે."

નિર્મળા ગંભીરતાથી બોલી :—"આ હકીકત તને કોણે કહી? હજી પણ તું તારા આત્મા ઉપર સંયમ રાખી શકતી નથી એમ જણાય છે. જવાદે બ્હેન! બાહ્ય જગતનો હવે તારે વિચાર સુદ્ધાં કરવો જોઇએ નહિ."

રમા બોલીઃ—"બ્હેન! આ વર્તમાનપત્રના ટુકડામાં મેં જે કાંઇ વાંચ્યું છે તેજ મેં તને કહ્યું છે. આવી વાત તરફ માનસિક શકિતનો વ્યય કર્યો છે એમ તું સમજીશ નહિ."

નિર્મળા અલ્પ કાળપર્યંત સ્તબ્ધ ઉભી રહી. પછી તેણે કહ્યું:- "એ વર્તમાનપત્રમાં શું લખ્યું છે?"

નિર્મળાની આજ્ઞા થતાંજ રમા આર્ત્તસ્વરે તે વર્તમાનપત્રનો ટુકડો વાંચવા લાગી:--

"આજ લાંબા વખતથી ચાલતો 'ધી કો-ઓપરેટેવ બંન્ક ઓફ સિંધ'ના કેસનો ચુકાદો થયો, તે સાંભળી કોઈ પણ માણસ ન્યાયાધિશની પ્રશંસા કર્યા વિના રહેશે નહિ. પોલિસે કરેલી ખટપટને માટે જો કે પોલિસ પ્રશંસાપાત્ર છે; તો પણ તેની શોધનું ખરૂં શ્રેય તો વિષ્ણુપ્રસાદનેજ ઘટે છે. બંન્કના નામે લોકોને ફસાવનારાઓ દેશનું કેટલું બધું નુકશાન કરે છે તે વિષેના ન્યાયાધિશના ઉદ્ગારો ઘણાજ વિચાર કરવા જેવા છે. આ કેસની અંદર લગભગ અઠ્ઠાવીશ આરોપીઓ હતા અને તેઓ બધાને થોડી ઘણી શિક્ષાઓ થઇ છે. એ આરોપીઓમાંના શામળદાસ, કૃષ્ણલાલ તથા રસિકલાલ ઉપર બીજા આરોપો પણ સાબિત થવાથી તેમને જન્મદેશનિકાલની સજા કરવામાં આવી છે. રસિકલાલે રત્નપુરના લોઢાના કારખાનાના માલિક બળવંતરાયની સ્ત્રીને ઉઠાવી જવાનો પ્રપંચ કર્યો હતો; પરંતુ તે સાધ્વી સ્ત્રી ઘણીજ ચતુરાઇથી તેમજ સાહસિકતાથી તેની પ્રપંચ જાળમાંથી નઠાસી છૂટી છે. એમ કહેવામાં આવે છે કે, તેનો હજી સુધી પત્તો લાગ્યો નથી. જે ફોટોગ્રાફથી તે સાધ્વી રમણીને કલંકિત બતાવવાનો પ્રપંચ રચવામાં આવ્યો હતો, તે ફોટોગ્રાફ ખરો નહોતો. તે તો માત્ર એક કુશળ ચિત્રકાર પાસે પહેલાં રસિક અને રમાનું ચિત્ર કઢાવીને પાછીજ લેવામાં આવ્યો હતો. માયક્રોસ્કોપ નામના કાચના યંત્રથી જોતાં તેમાં જે કાંઇ ભેદ હતો તે પણ જણાઇ આવ્યો હતો. જે લાકડાના બાંકપર

રસિક અને રમા બેઠેલાં છે, તેવો ફોટોગ્રાફ બતાવવામાં આવ્યો છે, તે લાકડાનો અસલ ફોટોગ્રાફ અને બાંકનો ફોટોગ્રાફ-બંનેમાં વિલક્ષણ ફરક દેખાઇ આવવાથી વિષ્ણુપ્રસાદે વધારે શોધ કરીને જે ચિત્રકારે તે ચિત્ર કાઢયું હતું તેને પણ શોધી કાઢી પકડાવ્યો હતો; પરંતુ ન્યાયાધિશે તેના પર દયા લાવી તેને છોડી મૂકયો. ન્યાયાધિશે કેસનો ચુકાદો આપતાં આરોપીની બુદ્ધિ માટે ઘણીજ પ્રશંસા કરી છે. પોતાની બુદ્ધિનો ઉપયોગ તેણે ઘણાજ ખરાબ કાર્યો કરવામાં કર્યો તે માટે તેમણે ખેદ પણ પ્રદર્શિત કર્યો છે. વિશેષ દિલગીરીની વાત તો એ છે કે, બળવંતરાય અને તેમની પત્નિ રમાની મુલાકાત થવાનો વખત આવ્યો હતો, છતાં બળવંતરાયે તેના પર કલંક લગાડવાનો આરોપ મૂકીને તેની મુલાકાત લીધી નહોતી. હવે તે પોતાની ભયંકર ભૂલનો ઘણો પશ્ચાત્તાપ કરે છે. પોતાની નિર્દોષ પત્નિને માટે કુશંકા લાવી તેનો ત્યાગ કર્યો તેથી તેમને ઘણોજ પશ્ચાતાપ થયો છે. તેમની સ્થિતિ દીવાના જેવી થઇ ગઇ છે અને તેથી તે પત્નિની શોધમાં ગાંડા ઘેલાની માફક જંગલોમાં રખડે છે. અફસોસ ! આવા સુખી દંપતીના સંસારમાં વિષ રેડનાર નીચ માણસને માટે ઇશ્વરે કેવું ભીષણ દુ:ખપૂર્ણ નર્ક નિર્માણ કર્યું હશે !"

ઉપરોક્ત હકીકત નિર્મળાને વાંચી સંભળાવ્યા પછી રમા પાછી આંસુ સારવા લાગી. તેને રડતી જોઇ નિર્મળા બોલી:—"બ્હેન ! તું આટલી બધી દુર્બળ મનની છે ? "

રમા:—" બ્હેન ! તેવું કાંઇજ નથી; પરંતુ મ્હારી શોધ કરતાં તેમને નિરર્થક કષ્ટ વેઠવું પડતું હશે, તેથીજ મને લાગી આવે છે."

નિર્મળા:—" ત્યારે શું તેમને મળવાની તારી ઇચ્છા છે ? "

રમાઃ–" હા, એક વખત મળવાની ઈચ્છા છે, "

નિર્મળા થોડો વખત મૌન રહ્યા પછી બોલીઃ–"રમા ! આ મુલાકાત અલ્પકાળના માટે છે. આ લોકમાં તમારો ઉભયનો સહવાસ બીજા કેટલાક વખત સુધી થાય, તો પણ આખરે તો તમારે એક બીજાથી છુટાં પડવાનું જ છે. તેમ ન થતાં તેમનો સહવાસ અક્ષય થાય યુગ યુગાંતરો સુધી તમે અરસપરસનું સહવાસ સુખ ભોગવો–એવી જો તારી ઈચ્છા હોય તો તેમના શરીર પર પ્રેમ રાખવાનું છોડીને તેમના આત્માપર પ્રેમ રાખતાં શીખ. તમારૂં બન્નેનું આત્મૈકય થયા પછી બન્નેનાં શરીરમાં ગમે તેટલો અંતર હશે, તો પણ તમે ઉભય એકજ છો. શ્રીકૃષ્ણ ભગવાને પણ અર્જુનને તેટલા માટે '**सर्वं धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज**' એવો ઉપદેશ આપ્યો છે. "

રમાઃ–" નિર્મળા ! વ્યામોહને લીધેજ હું તેમ બોલી, તેથી મને ક્ષમા કર. તું કહીશ તે પ્રમાણે આત્મબલથીજ હું તેમની મુલાકાત લઈશ. બ્હેન, પણ શું તે શકય છે? તને આવી આત્મપ્રતીતિ થઇ છે?"

નિર્મળાએ અધિકાર વાણીએ કહ્યુંઃ–" રમા ! મનને આવી રીતે શંકાશીલ કરીશ નહિ. નિશ્ચયી અને શુદ્ધાચરણી માણસોને માટે બધું શકય છે. સચ્ચિદાનંદ સ્વરૂપનું મને દર્શન થયું તેમાં કાંઇ નવાઈ જેવું નથી; તેની પ્રાપ્તિ તને પણ કરાવી આપવાની મારી મહત્વાકાંક્ષા છે. "

નિર્મળાનાં વચનો સાંભળી રમાનું અંતઃકરણ શાંત થઇ ગયું. તેનો મોહ દૂર થઇ ગયો. મોહ દૂર થતાંજ સ્મિત મુખે આત્મવિશ્વાસથી તેણે પોતાનું મસ્તક નિર્મળાના ચરણમાં મૂકયું અને તે જે કાંઈ આજ્ઞા કરે તે માન્ય કરી તેણે તે પ્રમાણે વર્તવાની પ્રતિજ્ઞા કરી.



## પ્રકરણ ૨૬ મું

### સ્નેહ સદન વા પ્રણય રહસ્ય.

" હા ! લાખરંગી ઇશ્કનું કો એકરંગી નામ છે !
મસ્તાનનું મસ્તાન, એવું એકરંગી નામ છે !

—કલાપી.

નિર્દોષ રમાપર અસત્ય આરોપ મૂકયા પછી બળવંતને જે પશ્ચાતાપ થતો હતો, તેની કલ્પના ઉપજવી પણ અશક્ય છે. તે માટે તેને કેટલું દુઃખ લાગ્યું, તેણે કેટલાં આંસુ સાર્યાં તેની તેનેજ ખબર હતી. કેસનો નિકાલ થયા પછી વિષ્ણુપ્રસાદે તેને ઘણોજ સમજાવ્યો અને રમાની શોધને માટે તેમણે કેટલાંક માણસો પણ મોકલ્યાં; પરંતુ બળવંતનું મન તેટલાથી શાંત થયું નહિ. ચાર પાંચ દિવસ મુંબાઈમાં રહીને તે પાછો રત્નાપુર આવ્યો અને પોતાની પછવાડે કયા ધોરણ ઉપર કારખાનું આગળ ચાલવું જોઇએ તેની સૂચના પોતાના ખાસ અંગતના વિશ્વાસુ માણસોને બોલાવી કરી. સંસારનો ત્યાગ કરી જંગલમાં ચાલ્યા જવાનો નિશ્ચય જ્યારે તેણે પોતાના માણસોને જણાવ્યો ત્યારે દરેક જણનાં નેત્રોમાંથી આંસુઓ ટપકવા લાગ્યાં. પોતાને છોડીને નહિ જવા માટે કેટલાક તો તેના પગે પણ પડયા; પરંતુ બળવંતે પોતાનો નિશ્ચય પાછો ફેરાવ્યો નહિ. બરાબર બાર વાગ્યે ઉન્હાળાના સખ્ત તાપમાં પોતાના બારણા પાસે

આવેલી સાધ્વી પત્નીનો તિરસ્કાર કરી તેને હાંકી કાઢી એ મનમાં આવતાંજ બળવંતે પણ બરાબર બાર વાગ્યે પોતાના કારખાનાની બહાર પગ મૂક્યો. કારખાનાનાં બધાં માણસો અશ્રુ સારતાં ઉભાં હતાં, તેમને તમે બધા પરમેશ્વર સ્વરૂપ છો, એમ કહી બળવંતે તેઓને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને કારખાના તરફ પીઠ ફેરવી જે રસ્તે રમા ગઇ હતી, તેજ રસ્તે તે ચાલવા લાગ્યો એક જંગલમાંથી બીજા જંગલમાં તેમજ એક ડુંગર પરથી બીજા ડુંગર પર ચાલતો ચાલતો તે એક મહિના સુધી જ્યાં ત્યાં રખડયો; પરંતુ કોઇ પણ સ્થળે તે રમાનું—પ્રેમમયી પ્રેમદાનું દર્શન કરી શકયો નહિ. એક મહિનાની અંદર બળવંતનો પોષાક અને ચ્હેરાની અંદર એટલો બધો ફરક પડી ગયો કે, તેનો કોઈ અંગત માણસ પણ તેને આ વખતે જુએ તો ઓળખી શકે નહિ. બળવંત જાણતો હતો કે, આ જંગલમાં હું એકલોજ ફરૂં છું; પરંતુ વસ્તુસ્થિતિ તેમ નહોતી. તેની પછવાડે એક રમણી પણ સાવધાનતાથી ફર્યા કરતી હતી. બળવંત ઉઠીને ચાલતો ત્યારે તે પણ ઉઠીને તેની પાછળ પાછળ ચાલતી હતી. બળવંતને આ વખતે તેના શરીરનું પણ ભાન નહોતું તેથી પોતાની પાછળ કોણ આવે છે તેની તેને કલ્પના પણ નહોતી. બળવંતની પછવાડે જે રમણી ચાલતી હતી તે આપણી પૂર્વપરિચિત વનલતાજ હતી. બળવંતનું અનુસરણ કરવામાં તેનો શો હેતુ હતો, તેની તો ઇશ્વરને ખબર. આવી રીતે જંગલોમાં રખડીને એક મહિનો ગુમાવ્યા પછી બળવંત સિદ્ધેશ્વર મહાદેવના મંદીરની નજીક આવી ચઢયો. મંદિર જોતાંજ તેને ઇશ્વરનાં દર્શન કરવાની ઇચ્છા થઇ અને તેથી તેણે મંદિરમાં પ્રવેશ કર્યો. ઘંટ વગાડી 'હરહર મહાદેવ'નો ઉચ્ચાર કરી તેણે શંકરને સાષ્ટાંગ નમ-

સ્કાર કર્યાં. મંદિરમાં આવ્યા પછી તેના મનને કાંઈક શાંતિ વળી હોય એમ જણાયું અને તેથી તે મંદિરની આસપાસ દૃષ્ટિ ફેરવીને નિરીક્ષણ કરવા લાગ્યો. પહેલાં તો તેને જણાયું કે, મંદિરની અંદર કોઈની વસ્તી નહિ હોય, પણ મંદિરને સ્વચ્છ તેમજ શાંત જોઇને તેને સંશય આવ્યો અને તેથી જીજ્ઞાસાવૃત્તિથી તે મંદિરના બીજા ભાગો જોવા લાગ્યો. એટલામાં એક વિશેષ પ્રકાશવાળી ખડકી પાસે એક ધ્યાનસ્થ બેઠેલી ગૌરવર્ણ પ્રશાંત યુવાન સ્રીને જોઇ તેને આશ્ચર્ય લાગ્યું અને તે એકાગ્રદૃષ્ટિથી તે સ્રી તરફ જોવા લાગ્યો. આ સ્રી રમાજ હોવી જોઇએ એમ તેને સંશય આવ્યો અને તેથી તે તેની નજીક જઇને તેનું નિરિક્ષણ કરવા લાગ્યો. જેમ જેમ તે તેનું નિરિક્ષણ કરતો ગયો તેમ તેમ તેને દૃઢ ખાત્રી થઇ કે, તે સ્રી રમાજ હોવી જોઇએ; તો પણ તેનું સંશયગ્રસ્ત મન તેના અંતરમાં અસંખ્ય શંકાઓ ઉત્પન્ન કરતું હતું. અંતે તેણે ઘણુંજ ધૈર્ય ધારણ કરી ડરતાં ડરતાં 'રમા' નામનો ઉચ્ચાર કર્યો.

પૂર્વપરિચિત્ અવાજ સાંભળતાંજ ધ્યાનમગ્ન સ્રીએ પોતાની આંખો ઉઘાડી અને શાંત-સ્નિગ્ધ દૃષ્ટિએ બળવંત તરફ જોવા લાગી. ચતુર્ચક્ષુનું મિલન થતાં બન્નેએ એક બીજાંને ઓળખ્યાં, પણ તે ઓળખાણની અસર માત્ર બળવંત ઉપરજ થઇ— રમા નિર્વિકાર રહી. તે તો પૂર્વવત્ આસને જ શાંતિથી બેઠેલી હતી; પરંતુ બળવંતથી તેટલો વખત શાંતવૃત્તિથી રહી શકાયું નહિ. તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં, તેનો કંઠ રૂંધાઇ ગયો. કરૂણાજનક સ્વરે તે બોલ્યો:—" રમા! હું મહા અપરાધી છું. મને ક્ષમા કર. મારા પર ગુસ્સો લાવીશ નહિ. મારા પર દયા દર્શાવ."

આમ કહી બળવંતે પોતાના હાથ રમાને આલિંગન આપવાને માટે પહોળા કર્યા અને તે એકેક પગલું આગળ વધવા લાગ્યો. બળવંતનો મનોભાવ સમજીને રમા એકદમ આસન પરથી ઉઠી અને એકેક પગલું પાછળ હઠવા લાગી. પોતાને મળવા માટે રમાને નારાજ જોઈને બળવંત એકદમ બૂમ પાડી ઉઠયો:—"રમા, મારી નિર્દયતાનો બદલો તું નિર્દય થઈને આપીશ નહિ." એમ કહી અંતરના આવેગથી ઉચ્ચ સ્વરે તે રૂદન કરવા લાગ્યો.

રમાએ તેને શાંત થવાનો હસ્તસંકેત કર્યો અને કહ્યું:—"તમે શાંત થાઓ. તમે સૂજ્ઞ છો છતાં આમ ગાંડાની માફક શું કરો છો?"

રમાના શબ્દો સાંભળતાંજ બળવંતે ઉદ્વેગથી પોતાનું મસ્તક નીચું નમાવી ક્ષણુમાત્ર સ્તબ્ધ ઉભા રહ્યા પછી પૂછયું:—"રમા! આટલા લાંબા વખતે પણ આપણી મુલાકાત થઈ, છતાં તું મને કેમ તારી પાસે આવવા દેતી નથી?"

રમાએ કિંચિત્ સ્મિત કરી કહ્યું:—"તમારી અને મારી મુલાકાત હમ્મેશાં થાય છે—હું અને તમે એકજ છીએ—એવુંજ જો હું અનુભવું છું, તો પછી પંચભૂતથી બનેલાં આ માટીનાં પૂતળાંના એ શરીરને પરસ્પર મેળવવાનું શું કારણ છે? તમે તમારૂં હૃદય મહત્ કરો—પવિત્ર દૃષ્ટથી તમારા સાન્નિધ્યમાંજ મને જોતાં શિખો એટલે તમારા પોતાનામાંજ હું સમાયેલી છું, એમ તમને જણાશે–ત્યારેજ તમારાથી સ્વરૂપ પ્રેમનો સ્વરૂપાનંદ અનુભવાશે."

રમાના શબ્દો સાંભળી બળવંતના અંતઃકરણમાં જ્ઞાન પ્રદીપનો પ્રકાશ પડવા લાગ્યો. રમાની આટલી બધી આધ્યાત્મિક ઉન્નતિ થઇ હશે એવો તેને સ્વપને પણ ખ્યાલ નહોતો. આવા ઉચ્ચ વિચારો સાંભળતાં તેનું અંતઃકરણ ભરાઇ આવ્યું અને તે બોલ્યો:-

" રમા ! હું પણ તેજ ઇચ્છાથી ઘર છોડીને બ્હાર નીકળી પડયો છું; પરંતુ મારાથી થયેલા અપરાધ માટે તારી પાસે ક્ષમા માગવી અને પછીજ તે કાર્યમાં મનને રોકવું એવો મારો વિચાર હતો. મારા બન્ને હેતુ હવે સફળ થયા છે. મેં તારી ક્ષમા તો માગેલીજ છે. હવે તું મારો ગુરૂ થા અને મને અધ્યાત્મ વિષયનું શિક્ષણ આપ. "

રમાએ અનધિકાર દર્શાવતાં કહ્યું:—" હું હજી અજ્ઞાન છું. એ શિક્ષણ આપવાની યોગ્યતા અદ્યાપિ મારામાં આવી નથી. તમે નીચે બેસી શાંત થાઓ, મારા ગુરૂ આપને જે કાંઇ ઇચ્છા હશે તે શિખવશે; તમારૂં સકળ દુઃખ દૂર કરશે. "

રમાના કહેવા મુજબ નીચે બેસીને બળવંતે પૂછ્યું:—" તારા ગુરૂજી ક્યાં છે ? "

રમાએ દરવાજા તરફ આંગળી બતાવતાં કહ્યું:—" જુઓ, સ્નાન કરીને અહિંજ આવે છે."

બળવંતે તે દિશા તરફ નજર ફેરવીને જોયું તો રમા કરતાં જરાક મ્હોટી સ્ત્રી સ્નાન કરીને પોતાના તરફ આવતી તેના જોવામાં આવી. તે સ્ત્રીએ મંદિરમાં પ્રવેશ કરતાંજ બળવંતને ઓળખ્યો. બળવંત તેને અંદર આવતી જોતાંજ ઉઠીને ઉભો થયો અને નિર્મળાને સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યો; પણ તેમ નહિ કરવાની દૂરથીજ ઇસારત કરીને નિર્મળા બોલી:—"નહિ, નહિ. તમે આ શું કરો છો ? તમારા નમસ્કાર સ્વીકારવા જેટલી યોગ્યતા મારામાં નથી. "

બળવંતે નમ્ર સ્વરે કહ્યું:—" એમ કેમ કહી શકાય ? રમાની અધ્યાપિકા મને પણ શ્રેષ્ઠ અને પૂજ્ય છે. તેની ઉન્નતિ જોઇ મને

ઘણુંજ આશ્ચર્ય લાગે છે. હું પણ તેજ ઉદ્દેશથી જ્યાં ત્યાં ભટક્યા કરૂં છું; પરંતુ કહેવત છે કે, ' ગુરૂ વિના જ્ઞાન નહિ ' એવીજ મારી સ્થિતિ છે. મને પણ જો તમે આ અભ્યાસ કરાવશો તો હું તમારો ઘણોજ આભારી થઇશ."

નિર્મળા અનધિકાર દર્શાવતા બોલી:—" એટલા જ્ઞાનની હું અધિકારિણી નથી. અહિં નજીકમાંજ મારા ગુરૂજી રહે છે. હું તેમની સાથે તમારી મુલાકાત કરાવી આપીશ; એટલે તે આપને અધ્યાત્મ જ્ઞાનનું શિક્ષણ આપશે. તમારી સ્થિતિ પણ રમાના જેવીજ અગ્નિ ઉપરની રાખ જેવી છે ને રાખ ઉપદેશરૂપી વાયુથી ઉડી જતાંજ તમારો જ્ઞાન પ્રદીપ પ્રજ્વલિત થશે. તમે હવે થોડો વખત વિશ્રાંતી લઇ ઉપહાર કરો, પછી ગુરૂજી પાસે આપને લઇ જઇશ."

નિર્મળાની આજ્ઞાનુસાર બળવંત મંદિરમાંથી બ્હાર નીકળ્યો અને સરિતાતટે સ્નાન કરી આવ્યો. સ્નાન કરી આવ્યા પછી રમાએ તૈયાર કરેલું સાદુ ભોજન જમી લઇ તે થોડો વખત સૂઇ ગયો. આ તરફ વનલતાએ પણ સરિતા પાસે કોઇ નથી એમ જોઇ તરતજ સ્નાન કરી લીધું અને કેટલાંક કંદમૂળને સરિતાના સ્વચ્છ જળથી ધોઇ ખાઇ લીધાં પછી થોડુંક પાણી પીને પાછી એક પ્રચંડ વૃક્ષના થડની અંદર સંતાઇને બેઠી. સ્હાંજે ચાર પાંચ વાગ્યાના અરસામાં રમા તથા બળવંતને સાથે લઇને નિર્મળા પર્વતની એક ગુફા તરફ ગઇ. ગુફાની બ્હાર ઘીચ ઝાડી આવેલી હોવાથી અંદર મનોહર સ્થાન હશે એવી બળવંતને કલ્પના પણ નહોતી; પરંતુ ગુફાની નજીક જતાંજ જે રમ્ય દેખાવ તેની નજરે પડયો, તે જોઇને તે ચકિત થઇ ગયો. ગુફામાં બેઠલા યોગી વૃદ્ધ

હતા. તેમની કાન્તિ સતેજ હતી. શરીર સંપત્તિ પણ સુદૃઢ હતી. બધાએ પ્રણામ કર્યા પહેલાંજ તેમણે તેમને આશિર્વાદ આપ્યો અને બેસવાનું કહ્યું. નિર્મળાએ યોગી મહાત્માને બળવંતનો ઉદ્દેશ કહ્યો એટલે તેમણે ઘણોજ સંતોષ દર્શાવી હમેશાં તેજ વખતે બળવંત ત્યાં આવે તો ધીમે ધીમે અધ્યાત્મવાદનું શિક્ષણ આપવાનું આશ્વાસન આપ્યું.

આવી રીતે યોગી મહાત્માનાં દર્શન થવાથી બળવંતના અંતઃકરણમાં એક જાતનું સમાધાન અને સ્ફૂર્તિ ઉતપન્ન થયાં. રમાની પણ તેજ અવસ્થા થઇ. ત્રણે જણાં મંદિરમાં પાછાં આવ્યાં પછી નિર્મળાની સલાહથી બળવંતે મહાત્માની ગુફાથી થોડેજ દૂર એક જૂદોજ આશ્રમ બાંધવાનો વિચાર કર્યો. જે ઠેકાણે મહાત્માની ગુફા આવેલી હતી ત્યાંથી થોડે દૂર એક પાણીનો ન્હાનો ઝરો વેહતો હતો, તેની નજીકમાં જ બળવંતે એક ઝુંપડી તૈયાર કરી અને પછી તે ઝુંપડીમાં રમાની સાથે ઘણોજ આનંદથી રહેવા લાગ્યો. આવી આશ્રમસ્થિતિમાં રહેતાં સુખી દંપતિનું સંસારચિત્ર અમારી ક્ષુદ્ર લેખિનિથી આલેખવાનું કાર્ય ઘણુંજ અશકય છે. બળવંત અને રમા ત્યાં રહ્યાં એટલે પછી પ્રભાતકાળે કોઇ આવીને આશ્રમની આગળનો ઓટલો તથા આસપાસની જમીન સ્વચ્છ કરી જળ છાંટી જાય છે, એવું તેમના ઉભયના જોવામાં આવ્યું. પોતાને માટે કોઇને જરા પણ ત્રાસ થાય નહિ એવી બળવંત તેમજ રમાની ઇચ્છા હોવાથી તેમણે આ પ્રકારનું રહસ્ય જાણવાને ઘણો પ્રયાસ કર્યો; પરંતુ તેઓ કાંઇ જાણી શકયાં નહિ. આ કૃત્ય કોનું હોવું જોઇએ, તેની વાંચકે તો કલ્પના કરી લીધીજ હશે. આવી રીતે બળવંતની ગુપ્ત રીતે સેવા બજાવનાર સ્નેહમયી તેમજ વનવાસિની વનલતાજ હતી.

તે એકાદ ગુપ્ત સિપાહીની માફક-નહિ-નહિ-ત્યાગ કરેલી સાધ્વી સહધર્મિણી પ્રમાણે-પતિના સંરક્ષણ માટે બળવંતના પાછળ પાછળ તેની છાયા પ્રમાણે ચાલતી હતી; પરંતુ બળવંત કદાચિત્ પોતાને ઓળખી જાય અને તેથી તેનું મન દુઃખાય એવા ભયથી તે તેની નજરે પડતી નહોતી.

એક દિવસે સ્હવારે સુયોગ મળતાંજ તેણે પણ મહાત્માનાં દર્શન કરી તેમની કૃપા સંપાદન કરી, અને જે વખતે બળવંત ત્યાં ન હોય તે વખતે તેમના પાસે જઈ અધ્યાત્મિક જ્ઞાન સંપાદન કરવા લાગી. ધીમે ધીમે તેની જ્ઞાનદૃષ્ટિ ખીલવા લાગી. **બે શરીરો એક ઠેકાણે રાખવાં એમાંજ દાંપત્ય સુખ નથી; પરંતુ આત્મૈકય કરવું એમાંજ બધું સુખ છે— આખા જગતની સેવા કરવી અને આખા જગત્નું પ્રેમભાવે કલ્યાણ ઈચ્છવું એજ ખરા પ્રેમનું રહસ્ય છે**—એવી તેને પ્રતીતિ થવા લાગી. એક દિવસે તેણે પર્વત ઉપર ફરીને પુષ્કળ પુષ્પો એકઠાં કર્યાં તથા તેની માળા ગુંથી તેમાં કેટલાક અક્ષરો પણ ગોઠવ્યા. નિત્યનિયમાનુસાર પ્રભાતકાળે ઉઠીને તે બળવંતના આશ્રમ પાસે ગઈ અને તેણે પુષ્પમાળા પર્ણકુટિકાના બારણા ઉપર તોરણની માફક બાંધી. પછી ધીમે રહીને બધો કચરો પુંજો કાઢી જળ છાંટવાનો તેણે આરંભ કર્યો. બળવંત અને રમા આજે સાવધ થઈને બેઠાં હતાં. જળ છંટાતાંનો અવાજ સાંભળીને ધીમેથી તેમણે બારણું ઉઘાડયું અને વનલતા પાસે જઇને પૂછયું:—"તમે કોણ છો ?"

પ્રશ્ન સાંભળી વનલતા ગભરાઇ નહિ. તેણે કહ્યું:—"હું તમારી દાસી વનલતા છું."

બળવંત અને રમા આ શબ્દો સાંભળી આશ્ચર્યચકિત બની

ગયાં. રમા પાસે ગઈ અને પ્રેમથી તેનો હાથ પકડીને બોલી:—
" આવ, બ્હેન અંદર આવ. મેં તને બરાબર ઓળખી છે. તું-હું આપણે બધાં એકજ છીએ. જૂદાં જૂદાં જળપાત્રમાં પ્રતિબિંબત થયેલા સૂર્ય જેવાં છીએ; અર્થાત્ વસ્તુત: આપણો આત્મા એકજ છે! કોઈ પણ જાતની ઇચ્છા નહિ રાખતાં તું નિષ્કામવૃત્તિથી જે સેવા કરે છે તે માટે તને ઘણોજ ધન્યવાદ ઘટે છે. તારૂં મહત્ હૃદય બધી આર્ય મહિલાઓને પ્રાપ્ત થાય એવુંજ હું ઇચ્છું છું!"

વનલતા રમાની સાથે પર્ણકુટિકામાં જતાં જતાં બોલી:—
" બ્હેન, તને પણ ધન્યવાદ ઘટે છે. તારા જેવી સ્વામિનિષ્ઠ સ્ત્રી જેવી બધી આર્યમહિલાઓ થાય એવી મારી પણ ઇચ્છા છે!"

ઉપર પ્રમાણે વાતચિત થયા પછી બળવંતે વનલતાને પૂછયું:-
" વનલતા! આવી રીતે સેવા કરવામાં તારો શો ઉદ્દેશ છે?"

વનલતાએ ગંભીરતાથી ઉત્તર આપ્યો:—" સેવા કરવી એજ માનવનો પરમ ધર્મ છે. જગતની સેવા કરવી અને પ્રત્યેકનું હિત ચિંતવું એમાંજ ખરૂં મનુષ્યત્વ છે. નહિ તો પછી મનુષ્ય અને પશુમાં શો ફેર? આ શરીરરૂપી પર્ણકુટિકા પણ તમારી પર્ણકુટિ પ્રમાણે અર્થયુકત થવી જોઈએ!"

બળવંતે આશ્ચર્ય પામી પૂછયું:—" આ પર્ણકુટિકામાં એવું શું વિશેષત્વ છે?"

વનલતા પ્રત્યુત્તર આપતાં બોલી:—" બહાર ચાલો, એટલે બધું સમજાશે."

વનલતાની સૂચના પ્રમાણે બધાં બ્હાર આવ્યાં. પછી તેણે બારણા પર લટકાવેલી પુષ્પમાળા તરફ આંગળી કરીને કહ્યું:—" આ

શું છે, તે જોયું ?"

ફૂલથી ગુંથેલા અક્ષરો જોઇ બળવંત અને રમાની આંખો પ્રેમાશ્રુથી ભરાઇ આવી. બળવંત વનલતાને ઉદ્દેશીને બોલ્યો:—"જે આર્યાવર્ત્ત આવી પૂણ્યમયી મહિલાઓ પ્રસવે છે તેને ધન્ય છે. રમા, વનલતાએ શું લખ્યું છે ?"

રમા ઉલ્હાસથી બોલી:—

"स्नेह सदन वा प्रणय रहस्य !"

સમાપ્ત.

